# અનુક્રમણિકા.

આવી જાતનાં બહાર પડેલાં પુસ્તકોમાંથી સૌથી મોટું, સારૂં અને સસ્તું પુસ્તક.

# શાક, પાક, પકવાનશાસ્ત્ર.

આમા જુદી જુદી જાતના ગરમ મસાલા જેવા કે પારસી રીતના શાકનો મસાલો, શાકનો સારો મસાલો, શાક દાળનો ગરમ મસાલો, રાઇનો મસાલો, ખોપરાનો મસાલો, મેથીનો મસાલો, ભજીયાનો મસાલો, શાકદાળનો દક્ષિણી રીતનો મસાલો, શાકભાતમા મેળવવાનો લોટનો મસાલો, હિન્દુસ્તાની રીતનો ગરમ મસાલો, પાનનો મસાલો, જુદી જુદી જાતની ચટણીઓ તથા કચુંબરો જેવી કે રીંગણાની ચટણી, કાંદાની, થોરના પાંદડાની, અડદની દાળની, આમલીની આમળાની, દ્રાક્ષની, કરીની, કેળાની, કોથમીરની, ફુદીનાની, મસાલાના ભાત જોડે ખાવાની, આદાની, મીઠા લીમડાની, કાચા દાડમની, કાકાની કરમદાની, ચણાની દાળની, લીલા મરચાની, કોકમની, ઇંગ્રેજી રીતની, ફુદીનાની, તલની, લસણની, જીરાની, ખજુરીની, ટામેટાની, બંગાળી રીતની, શેરડીનો સરબત, ગોળનો સરકો લીંબુના રસનો, જાબુના રસનો, કાંદાનો, કચુંબર, પપૈયાનું કચુંબર, કેરી તથા રાયણનું, ગાજરનું, મગાનું, મોગરીનું કાકડીનું કચુંબર, જાત જાતના રાયતા જેવા કે બગાકાનું રાયતું, કાકડીનું રાયતું, કહોળાનું, ખારેકનું દ્રાક્ષનું, ખોપરાનું, લીલા મરચા આદુ અને કોથમીરનું કેળાનું, સુરણનું, શક્કરીયાનું, મગાનું, મોગરીયોનું, પપનસનું, અગીના દાડમાનું, જામફળનું, લીંબુનું, અનનાસનું, આદુનું, રોનફળનું રાયતું, કોળાના ફુલનું, આમળાનું રાયતું વીગેરે તેમજ જાતજાતના અથાણા જેવા કે બાફેલા લીંબુનું અથાણું, છીણેલી કેરીનું, ખારેકેરીનું, ગળ્યા કેરીનું, મેથીયા કેરીનું, મુગલાઈ રીતનું, મરચા કેરીનું, ચાસણીવાળ કેરીનું અથાણું, ગુજરાતી રીતનું મેથીયા કેરીનું રાયતા કેરીનું અથાણું, કેરીનું મોગલાઈ અથાણું, આદાનું અથાણું, કોબીસનાવરનું, હુગળીનું, ગાજરનું, ચરચરનું, બાફેલી કેરીનું, લીંબુનું, મીઠી કાકડીનું, રાઇતી કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીયાવાડી કાળાનું, લીંબુ હળદર તથા આદાનું, વાસનું, લીંબુનું મદ્રાસી રીતનું કવળનું, કરમદાનું, બાવળના પરડાનું, ફણસનું વીગેરે, તેમજ જુદી જુદી જાતના પકવાન જેવા કે કંસાર, સુરમાના લાડુ, શીંગ કરવાની રીત, વેડમી (પુરણપોળી), માલપુવા, પાપડ અનારસા, શુનકર, ગુલાબજાંબુ, ગુલગુલા દહીના તથા માવાના, દુધની (શુતરી, ગોળપાપડી, ગારીયા, ઘારી, ઘારી બદામ પીસ્તાની, અમૃતપાક, મેસુર, મોહનપાક, ઘારગા, ઘુઘરા, ઘેબર, ઘમોર, ચીક્કી, જલેબી, ઢોકળા, સાદા તથા ફીણેલા, ખમણઢોકળા, હીરડા, દહીંથરા, દુધપૌંઆ, દુધપાક, દુધરોટલી, થુલી, નખનાગસ, નાનખટાઇ, પેંડા, પીસ્તાની પાપડી, દુધના પફ, પુરણીઆ, કેળાની પુરી, ખારી પુરી, દહીની પુરી, પુરી કેરીના રસની, શીંગોડાના લોટની, બગાની, પંચામૃત, ચોખાની પાપડી, ગગનગાઠિયા, પેંડા, પાઉં, બદામની પાપડી બરફી, બદામની રોટલી, બાસુદી, દુધના બીસકીટ, ગળ્યા બીસકીટ, બીરંજ, ચતુરંગી બીરંજ, ફુલવડી, ફેદીઆ, ફાફડા, ફરસીપુરી, મથુરાના પેંડા, સુકા પેંડા, મીઠા ભાખર, ઠોર, આરમીનીયન મીઠાઈ, મેસૂર માવાનો, બદામનો, મગસી, મોહનથાળ, મોદક, મોડા પુરણના, બાટી, બાટી મારવાડી, પુરણના મોદક, સુદીના લાડુ, ચેમપુના લાડુ, રવાના લાડુ, મગદળ તથા અડદીયા લાડુ, ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આગાની ખીર, ચોખાની કણકીનીખીર, સેવની ખીર, ખોયાની ખીર, લીલા શ્રીફળની ખીર બદામની ખીર, તલની ખીર, દ્રાક્ષની ખીર, ખારેકની ખીર બગાની ખીર, સુરણની ખીર, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, મુતરંફણા, રોટલી ઘીની, ફુલકા ખમીરી રોટલી, ખજુરની રોટલી, ખાંડની રોટલી, પાપડની રોટલી બાજરાની કેનેડો, ચાસણી બનાવવાની રીત, ઘેંસ, ઘુઘરા લીલવાના, ખજુર, ચોપડા, બાનગના લાડવા, તલના લાડવા, વઘારેલા

श्री कृष्णायनमोनमः ।

श्रीगोपीजनवल्लभाय नमोनमः ।

# ચોરાશી વૈષ્ણવની વાર્તા.

( સેવક દામોદરદાસ હરસાણીની વાર્ત્તા )

---

વાર્તા ૧ લી.

એક સમય શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પૃથિવીની પરિક્રમા કરવા પધાર્યા હતા. ત્યારે દામોદરદાસ, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની સાથે હતા. આચાર્યજી, દામોદરદાસને પ્રેમથી 'દામલો' એમ કહેતા હતા. અને કહેતા હતા કે, આ માર્ગ તારે માટે પ્રકટ કર્યો છે. એમ કહેતા આચાર્ય પૃથિવીની પરિક્રમા દેતા શ્રી ગોકુળમાં પધાર્યા. ગોકુળમાં ગોવિંદઘાટ ઉપર એક ચોતરો હતો. ત્યાં આચાર્યજી વિશ્રામ કરતા હતા. અને ત્યાં આચાર્યજીની બેઠક છે. અને શ્રી દ્વારિકાનાથજીનું મંદિર છે. ત્યાં આચાર્યજી બેઠા હતા. તે સમય આચાર્યજીને મહાચિન્તા ઉપજી કે, શ્રી ઠાકોરજીએ તો આજ્ઞા દીધી છે કે તમે જીવને બ્રહ્મ સમ્બન્ધ કરાવો, ત્યારે આચાર્યજી શ્રી મહાપ્રભુજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે, જીવ તો દોષવન્ત છે. અને શ્રી પુરૂષોત્તમજી તો ગુણ નિધાન છે માટે શીરીતે સબન્ધ થાય ? તેની ચીન્તા થઈ અને અત્યન્ત આતુર થયા, તે સમયે શ્રી ઠાકોરજી પોતે તત્કાળ પ્રગટ થયા અને આચાર્યજી શ્રી મહાપ્રભુજીને પુછયું કે, તમે

ચિન્તાતુર કેમ છો ? ત્યારે આચાર્યજીએ કહ્યુ કે,–જીવનું જે સ્વરૂપ છે તે તો તમે જાણો છો કે, દોષવન્ત છે, તો તેનો આપથી સમ્બન્ધ શી રીતે થાય ? ત્યારે ઠાકોરજીએ કહ્યું કે,– જો તમે જીવનો બ્રહ્મ સમ્બન્ધ કરશો, તેને હું અંગિકાર કરીશ, તમે જીવનું નામ દેશો તેના સમસ્ત દોષ નિવૃત્ત થશે. આ વાર્તા શ્રાવણ સુદ ૧૧ ને દિવસે અર્દ્ધ રાત્રિયે થઈ પ્રભાતે પવિત્રાં બારસ હતી. માટે સુતરના પવિત્રાં કરી રાખ્યાં હતાં, તે પવિત્રાં શ્રીપુર્ણપુરૂષોત્તમજીને પહેરાવ્યાં, અને સાકરનો ભોગ ધરાવ્યો, તે સમયના આ અક્ષર છે. તેનો શ્રી આચાર્યજી મહાપ્રભુએ પોતે સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થ કરેલો છે.

श्रावण स्यामले पक्षे एकादश्यां अर्हंनिशि ।
साक्षात् भगवताप्रोक्तं तदक्षर सउच्यते ॥ १ ॥

તે સમય શ્રી આચાર્યજીએ દામલાને પુછ્યું કે–હે દામલા ! તેં કાંઈ સાંભળ્યું ? ત્યારે દામોદરદાસે વિનંતિ કરી કે,-મહારાજ ! શ્રી ઠાકોરજીનાં વચન સાંભળ્યાં તો ખરાં; પરન્તુ કાંઈ સમજ્યો નહિ. ત્યારે આચાર્યજીએ કહ્યું કે–મને શ્રી ઠાકોરજીએ આજ્ઞા આપી છે કે, જે જીવને બ્રહ્મસમ્બન્ધ કરાવશો, તેને અંગિકાર કરીશ તેના સમસ્ત દોષ નિવૃત્ત થશે. માટે બ્રહ્મ સમ્બન્ધ અવશ્ય કરવો.

ત્યારપછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ શ્રી ઠાકોરજીની પાસે એ માગ્યું કે,–મારા પ્રથમ દામોદરદાસનો દેહ ન છુટે, આચાર્યજી શ્રી મહાપ્રભુજી દામોદરદાસથી કાંઇ ગુપ્ત રાખતા ન્હોતા, અને આચાર્યજી અહર્નિશ ભાગવતનું અવલોકન

કરતા હતા, અને કથા કહેતા હતા, અને માર્ગના સિદ્ધાન્ત તથા ભગવદ લીલાનું રહસ્ય શ્રી આચાર્યજીએ પોતે દામોદરદાસના હૃદયમાં સ્થાપન કર્યું.

એક સમય દામોદરદાસ અને શ્રી ગુસાઈજી એકાન્તમાં બેઠા હતા, ત્યારે શ્રીગુસાઈજીએ દામોદરદાસને પુછ્યું કે, તમે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને કેવા જાણો છો ? ત્યારે દામોદરદાસે કહ્યું કે, હું તો શ્રી આચાર્યજી મહાપ્રભુજીને જગદીશ જે શ્રી ઠાકોરજી તેના કરતાં પણ અધીક જાણું છું. ત્યારે શ્રી ગુસાંઈજીએ દામોદરદાસને કહ્યું કે, તમે એમ કેમ કહો છો ? કે શ્રી ઠાકોરજીથી પણ આચાર્યજી મોટા છે ત્યારે દામોદરદાસે કહ્યું કે,—હે મહારાજ! દાન મોટું કે દાતા મોટો ? કોઈની પાસે પુષ્કળ દ્રવ્ય હોય, અને ન આપે તો દ્રવ્ય શું કામનું ? જો તે દ્રવ્યનો સન્માર્ગે વ્યય કરે તો જાણીએ કે તેણે દ્રવ્યનો સદુપયોગ કર્યો. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને તો સર્વસ્વ ધન શ્રી ઠાકોરજી છે, તે અમે જે જીવ તેને દાન કરેલ તેથી અમે શ્રી આચાર્યજીને સર્વથી મોટા જાણીએ છીએ.

એક સમય શ્રીઆચાર્યજી મહાપ્રભુ તથા શ્રીગુસાંઈજી પોતાની બેઠકમાં બીરાજ્યા હતા, ત્યારે પાસે બે ચાર વૈષ્ણવ હસવા તથા રમવા માટે બેઠા હતા. તે સાથે પોતે હસતા રમતા તથા મશ્કરી કરતા બહુજ પ્રસન્નતાથી તેઓ સાથે રમતની વાર્તા કરતા હતા, તે સમયે દામોદરદાસ આવ્યા, તેનો શ્રી

ગુસાંઈએ પુષ્કળ આદર સત્કાર કર્યો, ત્યાર પછી દામોદરદાસ બેઠા, અને ગુસાંઈજીને દામોદરદાસે કહ્યુ કે, હે મહારાજ! આપણો માર્ગ નીશ્ચિન્તતાનો નથી આ માર્ગ અત્યન્ત કષ્ટાતુરતાનો છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે,–તમે સારી વાર્તા કહો છો. પણ મને જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની કૃપા થશે. ત્યારે કષ્ટાતુરતા થશે. આ માર્ગ તો શ્રી આચાર્યજી મહાપ્રભુજીની કૃપાથી ન હોય ત્યારે દામોદરદાસે સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી વિનંતિ કરી કે મારે તો એકવાર રાજને વિનતિ કરવાની છે, પછી આપ પ્રભુ છો, માટે જે રૂચસે તે કરશો પણ આ માર્ગ તો એ પ્રકારનો છે, ત્યારે શ્રી ગુસાંઈજી બહુજ પ્રસન્ન થયા. અને કહેવા લાગ્યા કે,—અમને એ વાર્ત્તા શ્રી આચાર્યજી દ્વારા છે. અને કે જો તમે ન કહોતો કોણ કહે? અમે તમને દેખીએ છીએ. ત્યારે અતિ પ્રસન્નતા થાય છે. આપ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સેવક જાણી દામોદરદાસની શીક્ષા માનો છો, માટે મોટાથી પણ મોટા. છો.

પ્રથમ આચાર્યજીએ શ્રી ઠાકોરજી પાસે એ માગ્યું કે, મારા પહેલાં દામોદરદાસનો દેહ ન પડે, તેનું કારણ એ છે કે, શ્રી આચાર્યજી મહાપ્રભુજી સંન્યાસ ગ્રહણ કરવાનો મનમાં વીચાર કરતા હતા, તે સમય શ્રી ગોપીનાથજી તથા શ્રી ગુસાંઈજીએ બે ભાઈ બાળક હતા તે માટે માર્ગના સીદ્ધાન્તની વાર્ત્તા શ્રી આચાર્યજી મહાપ્રભુજી સંન્યાસ ગ્રહણ કર્યો. ત્યાર-

પછી કેટલેક દીવસે શ્રી ગુસાંઈજીએ પોતાની માતા અક્કાજીને પુછયું કે,–શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ માર્ગ પ્રકટ કરેલો છે, તે ઉત્સવના શું પ્રકાર છે ? હું તો કાંઈ જાણતો નથી. ત્યારે શ્રી અક્કાજીએ કહ્યું કે, માર્ગ તથા ઉત્સવનો પ્રકાર સર્વ દામોદરદાસનો કહેલ છે. માટે તમે એને પુછો. તમને દામોદરદાસ કહેશે. ત્યારે શ્રી ગુસાંઈજીએ દામોદરદાસનું બહુ જ સન્માન કરી, ભક્તિ ભાવથી ઘરમાં પધાર્યા. પછી ઉત્સવનો પ્રકાર શ્રી ગુસાંઈજીએ પુછયો. ત્યારે દામોદરદાસે સર્વ કહ્યો.

એક સમય દામોદરદાસના પીતાના શ્રાદ્ધનો દીવસ હતો, તે દિવસ શ્રી ગુસાંઈજી, દામોદરદાસને ઘેર પધારયા. અને દામોદરદાસને શ્રાદ્ધ કરાવ્યું. પછી ઉત્થાન સમય દામોદરદાસ દર્શન માટે આવ્યા. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે,–મને શ્રાદ્ધ કરાવવાની દક્ષિણા આપો. ત્યારે દામોદરદાસે કહ્યું કે,–દક્ષિણામાં એકવાર્ત્તા કહીશ, તે સિદ્ધાન્ત રહસ્યના દોઢ શ્લોકનું વ્યાખ્યાન કહ્યું તે એવી વાત છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે,–આગળ કહો. ત્યારે દામોદરદાસે કહ્યું કે, મેં તો આટલોજ સંકલ્પ કરેલો છે. ત્યારે શ્રી ગુસાંઈજી ચુપ થઈ ગયા. પછી દામોદરદાસે માર્ગની પ્રનાલિકા શ્રી ગુસાઈજીની પાસે કહી, શ્રીમદ ભાગવતની સુબોધીની શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ગ્રંથની ટિકા અને રહસ્ય વાર્ત્તા શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહેલ છે, તે સર્વ કહી તે પછી શ્રી ગુસાંઈજી દામોદરદાસને નમસ્કાર કરવા નદેતા; અને શ્રી

ગુસાંઈજીએ પોતાના મનમાં વીચાર્યું કે,-શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ દામોદરદાસના હૃદય મન્દિરમાં સદા સર્વદા બીરાજમાન છે. માટે તે પાસે દન્ડવત કે નમસ્કાર ન કરાવવા તેથી નમસ્કાર કરવા દેતા નહી. પછી શ્રી આચાર્યજીએ, દામોદરદાસને દર્શન આપ્યાં, અને આજ્ઞા આપી કે, હવેથી તું શ્રીગુસાંઈજીના ચરણોદકને નિત્ય લીધા કરય આમ આજ્ઞા થતા પ્રભાતે દામોદરદાસ શ્રીગુસાંઈજી પાસે આવ્યા અને ચરણોદક માગ્યું, ત્યારે શ્રીગુસાંઈજીએ ચરણોદકની ના પાડી, ત્યારે દામોદરદાસે ગુસાંઈજીને કહ્યું કે,-મને શ્રી આચાર્યજીની આજ્ઞા થયેલી છે. અને દર્શન થયાં છે અને કહ્યું છે કે, તારે ગુસાંઈજીનું ચરણોદક નિત્ય લેવું, આમ કહ્યું એટલે શ્રી ગુસાંઈજીએ ચરણોદક આપ્યું અને દામોદરદાસને શ્રી આચાર્યજી ત્રીજે ત્રીજે દીવસે દર્શન આપી, માર્ગના રહસ્યની વાર્ત્તા કહેતા. અને જો કદાચિત ત્રીજે દીવસે દર્શન ન થાય તો તે દીવશે દામોદરદાસના પેટમાં પીડા થતી હતી, અને અત્યન્ત કષ્ટ પામતા હતા, અને પછી જયારે દર્શન થતાં ત્યારે તત્કાળ કષ્ટ શાન્ત થઈ જતું હતું આમ કરતાં કરતાં કેટલાક વર્ષ પર્યન્ત દામોદરદાસને શ્રી ગુસાંઈજીએ દર્શન આપ્યાં તથા શ્રી આચાર્યજી શ્રી મહાપ્રભુજીએ પણ દર્શન આપ્યાં આ પ્રમાણે કૃપા કરતાં જે વાર્ત્તા થતી, તે દામોદરદાસ શ્રી ગુસાંઈજીની આગળ કહેતા અને માર્ગના પ્રકાકની વાર્ત્તા અહર્નિશ કહેતા હતા. દામોદરદાસના હૃદયમાં શ્રી આચાર્યજી પોતે બીરાજમાન છે માટે દામોદરદાસને દન્ડવત ન

કરવા દેતા અને કહેતા કે,-દામોદરદાસની વાર્ત્તાનો પાર નથી. એવા માર્ગના ટેકના કૃપા પાત્ર છે.

ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુએ. દામોદરદાસને કહ્યું કે, હે દામોદરદાસ તું શ્રી ગુસાંઈજીને શું કરી માને છે. ? ત્યારે દામોદરદાસે કહ્યું કે, હે મહારાજ ! હું તો આપના પુત્ર સદશ માનું છું. ? ત્યારે આચાર્યજી શ્રી મહા પ્રભુજીએ દામોદરદાસને આજ્ઞા આપી કે,-જે પ્રમાણે તું મને જાણે છે તે પ્રમાણે તેના સ્વરૂપને જાણ્ય. અને શ્રી આચાર્યજીએ શૃંગારરસ મન્ડનગ્રન્થ કરેલો છે, તેમાં લખ્યું છે. તેથી દામોદરદાસ આવા કૃપા પાત્ર ભગવદીય હતા.

પ્રથમ શ્રી આચાર્યજી મહાપ્રભુએ, દામોદરદાસને કહ્યું કે,-આ માર્ગ તારે માટે પ્રકટ કરેલો છે. તેનો હેતુ એ છે કે જ્યાંસુધી શ્રી આચાર્યજીના માર્ગની સ્થિતિ છે ત્યાંસુધી દામોદરદાસની ગોપનીય સ્થિતિ છે. પછી દામોદરદાસે કહ્યું કે,-મેં શ્રી ઠાકોરજીનાં વચન તો શ્રવણ કરયાં પણ સમજ્યો નહિ. તે સમય શ્રી આચાર્યજીએ કહ્યું કે,-આજેજ દશ જન્મનો અન્તરાય છે. તેનું કારણ એ છે કે,-જ્યાં સુધી આચાર્યજી મહા પ્રભુજીના માર્ગની સ્થિતિ છે, ત્યાં સુધી દામોદરદાસનું આગવ્ય પુન: પુન: છે. માર્ગના સ્થંભ, પ્રથમ એ માટે કહેલ છે કે, -શ્રી આચાર્યજીએ દામોદરદાસના હૃદયમાં ભગવદલીલા સ્થાપી સકળસૃષ્ટિને સમ્બોધન કરવાને તેનું કારણ એ છે કે,-જ્યાંસુધી

શ્રી આચાર્યજીના માગની સ્થિતિ છે, ત્યાંસુધી દામોદરદાસની સ્થિતિ છે. માટે તે દામોદરદાસ આ ટેકના કૃપાપાત્ર ભગવદીય છે. તેથી તેની વાતોનો પાર નથી.

---

વાર્તા ૨ જી.

( શ્રી આચાર્યજીના સેવક કૃષ્ણદાસ મેઘન ક્ષત્રિયની વાર્તા. )

એક સમય શ્રી આચાર્યજીએ પૃથ્વીની પરિક્રમા કરી, ત્યારે કૃષ્ણદાસ મેઘન સાથે હતા. તે બદ્રીનારાયણના પરલી અને કીર્ત્તિ નામના પર્વત છે. ત્યાંથી એક મોટી શીલાપડી, તેને કૃષ્ણદાસે પોતાના હાથથી અટકાવી એટલે શ્રી આચાર્યજી પ્રસન્ન થયા. અને કૃષ્ણદાસને કહ્યુ કે,-માગ માગ! શી ઈચ્છા છે. ત્યારે કૃષ્ણદાસે ત્રણ વસ્તુ માગી એક તો મુખરતાનો દોષ જાય, બીજું માર્ગનો સિદ્ધાન્ત સમજાય. અને ત્રીજું મારા ગુરૂનાં ઘેર પધારો તેમાં બે વસ્તુ માગી અને ગુરૂને ઘેર પધારવાની ના પાડી. અને પછી બદરિકાશ્રમથી આગળ પધારયા કે જ્યાં જીવને ગમ પડે નહિ. ત્યાં ભગવાન શ્રી વેદવ્યાસજીનું સ્થાન છે. ત્યાં પધારયા અને કૃષ્ણદાસને કહ્યું કે,-તું ઉભો રહેજે, અને શ્રી આચાર્યજી મહાપ્રભુજી આગળ પધારયા. અને ત્યાં વેદવ્યાસજી સામા આવ્યા. અને શ્રી આચાર્યજીને પોતાના ધામમાં લઈ ગયા. અને આચાર્યજીને કહ્યું કે,-તમે જે ભાગવતની ટીકા કરી છે તે મને સંભળાવો ત્યારે શ્રી આચાર્યજીએ યગલગીતના અધ્યાયનો એક શ્લોક કહ્યો.

वामबाहुकृतवमकपोलोवलित भ्रूरधरार्पितवेणुं ।
कोमलांगुलिराश्रितमार्गगोप्ङ्ईरतियत्रमुकुन्दः ॥ १ ॥

આ શ્લોકનું વ્યાખ્યાન કરયું.તે ત્રણ દીવસે પુર્ણ થયું એટલે શ્રી વેદવ્યાસે વિનતિ કરી કે,- જે હું આ શ્રીમદભાગવતના વ્યાખ્યાનની અવધારણા કરી શકતો નથી માટે હવે ક્ષમા કરો પછી શ્રી આચાર્યજીએ, વેદવ્યાસજીસે કહ્યું કે,-તમે વેદાંતનાં એવા સુત્ર કેમ કરયાં કે જે માયાવાદ ઉપર અર્થ લાગે ત્યારે શ્રી વ્યાસજીએ કહ્યું કે,-હું શું કરૂં? મને આજ્ઞાન એય હતી. કે એવા અર્થ કરજો. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે,-મેં બ્રહ્મવાદ ઉપર અર્થ કરેલો છે. એમ કહી તેને વ્યાસજીને સંભળાવ્યો. એટલે તે શ્રવણ કરી વ્યાસજી બહુ પ્રસન્ન થયા અને તે પછી આચાર્યજી વેદવ્યાસજી પાસેથી વિદાય થઈ ત્રીજે દિવસે પધાર્યા અને કૃષ્ણદાસને કહ્યું કે:- તું કેમ ગયો નહિ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે,—મહારાજ! હું કયાં જાઊં? મને આપના ચરણાવિન્દ વગર અન્ય આશ્રય નથી. આવાં કૃષ્ણદાસનાં વચન સાંભળીને શ્રી આચાર્યજી બહુજ પ્રસન્ન થયા. અને કહ્યું કે,—માગ માગ. ત્યારે તેણે ત્રણ વસ્તુ માગી. એકતો મુર્ખતાનો દોષ જાય, બીજું માર્ગનો સિદ્ધાંત સમજાય અને ત્રીજું મારા ગુરૂને ઘેર ચરણ ધારણ કરો. તેમાં બે વસ્તુ આપી અને ગુરૂને ગેર પધારવાની ના પાડી.

ત્યાર પછી એક સમય શ્રી આચાર્યજી ગંગાસાગર પધાર્યા ત્યાં આચાર્યજી શ્રી મહાપ્રભુજી પોઢયા હતા ત્યાં કૃષ્ણદાસ પગ

દાબતા હતા. તે સમય શ્રી આચાર્યજીએ મનમાં વિચાર્યું કે, જો ધાનના મરમરા હોય તો લઈયે આ આચાર્યજીના અન્તઃકરણની વાર્તા કૃષ્ણદાસે જાણી અને એટલામાં શ્રી આચાર્યજીને નિદ્રા આવી એટલે કૃષ્ણદાસજી ઉઠીને ગંગાસાગર ઉપર આવ્યા અને જોયું તો સામે એક દીવો બળ્યા કરે છે. તેના અનુમાને ગંગાપાર થયા. ત્યાં ગામ હતું અને ત્યાં ખેતરોમાંથી લીલું ધાન પાડ્યું અને ગામમાં જઈને ભાડભુંજાને એક પૈસાને બદલે ૨ પૈસા આપીને મમરા કરાવ્યા. અને લઈને આવ્યા અને આચાર્યજી મહાપ્રભુજીને ચરણ દાબીને જગાડ્યા અને મમરા આગળ ધર્યા. અને કહ્યું કે રાજ આરોગો. એટલે શ્રી આચાર્યજીએ પુછ્યું કે તું કયાંથી લાવ્યો. એટલે કહ્યું કે મહારાજ! હું સામેપારથી લઈ આવ્યો. એ સાંભળી શ્રી આચાર્યજી બહુ જ પ્રસન્ન થયા અને કહ્યું કે માગ ત્યારે તેણે પ્રથમ માગેલીજ ત્રણ વસ્તુ માગી. મુર્ખતાના દોષ જાય, માર્ગનો સિદ્ધાંત મારા હૃદયમાં આવે. અને ત્રીજું મારા ગુરૂના ઘેર ચરણ ધરો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે જીવ શું માગી જાણે? મારા સમ જે માગત તે તને આપત. જો કહેત કે ઠાકોરજીનું સ્વરૂપ દેખાડો તો તે દર્શાવત. ત્યાંથી શ્રી આચાર્યજી સોરો પધાર્યા ત્યારે કૃષ્ણદાસે વિનતિ કરી કે—મહારાજ! મારા ગુરૂ છે. તેને બોલાવી લાવું. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે તું ખેદ પામીશ એથી કૃષ્ણદાસ પોતે એકલાજ ગુરૂ પાસે આવ્યા અને કૃષ્ણદાસને ગુરૂએ જોયા. એટલે કૃષ્ણદાસને ગુરૂએ કહ્યું કે અરે! તેં

બીજો ગુરૂ કર્યો ? એટલે કૃષ્ણદાસે કહ્યું કે મેં તો અન્ય ગુરૂ કરેલ નથી' મારા ગુરૂ તો તમેજ છો. પણ તમારી કૃપાથી હું પુર્ણ પુરૂષોત્તમને પામ્યો છું ત્યારે ગુરૂએ કહ્યું કે પુરૂષોત્તમ કેમ મ-નાય ? તે સમય ગુરૂના સમીપ અગ્નિની સગડી ધકધકતી હતી. તેમાંથી કૃષ્ણદાસે બે હાથે ખોબો ભરીને અંગારા હાથમાં લીધા અને કહ્યું કે જો શ્રી આચાર્યજી મહાપ્રભુજી પુર્ણ પુરૂષોત્તમ હોય તો મારા હાથ બળશો નહિ. અને જો અન્ય પ્રકારે હોય તો મારા હાથ ભસ્મ થઈ જાઓ. આ પ્રમાણે કહીને એક મુ-હુર્ત્ત પર્યન્ત અગ્નિ હાથમાં રાખ્યો. ત્યારે ગુરૂએ ડરીને કહ્યું કે અગ્નિ નાખી દે. પછી તે ગુરૂ એ કૃષ્ણદાસના હાથને પોતાના હાથથી પકડીને અગ્નિ નખાવી દીધો. અને પછી કૃષ્ણદાસ ત્યાંથી ખેદ પામીને ઉઠી આવ્યા. આ પ્રસંગ શ્રી વલ્લભાષ્ટકની ટીકામાં શ્રી ગોકુળનાથજીએ વિસ્તાર પુર્વક લખેલ છે.

યાર્ગ હૃદયારૂઢ થયો ત્યાર પછી ગોપનીય વાર્તા સર્વ પાસે કહે, પછી કોઈ વૈષ્ણવે શ્રી આચાર્યજી મહાપ્રભુજીને કહ્યું કે કૃ-ષ્ણદાસ બધાની પાસે ગુપ્ત વાર્તા કહે છે ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે હે મહારાજ ! આપ તેનેજ પુછો કે મેં શું કહ્યું ત્યારે તે વૈષ્ણ-વને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પુછ્યું કે તમને કૃષ્ણદાસે શી વાર્તા કહી ? ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે હે મહારાજ ! મને તો શુદ્ધ રહી નથી. તે સાંભળી શ્રી આચાર્યજી મન્દહાસ્ય કરી મૌન થઈ ગયા.

એક દિવસ શ્રી ઠાકોરજીની ઈચ્છાથી શ્રી આચાર્યજીને કૃષ્ણ-

દાસે પુછ્યું કે મહારાજ! શ્રી ઠાકોરજીને પ્રિય વસ્તુ શુ છે! તે મને કહો. તેનો પ્રત્યુત્તર શ્રી આચાર્યજીએ આપ્યો કે, શ્રી ઠાકોરજી ઉત્તમ વસ્તુના ભોક્તા છે પરંતુ ગોરસ અતિ પ્રિય છે. તેનો ભાવ અનિર્વચનીય છે અને સર્વ કરતાં ભક્તિનો સ્નેહ પ્રભાવ અતિ પ્રિય છે. તેથી ભક્ત વત્સલ કહેવાય છે. કૃષ્ણદાસે પુછ્યું કે મહારાજ! શ્રી ઠાકોરજીને અપ્રિય વસ્તુ કઈ છે? શ્રી આચાર્યજીએ કહ્યું કે શ્રી ઠાકોરજીને ધુમાડા સમાન અપ્રિય વસ્તુ કોઈ નથી. અને તે કટુતા કટુતા પણ અપ્રિય ભક્તના દ્વેષી છે વળી કૃષ્ણદાસે પુછ્યું કે હે મહારાજ? શ્રી રઘુનાથજી સકળ સૃષ્ટીને લઈને સ્વધામમાં પધાર્યા. અને રાજા દશરથને સ્વર્ગ આપ્યું તે શા માટે? તેનો પ્રત્યુત્તર શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આપ્યો કે શ્રી રઘુનાથજી પરમ દયાળ છે. માટે સ્વર્ગ આપ્યું. નહિ તો દશરથની યોગ્યતા સ્વર્ગની ન હતી. કારણ કે પોતાનું વચન સત્ય કરવાને વનવાસમાં મોકલ્યા આવું કર્મ કરયું.

એક સમય શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને કૃષ્ણદાસે પુછ્યું કે, હે મહારાજ! ભક્ત થઈને શ્રી ઠાકોરજીની લીલાના ભેદને ન જાણે. તેનું કારણ શું? એટલે શ્રી આચાર્યજીએ કહ્યુ કે, વિધપુર્વક જે સમર્પણ કરેલ છે તે કરતા નથી. તે અનુભવ શી રીતે જાણે? ભગવદ ભક્તનો સંગ કરે, તો શ્રી ઠાકોરજીની લીલાના ભેદ જાણે. તે તો પોતાને સર્વ પ્રકારે યોગ્ય માની કોઈનો સંગ કરે નહિ અને જો કોઈ થોડો ઘણો કરે છે તો અન્તઃકરણ પુર્વક

કરતા નથી તેથી શ્રી ઠાકોરજીના સ્વરૂપને તથા લીલાના ભેદને જાણતા નથી. ઉત્તમ ભક્તોનો સંગ કરે, શ્રી ભાગવતની શ્રી સુબોધિની ટીકાના ગ્રન્થનું અહર્નિશ અવગાહન કરે, એટલે ભગવદ ભાવ ઉત્પન્ન થાય. શ્રી ઠાકોરજી ભક્તના હૃદયમાં સદૈવ રહે છે. તેવા સેવા કરવાથી બંધાઈ જાય છે. ત્યાં એક અન્ય માર્ગીય વૈશ્ણવ જઈને હૃદયમાં શ્રી ઠાકોરજી વિરાજે છે. તેનો સંગ કરવો ત્યાં ગજન ધાવન વૈશ્ણવનું દ્રષ્ટાંત આપે છે. જેણે જેણે ભાવપુર્વક સેવા કરી તેના સમસ્ત ભય નિવૃત થાય છે. માટે લીલાસ્થ વ્રજભક્તના ભાવનો વિચાર કરવો. જે વૈશ્ણવ શ્રી ઠાકોરજીના સ્વરૂપ અલૌકિક દ્રષ્ટિથી જણાવવામાં આવે છે. જે આજ્ઞા હોય તે જાણે. જે વૈશ્ણવ શ્રી ઠાકોરજીના સ્વરૂપને જાણે છે. તે જે કાંઈ કામ કરે છે અને શ્રી ઠાકોરજીથી વિરહભાવના પકડે છે, અને પોતાના સ્વદોષ ભાવનો વિચાર કરે છે. પોતાનું સ્વરૂપ જાણે છે. જે હોય વા ન હોય. પ્રથમ કહેલ ભગવદ સમ્બન્ધ કરવાથી શું થયું? હવે મારૂં શું કર્તવ્ય છે! રાત દિવસ એ પ્રમાણે વિચાર કરે ત્યારે પોતાનું સ્વરૂપ જાણે. પ્રાકટ્ય વ્રજભક્તને માટે એતન્માર્ગીયને માટે ઉત્તમ સંગ હોય તો એતન્માર્ગીય શ્રી ઠાકોરજી જાણે અને શાસ્ત્ર, પુરાણ અનેક સિદ્ધાન્ત ઈતિહાસ છે. તેથી વ્રજરાજનાં ઘરમાં પ્રકટ્યા તે શ્રી ઠાકોરજી ન જાણવામાં આવે એ શ્રી ઠાકોરજીને ત્યારે જ જાણે માટે ભગવદ ભક્તનો સંગ કરવો, સેવાનો પ્રકાર, એતન્માર્ગીય વૈષ્ણવ જાણે છે. તેને મળી તેનો ભાવ પુછી ને સેવા કરવી.

એટલે ભગવદ ભાવ ઉત્પન્ન થાય છે. શ્રી ઠાકોરજીની સ્નેહયુક્ત સેવા કરે તેને શ્રી ઠાકોરજી સર્વ જણાવે,

એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી બદ્રિનાથજીના મન્દિરમાં પધાર્યા ત્યારે વેદવ્યાસજી સાથે હતા. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ વેદવ્યાસજીને પુછયું કે ભમરગીતના અધ્યાયમાં ઉદ્ધવજીને વ્રજભકતોની પાસે પાઠવ્યા છે તે પ્રસંગમાં શ્લોક અર્ધો ઘટે છે, ત્યારે વેદવ્યાસજીએ શ્લોક અર્ધ કહ્યો.

आत्मत्त्वात् भक्तवत्सलात् सतवक्तात् स्वभावसतः–

આ ટીકા શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પ્રથમજ કહી છે, તે શ્રવણ કરીને વેદવ્યાસજી બહુ પ્રસન્ન થયા. ત્યારપછી શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી બદ્રીનાથજીના મન્દિરમાં પધાર્યા, તે દિવસે વામનદ્વાદશી હતી, તે દિવસે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો વિચાર વ્રત કરવાનો હતો ત્યારે શ્રી બદ્રિનાથજીએ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને કહ્યું કે, મેં ફળાહારની સર્વ યોજના યોજી છે. માટે તમે સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ ધરી ભોજન કરો, શ્રી ઠાકોરજીની એવી ઈચ્છા જણાય છે. એટલામાં કૃષ્ણદાસે આવીને કહ્યુ કે મહારાજ અહિંતો કાંઈ મળતું નથી. પછી તે દિવસે વામનદ્વાદશીને દિવસ વૃત કરતા 'ઉત્સવાન્તેય પારણ' એમ વચન છે. પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજી બદ્રિનાથજી પાસેથી વિદાય થયા. ત્યારે કૃષ્ણદાસ સાથે જ હતા.

પ્રથમ આચાર્યજી શ્રીમહાપ્રભુજી વેદવ્યાસજીના મંદિરમાં પ-

ધાર્યા. ત્યારે કૃષ્ણદાસને કહ્યું કે તું ઉભો રહેજે એટલે કૃષ્ણદાસ ઉભા રહ્યા, અને પછી પોતે ત્રીજે દિવસે પધાર્યા. ત્યારે કહ્યુ કે મહારાજ! જો આપની આજ્ઞા માનું નહિ તો સેવક શાનો, સેવકે તો આજ્ઞામાં ચાલવું જોઈએ, કૃષ્ણદાસ આવા કૃપાપાત્ર ભગવદીય પ્રભુની આજ્ઞા માનતા તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુજી કૃષ્ણદાસના ઉપર સદા પ્રસન્ન રહેતા હતા, અને પછી મુર્ખતાનો દોષ મનમાં ન લાવે એવા પોતે ઉદાર હતાં જીવના તરફનો વિચાર ન કરતાં કૃષ્ણદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેની વાર્ત્તાનો પાર આવે તેમ નથી માટે હવે કેટલીક લખીએ,

વાર્તા ૩ ૭.

( શ્રી આચાર્યજીના સેવક દમોદરદાસ સમ્ભ્રવાલ ક્ષત્રિયની વાર્તા )

દામોદરદાસને એક તાંબાનું પત્ર મલ્યું, અને સ્વપ્નમાં એવું કહ્યુ કે, જે આ પત્રને વાંચે, તેને તું શરણે જજે તે પત્ર કોઈથી વંચાય નહિ, તે કેટલાક દીવસ પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજી કનોજ પધાર્યા ત્યાં ગામની બહાર આવી ઉતર્યા અને કૃષ્ણદાસ મેઘનને ગામમાં પાઠવી અને કહ્યું કે જાઓ સીધું સામગ્રી લાવો. પણ કોઈને કહેશો નહિ કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી અહિ પધાર્યા છે ત્યારે કૃષ્ણદાસે ગામમાં જઈ સીધું સામગ્રી સર્વ લીધું અને તે લઈને જ્યારે ચાલવા લાગ્યા એટલે દામોદરદાસ તેજ સમયે રાજદ્વારથી આવતા હતા તેણે માર્ગમાં જતા કૃષ્ણદાસને જોયા એટલે દામોદરદાસ ઘોડા ઉપરથી ઉતરી

કૃષ્ણદાસની પાસે આવ્યા અને દંડવત કર્યા અને પછી પુછયું કે આપ કયાંથી આવો છો ! શ્રી આચાર્યજી મહાપ્રભુજી પધાર્યા છે ! ત્યારે કૃષ્ણદાસે કહ્યુ જે આજ્ઞા નથી ત્યારે દામોદરદાસે કહ્યુ જે એ શ્રી આચાર્યજી મહાપ્રભુજી વગર શા માટેઆવે ! ત્યારે પછી જ્યારે કૃષ્ણદાસ ચાલ્યા એટલે પાછળ પાછળ દામોદરદાસ આવ્યા અને ઘોડાને મોકલી દીધો તે કૃષ્ણદાસને દુરથી આવતા જોઈ શ્રી આપાર્યજી મહાપ્રભુજીએ જોયું તો પાછળ દામોદરદાસને જોયા ત્યારે દામોદરદાસે દંડવત કરયાં ત્યારે કૃષ્ણદાસને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પુછયું કે તેં આ શું કરયું ! ત્યારે કૃષ્ણદાસે કહ્યુ કે મહારાજ ! મેંતો એને નાજ કહી ત્યારે દામોદરદાસે વિનતિ કરી કે મહારાજ ! એણે તો મને ના કહેલ જ પણ હું તેમની પાછળ પાછળ ચાલ્યો આવ્યો છું અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ ના કહી અને કનોજ પધારીશું ત્યારે પાવન કરીશું ત્યારે શ્રી આચાર્યજીએ મનમાં વિચાર કર્યો કે જે આજ્ઞા થયેલી છે તે તમે પોતેજ છો તે માટે ના કહી હતી પછી શ્રી આચાર્યજીએ દામોદરદાસને પુછયું કે પત્ર લાવ્યા છો ? ત્યારે દામોદરદાસે વિનતિ કરી કે મહારાજ! પત્રનું શું કામ તે ? મને શરણ રાખો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું જે તને આજ્ઞા થયેલી છે કે જે આ પત્ર વાંચે તેને તું શરણ જજે માટે તું પત્ર લાવ એમ કહીને પત્ર મંગાવ્યો અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પત્ર વાંચ્યો અને તે પત્રનો આશય દામોદરદાસને કહ્યો. દામોદરદાસને પછી નામ સંભળાવ્યું અને દા-

મોહરદાસે શ્રી આચાર્યજીને પોતાને ઘેર પધરાવ્યા પછી દામોદરદાસ તથા તેની સ્ત્રી બન્ને સ્નાન કરી શ્રી આચાર્યજીને શરણ આવ્યાં એટલે દામોદરદાસને સમર્પણ કરાવ્યું અને દામોદરદાસની સ્રીને પ્રથમ નામ સંભળાવ્યુ અને પછી શ્રી આચાર્યજીએ સમર્પણ કરાવ્યું એટલે દામોદરદાસે વિનતી કરી કે મહારાજ! હવે અમને શી આજ્ઞા છે? હવે અમે શું કરીએ? ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે હવે તમે સેવા કરો એટલે દામોદરદાસે કહ્યું કે મહારાજ સેવા કયા પ્રકારે કરવી. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે શ્રી ઠાકોરજીનું સ્વરૂપ જુઓ તે એક દરજીને ત્યાં શ્રી ઠાકોરજીનું સ્વરૂપ હતું તેને દામોદરદાસ દ્રવ્ય આપીને લાવ્યા પછી આખુ ઘર તથા વાસણ વિગેરે સાફ કરાવ્યું અને તેનું શ્રી દ્વારકાના-

શ્રી ઠાકોરજીને કામ આવે. પછી શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી કે જે ઉત્તમ સામગ્રી હોય તે શ્રી ઠાકોરજીને માટે પોતાને ઘેર લાવવી શ્રી ઠાકોરજીની સામગ્રી વગર અન્ય ખરચ કરવું નહિ. ત્યારે દામોદરદાસ તથા તેની સ્ત્રી એ બન્ને સારી રીતે સેવા કરવા લાગ્યાં અને જે ઉજ્જવલ સામગ્રી હતી જે રૂપાનાકટોરામાં અપરસ રાખતા તે એવી ઉજ્જવલ કે જાણતા નહી કે આમાં સામગ્રી છે આ પ્રકારે સેવા કરવા લાગ્યાં.

દામોદરદાસ પોતે શ્રી ઠાકોરજીને માટે જળ ભરતા હતા. એક દિવસ તેનો સસરો દામોદરદાસને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે તમે જળ ભરી લાવોછો તેથી જ્ઞાતિમાં અમને લજ્જા આવે છે, માટે તમે જળ ન ભરો. દાસી પાસે પાણી ભરાવો એ ઉપરથી દામોદરદાસે એક ઘડો તો પોતે લીધો. અને એક ઘડો પોતાની સ્રીના હાથમાં આપ્યો. અને બંને જણ ઘડા લઈને તેની હાટની પાસે થઈને નીકળ્યા. અને જળ ભરીને ઘેર આવ્યા ત્યારપછી દામોદરદાસનો સસરો આવ્યો અને આવીને દામોદરદાસને પગે પડયો. અને વિનંતિ કરી કહ્યુ કે, તમે ખુશીથી જળ ભરો પણ સ્ત્રી પાસે જળ ન ભરાવો. આજપછી હું કાંઈ કહીશ નહિ. ત્યારપછી પોતેજ જળ ભરવા લાગ્યા. જે જોઈએ તે શ્રી દ્વારકાનાથજી દામોદરદાસ પાસેથી માગી લેતા હતા. વાતો કરતા હતા. સેવા કરીને શ્રી ઠાકોરજીને એવા પ્રસન્ન કરેલા હતા કે, શ્રી આચાર્યજી મહા-

પ્રભુજીએ પોતાના શ્રી મુખથી કહ્યું કે જેણે રાજા અમ્બરીષને ન જોયા હોય તે દામોદરદાસને જુએ. રાજા અમ્બરીષ તો મર્યાદા માર્ગીય હતા, અને આતો પુષ્ટિમાર્ગીય છે. તેમાં આટલી અધિકતા છે.

એક સમય ઉષ્ણકાસના દિવસ હતા, ત્યારે શ્રી દ્વારકાનાથજીને પોઢાડયા અને દામોદરદાસ પોતે ચોતરામાં જઈને સુતા. તે દિવસ ગરમી બહુ હતી. તે દિવસે શ્રી દ્વારકાનાથજીએ દાસીને આજ્ઞા કરી કે કમાડ ઉઘાડ મને ગરમી બહુ લાગે છે એટલે દાસીએ કમાડ ઉઘાડયાં, ત્યારપછી શ્રી દ્વારકાનાથે દાસીને કહ્યું કે,—પંખો કર એટલે દાસીએ પંખો કર્યો. તે એક ઘડી પાર્થના પંખો કર્યો. પછી દાસીને કહ્યું કે,—જા હવે તું જઈને સુઈ રહે, એટલે દાસી કમાડ ઉઘાડા રાખીને સુઈ રહી. જ્યારે પ્રાત:કાળ થયો ત્યારે દામોદરદાસ જુએ છે તો કમાડ ઉઘાડાં છે તેથી પુછ્યું કે કમાડ કોણે ઉઘાડયાં! ત્યારે દાસીએ કહ્યું કે,—મને શ્રી ઠાકોરજીએ કમાડ ઉઘાડવાની આજ્ઞા કરી તેથી ઉઘાડયાં છે, એ ઉપરથી દામોદરદાસ દાસી ઉપર બહુ ગુસ્સે થયા, અને કહ્યું કે, તેં કમાડ કેમ ઉઘાડયાં. મને શ્રી ઠાકોરજીએ કમાડ ઉઘાડવાની આજ્ઞા કેમ ન કરી? પોતે કેમ ન ઉઘાડયાં અને દાસીને કેમ કહ્યું. પણ પ્રભુ મહા દયાળ છે. જેના ઉપર સ્નેહ હોય તે સાથે સંભાષણ કરે. શ્રી આચાર્યજી મહાપ્રભુજીને અંગિકારમાં સર્વ સમાન છે. લૌકિકમાં કોઈ ઉંચ ન

કહે. પણ શ્રી ઠાકોરજી તો સ્નેહને આધીન છે. પછી શ્રી ઠાકોરજીએ કહ્યું કે મેં કમાડ ઉઘડાવ્યાં છે અને તેણે ઉઘાડયાં છે. તું તો ચોતરામાં જઈને સુતો અને મને અન્દર સુવાડયો. મને ગરમી બહુ લાગી તેથી કમાડ ઉઘડાવ્યાં છે. તું દાસી ઉપર શા માટે કોપ કરે છે. આ પ્રમાણે કહીને બહુ ખીજ્યા. ત્યારે દામોદરદાસે કહ્યું જે પ્રસાદ ત્યારે લઈશ કે મન્દિર સમરાવું. ત્યારે સ્ત્રીએ કહ્યું જે પ્રસાદ ન લીધો તો એમ કેમ બને. એ કાંઈ પાંચ સાત દિવસનું કામ નથી. પ્રસાદ લીધા વગર શી રીતે ચાલે? ત્યારે કહ્યું કે પ્રસાદ તો લઈશ નહિ. ફળાહાર કરીશ. એ પ્રમાણે કરતાં કરતાં મન્દિર સિદ્ધ થયું એટલે શ્રી દ્વારકાનાથજીને મંદિરમાં પાટ બેસાડયા, અને ઉત્સવ કર્યો. વૈષ્ણવોને પ્રસાદ લેવડાવ્યો. અને તે પછી પોતે પ્રસાદ લીધો.

એક દિવસ દામોદરદાસ શ્રી ઠાકોરજીને રાજભોગ સમર્પીને શૈયા મંદિર સુધારવા ગયા. તો જઈ જુએ છે તો બિછાનું બિલાડીએ બગાડેલું છે. તે જોઈને કહ્યું કે શ્રી ઠાકોરજી પોતાની શૈયા સાચવી શકતા નથી. આ પ્રમાણે કહ્યું એટલે શ્રી ઠાકોરજીએ દાસને ચોકી ઉપરથી લાત મારીને નીચે નાંખી દીધો. અને દામોદરદાસને કહ્યું કે તું કેવો સેવક છે. સેવક હોય તે આ પ્રમાણે બોલે. એ પ્રમાણે બહુજ ખીજ્યા પછી દામોદરદાસે વિનંતિ કરી અને બીજીવાર સામગ્રી સિદ્ધ કરાવી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. ત્યારે શ્રી ઠાકોરજી આરોગ્યા; પરન્તુ બે

માસ પર્યન્ત બોલ્યા નહિ. એટલે દામોદરદાસે બહુ વિનતિ કરી એટલે પછી બોલવા લાગ્યા.

એક દિવસ દામોદરદાસ હરસાણી તેને ઘેર પરોણા તરીકે આવ્યા. તે દામોદરદાસ સંભલવારને ઘેર પાંચ સાત દિવસ રહ્યા તે સમય તેણે સારી પેઠે સમાધાન કર્યું. પછી દામોદરદાસ હરસાણી તેને ત્યાંથી વિદાય થઈને અડેલ આવ્યા ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ દામોદરદાસને કહ્યું કે દામલા તું કયાં ઉતર્યો હતો. અને કયાં પ્રસાદ લીધો ત્યારે દામોદર હરસાણીએ, શ્રી આચાર્યજી મહાપ્રભુજીને વિનંતિ કરી કે,—હે મહારાજ ! કનોજમાં દામોદરદાસ સંવલવારને ઘેર હું ઉતર્યો હતો. પણ અનસખડી મહાપ્રસાદ લેતો હતો, સખડી લેતો ન હતો ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી દામોદરદાસ સંવલવારના ઉપર અપ્રસન્ન થયા. અને કહ્યું કે આ મારો અંતરંગ સેવક તેને સખડી મહાપ્રસાદ કેમ ન લેવરાવ્યો. આ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના મનનીઃવાર્તા દામોદરદાસ સંવલવારે ઘેર બેઠા જાણી, શ્રી આચાર્યજી મહાપ્રભુ મારા ઉપર અપ્રસન્ન થયા. ત્યારે સ્ત્રીને કહ્યુ કે તું શ્રી ઠાકોરજીની સેવા સારી રીતે કરજે, અને હું તો શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ચરણ દર્શન કરવા અડેલ જાઉં છું. એમ કહીને ચાલ્યા તે અડેલ પહોંચ્યા. ત્યાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીના દર્શન કરીને સાષ્ટાંગ દન્ડવત કર્યા એટલે શ્રી આચાર્યજી પીઠ દઈને બેઠા. એટલે દામોદરદાસ સંવલવારે શ્રી

આચાર્યજીને વિનંતિ કરી કે,—મહારાજ, મારો અપરાધ શું છે? અને જીવ તો અપરાધ કરતોજ આવ્યો છે. અને અપરાધ જો જાણે તો સારો છે. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે,—તે દામોદ-દરદાસ હરસાણીને તારે ઘેર મહાપ્રસાદ અનસખડી કેમ લેવરા-વ્યો સખડી કેમ ન લેવરાવ્યો. ત્યારે દામોદરદાસ સંવલવારે વિનંતિ કરી કે,—મહારાજ આપ દામોદરદાસને પુછો કે સખડી કેમ ન લીધો. ત્યારે દામોદરદાસે કહ્યું જે મહારાજ! શ્રી ઠાકો-રજી પ્રાતઃકાળ બાળભોગ આરોગે ત્યારપછી પકવાંન મીઠાઈ, દુધપાક વિગેરે લે. તેથી સખડીની રૂચિ રહેતી નથી, તેથી લેતો નહિ. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે,-તું તો તારી ઈચ્છાથી ન

તે સર્વ કનોજમાં દામોદરદાસને મલીને જતા જે વૈષ્ણવ આવતા તે સર્વને કનોજમાં પોતાને ઘેર આદર સન્માન કરીને ઉતારતા, સર્વને મહાપ્રસાદ લેવરાવતા. પછી જ્યારે એહેલ વિદાય થતા ત્યારે તે વૈષ્ણવ પતિ એકેક મોહોર અને એકેક શ્રીફળ આચાર્યજી શ્રી મહાપ્રભુજીને ભેટ મોકલાવતા; કારણ કે મારા દન્ડવત ખાલી હાથે શી રીતે કરવે એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી તેના ઉપર પ્રસન્ન રહેતા હતા.

દામોદરદાસનો સસરો બહુજ શ્રીમંત હતો તેણે સો દાસી દાયજામા દીકરીને આપી હતી. મારી પુત્રી બેઠી રહેશે, કામકાજ બધું દાશીઓ કરશે પણ તેની પુત્રી તેમ ન કરતાં સેવા સમ્બન્ધી કામ સર્વ પોતે કરતી તે એવી ભગવદીય હતી.

એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજી પોતે દામોદરદાસને ઘેર આવ્યા હતા. અને દામોદરદાસ પગ દાબતા હતા ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ દામોદરદાસને પુછ્યું કે દામોદરદાસ તારાં મનમાં શી વાતનો મનોરથ છે—ત્યારે દામોદરદાસે કહ્યું કે,—હે મહારાજ! આપના અનુગ્રહથી મને કોઈ વાતનો મનોરથ રહ્યો નથી ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યુ કે,—તું તારી સ્ત્રીને પુછ કે તેને કોઈ વાતનો મનોરથ છે. એટલે દામોદરદાસ પોતાની સ્ત્રી પાસે જઈ ને પુછ્યું કે,—તને કોઈ વાતનો મનોરથ છે ત્યારે સ્ત્રી કહ્યું કે,—કોઈ વાતનો મનોરથ રહ્યો નથી. એક પુત્રનો મનોરથ છે, એક પુત્ર થાય તો સારૂં આ વાત

દામોદરદાસે જઈને શ્રી આચાર્યજીને કહી કે મહારાજ! સ્ત્રીને એક પુત્ર થવાનો મનોરથ છે. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે જા થશે પછી શ્રી આચાર્યજી તો શ્રી નાથજી પધાર્યાં પછી જ્યારે પ્રાપ્ત થયો ત્યારે સ્ત્રી ગર્ભવતી થઈ પછી કેટલેક દિવસે એક ગરેડો આવ્યો ત્યારે સર્વ સ્ત્રીઓ તેને પુછવા લાગી એવામાં એક સ્ત્રીએ દામોદરદાસની સ્ત્રીને કહ્યું કે તું પણ પુછીજો કે પુત્ર થશે કે પુત્રી આમ કહેવાથી તેની દાસીએ જઈને તે ગરેડા ને પુછ્યું કે,—દામોદરદાસની સ્ત્રીને શું થશે! ત્યારે તે ગરેડાએ કહ્યું કે,—પુત્ર થશે પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજી કેટલેક દિવસે કનોજમાં પધાર્યા. ત્યારે દામોદરદાસ ચરણ સ્પર્શ કરવા લાગ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે મને સ્પર્શ નહી. તને અન્ય અન્ય આશ્રય થયો છે. ત્યારે દામોદરદાસે કહ્યું કે,—મહારાજ હુંતો કાંઈ જાણુતો નથી. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુએ કહ્યું કે,—તું તારી સ્ત્રીને પુછીજો. ત્યારે દામોદરદાસે સ્ત્રીને પુછ્યું કે તેં કાંઈ અન્યાશ્રય કરેલો છે. ત્યારે સ્ત્રીએ જે પ્રકાર થયો હતો તે સર્વ કહ્યો, તે સર્વ વાર્ત્તા દામોદરદાસે શ્રી આચાર્યજીને કહી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે,—આના પેટમાં મ્લેચ્છ થશે એમ કહીને શ્રી આચાર્યજી અડેલ પધાર્યા આ વાર્ત્તા દામોદર-દાસની સ્ત્રીએ સાંભળી ત્યારથી તે શ્રી ઠાકોરજીનાં સેવાના પાત્રાદીક વસ્તુને સ્પર્શ કરતી નહિ અને કહેતી કે મારા પેટમાં મ્લેચ્છ છે તેથી શ્રી ઠાકોરજીનાં પાત્ર તથા સામગ્રીનો શી રીતે સ્પર્શ કરૂ આ પ્રમાણે તે કહેતાં પછી જ્યારે પ્રસન પ્રાપ્ત થયો

ત્યારે દામોદરદાસની સ્ત્રીએ પોતાની માતાને કહેવરાવ્યું કે, મને જે પુત્ર થાય તેને તું તારે ઘેર લઈ જજે, હું તેનું મુખ જોઈશ નહીં જો હું તેનું મુખ જોઈશ તો મારો ધર્મ ભ્રષ્ટ થઈ જશે. તો હું તેનું મુખ જોઈશ નહી. માટે આ ઉપાય તું કરજે. આમ કહેવરાવ્યાથી તેની માતાએ તે પ્રમાણે કર્યું પ્રસવ થતાં-જ પોતાને ઘેર લઈ ગઈ, અને ધાવને આપીને મોટો કર્યો.

ત્યાર પછી કેટલેક દીવસે દામોદરદાસનો દેહ પડયો. ત્યે તેની સ્ત્રીએ તે વાર્ત્તા ગુપ્ત રાખી અને એક વૈષ્ણવને કહ્યું કે તમે અડેલનું એક વહાણ ભાડે કરી આવો. અટલે વૈષ્ણવ ભાડે કરી લાવ્યો. તે વહાણમાં શ્રી દ્વારકાનાથજી અને ઘરની સાંમગ્રી વિગેરે સર્વ ભર્યું, કાંઈ પણ ઘરમાં રાખ્યું નહી ઘર-માં જે કાંઈ હતું તે વહાણમાં ભર્યું, અને વૈષ્ણવને કહ્યું કે તે વહાણ અડેલ લઈ જાઓ અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં મંદિરમાં પહોંચાડી આવો. એટલે તે વૈષ્ણવ વહાણ લઈને ચાલ્યો. તે ત્રીસ કોસ ઉપર વહાણ ગયું ત્યાર પછી સ્ત્રીએ પ્રસિદ્ધ કર્યું કે, દામોદરદાસનો દેહ છુટયો પછી દામોદરદાસનો પુત્ર કે જે મ્લેચ્છ થયો હતો તે આવ્યો અને આવીને જુએ છે તો ઘરમાં કાંઈ નહતું માત્ર જળનો ભરેલો કરવો ઘરમાં હતો. તે જોઈ માથું કુટવા લાગ્યો પછી દામોદરદાસનો સસરો આ-વ્યો અને આવી પોતાની પુત્રીને કહ્યું કે પુત્રી તેં ઘરમાં કાંઈ રાખ્યું નહી, માટે હવે તું શું ખાઈશ? ત્યારે તેણે કહ્યું કે તમે

જે આપશે તે ખાઈશ ક્ષત્રીય લોકો સગા સહોદરને કાંઈ આપે
એવી જ્ઞાતિની કાંઈ રીતી છે. તેથી દામોદરદાસની સ્ત્રીએ અન્ન
જળનો ત્યાગ કર્યો તેથી થોડા દીવસમાં તેનો દેહ પડી ગયો.
ત્યારે ઉત્તરક્રિયા બંનેની સાથે થઈ તે આવી ભગવદીય હતી
તે વાર્તા કેટલાક દીવસ પછી કોઈ વૈષ્ણવે શ્રી આચાર્યજી
એક પ્રભુજીની પાસે કહી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે એને
થશે કે જ જોઈએ તે બન્ને જણ એવાં ભગવદીય હતાં. તેની
પુષ્ટિ પ્રસંશા શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી મુખથી કરતા તેથી તેની
ર. વાર્તા કયાં સુધી લખીએ.

વાર્તા ૪ થી
પદ્મનાભદાસ કનોજીયાની વાર્તા.

એક દિવસ આચાર્યજી શ્રી મહાપ્રભુજી કનોજ પધાર્યા ત્યાંરે પદ્મનાભદાસ શ્રી આચાર્યજીને દર્શને આવ્યા. ત્યારે પદ્મનાભદાસે શ્રીઆચાર્યજીના શ્રી મુખથી ભગવત વાર્તાનો પ્રસંગ શ્રવણ કર્યો ત્યારે જાણ્યું કે, આતો સાક્ષાત ઈશ્વર છે. આ પ્રમાણેજ આચાર્યજીનાં દર્શન થયાં પ્રથમ પદ્મનાભદાસ વ્યાસાસન ઉપર બેસતા અને ઘણા શ્રોતાઓ કથા શ્રવણ કરવાને આવતા કોઈને ઘેર જવું પડતું નહિ વૃત્તિ ઘર બેઠ ચાલી આવતી એ પ્રમાણે રહેતા પદ્મનાભદાસે શ્રી મુખથી ભગવત પ્રસંગ સાંભળ્યો, ત્યારથી જાણ્યું જે આ સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમ તેને પુર્ણ પુરૂષોત્તમ જાણીને પદ્મનાભદાસ શ્રી આચાર્યજીને શરણ આવ્યા નામ પામ્યા પછી સમર્પણ કરાવ્યું ત્યારે

ઉત્થાપનવેળાએ શ્રી આચાર્યજીએ પુસ્તક જોયું તો ત્યાં દામોદરદાસ સંભલવાર ઘેર બેઠા હતા. તે સમય પદ્મનાભદાસ પોતાને ઘેરથી આવ્યા અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીને દંડવત કર્યા અને બેઠા ત્યારે શ્રી આચાર્યજીએ પુસ્તક જોયું અને શ્લોક નિબંધનો કહ્યો.

पांठनीयप्रयत्नेनसर्वंहेतुर्विवर्जिते
वृत्यर्थेनैवपुजीतप्राणैःकन्ठगतैरति ।
तदळावेतयेवस्यातथांनिर्वाहसांचरेत् ॥

આ શ્લોક બોલ્યા તે પદ્મનાભદાસે સાંભળ્યો. ત્યાર પછી દશમસ્કંધની કથા કરી. તે સાંભળી જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુ કથા કરી રહ્યા, ત્યારે પદ્મનાભદાસે જળની અંજલી ભરી સંકલ્પ શ્રી આચાર્યજીના આગળ કર્યો. ત્યારે શ્રી આચાર્યજીએ શ્રી મુખથી કહ્યુ કે શ્રી ભાગવત વૃત્ત કથન કહેવું અને બીજી તો તમારી વૃત્તિ છે. તમે તો બ્રાહ્મણ છો. તેથી પુરાણ, મહાભારત—આદિતો કહેવાં ત્યારે પદ્મનાભદાસે કહ્યુ જે મહારાજ! હવે તો મેં સંકલ્પ કરેલો છે. તેતો કર્યો માટે તમે કરશો નહિ. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તમે ગૃહસ્થ છો માટે શી રીતે નિર્વાહ કરશો. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે, મહારાજ ! ભીક્ષા માગીને નિર્વાહ કરીશ. પછી એક જજમાનને ઘેર વૃત્તિને માટે ગયા. ત્યારે તેણે બહુજ આદર સન્માન આપ્યું ત્યારે પદ્મનાભદાસના મનમાં બહુજ ગ્લાનિ આવી. કે આગળ તો કદી ભિક્ષા ઉચિત નથી. ત્યારે પુનઃસંકલ્પ કર્યો

કે, હવે શી રીતે નિર્વાહ કરશો. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે હવે વૈષ્ણવ કૃત્ય કરીને નિર્વાહ કરીશ. પછી કોડી વેચતા, લાકડાં લાવતા પણ અન્ય વાત કરતા નહિ. આ પ્રમાણે દેહ રહ્યો ત્યાં સુધી નિર્વાહ કર્યો. એવા ટેકી અને કૃપાપાત્ર ભગવદીય હતા,

એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુ પ્રયાગમાં પધાર્યા હતા. ત્યારે પદ્મનાભદાસ સાથે હતા; એક પ્રહર રાત્રિ ગઈ હતી. ત્યારે શ્રી આચાર્યજીએ પદ્મનાભદાસને કહ્યુ કે, શ્રી અક્કાજીને સામે પારથી પધરાવી લાવો. તે સાંભળતાંજ પદ્મનાભદાસ ઉઠીને ચાલ્યા. ત્યારે ત્યાં પાંચ સાત વૈષ્ણવ બેઠા હતા તે કહેવા લાગ્યા કે, આ બ્રાહ્મણ ગાંડો થયો કે શું? આ સમય ક્યાં જશે વાહાણ સર્વ બાંધેલા છે. ઘાટવાળા સર્વ ઘેર ગયા છે. માટે આ સમય જવાનો નથી પણ આને તો શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી છે તેથી તે વિશ્વાસે આ કામ અવશ્ય થશેજ. પદ્મનાભદાસ ઘાટ ઉપર આવ્યા. અને આડુંઅવળું જોવા લાગ્યા. એટલામાં અચાનક એક દશ વર્ષનો છોકરો એક મછ-વો લઈને આવ્યો. અને તેણે પદ્મનાભદાસને પુછ્યું કે, પાર જશો. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે હા જઈશ. ત્યારે તેણે તેને પાર ઉતારી દીધા. વળી પુછ્યું કે તમે પાછા આવવાના છો, ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે હવે ઘડી પછી પાછો આવીશ ત્યારે કહ્યુ કે મછવો રાખું છું તમે તુરત આવજો. અડેલમાં જઈને શ્રી અક્કાજીને પધરાવી લાવ્યા. અને તેજ મછવામાં બેસીને પાર

ઉતર્યા અને પછી જુએ છે તો ત્યાં તે મછવો કે છોકરો કાંઈ જોવામાં આવ્યું નહિ. પછી અક્કાજીને પધરાવી ઘેર આવ્યા. પછી શ્રી આચાર્યજી મહાપ્રભુએ પદ્મનાભદાસજીને આજ્ઞા આપી કે જાઓ શયન કરો. એટલે જ્યાં વૈષ્ણવ સુતા હતા ત્યાં એટલે વૈષ્ણવે પુછ્યું કે તમે શું કરી આવ્યા? એટલે પદ્મનાભદાસે સર્વ સમાચાર કહ્યા. ત્યારે વૈષ્ણવોએ કહ્યું કે તમે શ્રી ઠાકોરજીને બહુ શ્રમ કરાવ્યો. પછી વૈષ્ણવોએ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને પુછ્યું કે મહારાજ! પદ્મનાભદાસે શ્રી ઠાકોરજીને પુષ્કળ શ્રમ કરાવ્યો. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે, જે કાંઈ થયું છે તે મારી ઈચ્છાથી થયું છે માટે પદ્મનાભદાસને કાંઈ કહેશો નહી.

એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજી ગોકુળથી શ્રી અડેલ જતા હતા. ત્યારે એક વ્યાપારી કાંઈ વસ્તુ લઈને સાથે ચાલ્યો. અને શ્રી આચાર્યજી કનોજ પધારયા. ત્યારે વ્યાપારી પાછળ રહ્યો. તેના ઉપર ચોર લુંટવાને આવી પડ્યા. અને તેઓએ સર્વ વસ્તુ લુંટી લીધી. અને શ્રી આચાર્યજી મહાપ્રભુજી તો દામોદરદાસ સંવળવારને ઘેર પધાર્યા. અને ત્યાં ઉતર્યા રસોઈ કરીને શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો, એટલામાં તે વ્યાપારી રોતો ને છાતી કુટતો આવ્યો અને પુછ્યું કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી શું કરે છે! ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે ભોજન કરતા હશે. ત્યારે વ્યાપારી કહ્યું કે મારો સર્વ માલ લુંટાઈ ગયો છે. અને શ્રી

આચાર્યજી મહાપ્રભુજી ભોજન કરે છે. ત્યારે પદ્મનાભદાસે મનમાં વિચાર કર્યો કે જો શ્રી આચાર્યજી સાંભળશે તો ભોજન કરશે નહિ. બે ઘડીવાર થશે, તેથી પદ્મનાભદાસ તે વ્યાપારીનો હાથ પકડીને એક શાહની દુકાન ઉપર લઈ ગયા, એટલે શાહે પદ્મનાભદાસનો સત્કાર કર્યો અને કહ્યું કે કેમ પધાર્યા શું આજ્ઞા છે? ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે—આ વ્યાપારીને એટલું દ્રવ્ય આપવું જોઈએ કે એ દ્રવ્યનો દસ્તાવેજ વ્યાજ શીખે હું લખી દઉં ત્યારે શાહે કહ્યું કે પદ્મનાભદાસ આપને જેટલું દ્રવ્ય જોઈએ તેટલું લીઓ પત્રનું શું કામ છે? ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે પ્રથમ ખત લખો પછી જે દ્રવ્ય જોઈશે તે લઈશ. ખત લખ્યા વગર તો લઈશ નહીં ત્યારે શાહે કહ્યું કે આપની ઈચ્છા. એટલે પદ્મનાભદાસે ખત લખી દીધું અને શાહે વ્યાપારીને દ્રવ્ય આપ્યું એટલે તે વ્યાપારી દ્રવ્ય લઈને પોતાને ઘેર ગયો. અને પદ્મનાભદાસ પોતાને ઘેર ગયા. એટલે પદ્મનાભદાસને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પુછ્યું કે તમે ક્યાં ગયા હતા. એટલે પદ્મનાભદાસે કહ્યુ કે મહારાજ હું એક કામે ગયો હતો. એટલે તો શ્રી આચાર્યજી મહાપ્રભુજી તો સાક્ષાત ઈશ્વર તેથી તત્કાળ જાણી ગયા. અને પદ્મનાભદાસને આચાર્યજીએ કહ્યું કે મેં વ્યાપારીને સાથે તો લીધો ન્હોતો. કે જેથી તેનો માલ આપવો પડે. તે તો પાછળ રહ્યો તેમાં હું શું કરૂં? તમે બહુ ભુંડું કીધું કે કરજ કરીને પૈસા આપ્યા. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે,

હારાજ તેતો ખરૂં પણ તે વ્યાપારી પોકારતો હતો અને તેથી રાજભોજનમાં બે ઘડીવાર લાગત અને તેથી મારો સર્વ જન્મ વૃથા જાત, પણ કરજ તો કાલ ભરી દઈશ. એતે કેટલી વાત છે. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે જેને ધર્મ ઘરાણે લખી આપ્યો તે શા માટે ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે મહારાજ એવો લેખ કરી દીધો છે આપ્યા વગર ચાલે તેમ નથી પછી શ્રી આચાર્યજી તો ત્યાંથી અડેલ પધાર્યા. અને ત્યાર પછી પદ્મનામદાસ એક રાજાની પાસે ગયા. એટલે રાજાએ તે પદ્મનાભદાસનો ઘણો સત્કાર કર્યો. પછી રાજાએ કહ્યું કે મને કૃપા કરીને કાંઈક સંભળાવો. એટલે પદ્મનાભદાસે કહ્યું કે,—હે રાજા ! શ્રીમદ ભાગવતતો નહિ સંભળાવું પણ કહો તો મહાભારત સંભળાવું ત્યારે રાજાએ કહ્યું કે મહાભારત સંભળાવો. એટલે મહાભારત કહેવા લાગ્યા જ્યારે યુદ્ધનો પ્રસંગ આવ્યો ત્યારે સર્વના હથિયાર છોડાવ્યાં અને પછી આગળ કહેવા લાગ્યા. તે કથા કહેતાં વીરરસ એવો જામ્યો કે માણસ માણસમાં સર્વ લાત તથા મુક્કી વડે લડવા લાગ્યા. કેટલેક દિવસે મહાભારત પુર્ણ થયું એટલે રાજા પુષ્કળ દક્ષિણા દેવા લાગ્યો. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે એટલું તો હું લઈશ નહિ. મારા માથે કરજ છે તેટલું લઈશ. પછી જે શાહના પૈસા લીધા હતા તેના મુળ તથા વ્યાજ જેટલું થાય તેટલા પૈસા લીધા. અને બાકીનું દ્રવ્ય પાછું આપ્યું. અને શાહને પૈસા આપીને

આચાર્યજી મહાપ્રભુજી ભોજન કરે છે. ત્યારે પદ્મનાભદાસે મનમાં વિચાર કર્યો કે જો શ્રી આચાર્યજી સાંભળશે તો ભોજન કરશે નહિં. બે ઘડીવાર થશે, તેથી પદ્મનાભદાસ તે વ્યાપારીનો હાથ પકડીને એક શાહની દુકાન ઉપર લઈ ગયા, એટલે શાહે પદ્મનાભદાસનો સત્કાર કર્યો અને કહ્યું કે કેમ પધાર્યા શું આજ્ઞા છે? ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે—આ વ્યાપારીને એટલું દ્રવ્ય આપવું જોઈએ કે એ દ્રવ્યનો દસ્તાવેજ વ્યાજ શીખે હું લખી

એક દિવસ તુલસાંએ કહ્યું કે ક્ષત્રિયાણીતું નિત્ય આવે છે. ત્યારે ક્ષત્રિયાણીએ કહ્યું કે પદ્મનાભદાસ મહા ભગવદીય - છે. અને મહાપુરૂષ છે. અને મને સંતતી થતી નથી તેથી આવું છું માટે તે પદ્મનાભદાસને મારી વિનંતી કર તેથી એક દિવસ તુળસાંએ પદ્મનાભદાસને તે વાર્તા કહી. ત્યારે પદ્મનાભદાસે કહ્યું તળસાં જળ લાવ, એટલે તુળસાંએ જળ લાવી આપ્યું એટલે જળ લઈ અંગુઠાનું ચરણોદક કરીને પદ્મનાભદાસે તે ક્ષત્રિયાણીને આપ્યુ અને કહ્યું કે તને પુત્ર થશે. તેનું તું મથુરાદાસ નામ રાખજે પછી તેને પુત્ર થયો.

એક સમય મોટા રામદાસજી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને પદ્મનાભદાસને ઘેર પધરાવીને પોતે શ્રીનાથજીની સેવા કરવા લાગ્યા. શ્રીનાથજીના ભીતરીઆ થયા ત્યારે પદ્મનાભદાસ શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા. તે કેટલાક દિવસ પછી મુગલોની ફોજ આપી તેણે ગામ લુટ્યું અને શ્રી ઠાકોરજીને મુગલ લઈ ગયા. ત્યારે પદ્મનાભદાસ તે મુગલની પાછળ સાત દિવસ પર્યન્ત રહ્યા. જળપાન કર્યું નહિ. ત્યારે તે મુગલને તેની મુગલાણીએ કહ્યું કે આ બ્રાહ્મણ જળપાન પણ કરતો નથી. આને સાત દિવસ થયા છે. અન્ન જળનો ત્યાગ કરેલો છે. માટે જો આ બ્રાહ્મણ મરશે તો તમારા ઉપર હત્યા ચડશે, તો તારો સંગ ત્યાગ કરીશ. માટે તારી પાસે જે દેવ છે તે તેને આપી દે. ત્યારે તે મુગલે પદ્મનાભદાસને શ્રી ઠાકોરજી આપ્યા. એટલે પદ્મનાભદાસ બહુ આનંદ પામ્યા. અને ઘેર પાછા આવી. સ્નાન

એક દિવસ તુલસાંએ કહ્યુ કે ક્ષત્રિયાણીતું નિત્ય આવે છે. ત્યારે ક્ષત્રિયાણીએ કહ્યુ કે પદ્મનાભદાસ મહા ભગવદીય છે. અને મહાપુરૂષ છે. અને મને સંતતી થતી નથી તેથી આવું છું માટે તે પદ્મનાભદાસને મારી વિનંતી કર તેથી એક દિવસ તુળસાંએ પદ્મનાભદાસને તે વાર્તા કહી. ત્યારે પદ્મનાભદાસે કહ્યુ તળસાં જળ લાવ, એટલે તુળસાંએ જળ લાવી આપ્યું એટલે જળ લઈ અંગુઠાનું ચરણોદક કરીને પદ્મનાભદાસે તે ક્ષત્રિયાણીને આપ્યુ અને કહ્યું કે તને પુત્ર થશે. તેનું તું મથુરાદાસ નામ રાખજે પછી તેને પુત્ર થયો.

એક સમય મોટા રામદાસજી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને પદ્મનાભદાસને ઘેર પધરાવીને પોતે શ્રીનાથજીની સેવા કરવા લાગ્યા. શ્રીનાથજીના ભીતરીઆ થયા ત્યારે પદ્મનાભદાસ શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા. તે કેટલાક દિવસ પછી મુગલોની ફોજ આપી તેણે ગામ લુટયું અને શ્રી ઠાકોરજીને મુગલ લઈ ગયા. ત્યારે પદ્મનાભદાસ તે મુગલની પાછળ સાત દિવસ પર્યન્ત રહ્યા. જળપાન કર્યું નહિ. ત્યારે તે મુગલને તેની મુગલાણીએ કહ્યુ કે આ બ્રાહ્મણ જળપાન પણ કરતો નથી. આને સાત દિવસ થયા છે. અન્ન જળનો ત્યાગ કરેલો છે. માટે જો આ બ્રાહ્મણ મરશે તો તમારા ઉપર હત્યા ચડશે, તો તારો સંગ ત્યાગ કરીશ. માટે તારી પાસે જે દેવ છે તે તેને આપી દે. ત્યારે તે મુગલે પદ્મનાભદાસને શ્રી ઠાકોરજી આપ્યા. એટલે પદ્મનાભદાસ બહુ આનંદ પામ્યા. અને ઘેર પાછા આવી સ્નાન

કરી શ્રી ઠાકોરજીને પંચામ્રતથી સ્નાન કરાવ્યું અંગવસ્ત્ર શૃંગાર કર્યો. રસોઈ કરી ભોગ સમર્પ્યો પછી સમયાનુસાર ભોગ સરાવી અનોસર કરી પછી પોતે મહાપ્રસાદ લીધો, અને જે દિવસે કનોજમાં ઠાકોરજી મુગલને હાથ પડ્યા. તે દિવસ રામદાસ પણ તે વાર્ત્તા જાણી. તેથી તે દિવસથી મોટા રામદાસે પણ સાત દિવસ પર્યન્ત મહાપ્રસાદ લીધો નહિ. પણ શ્રીનાથજીની સેવા સાવધાનપણેથી કરતા હતા. આ વાર્ત્તા પદ્મનાભદાસે ઘેર બેઠે જાણી કે આ વાતથી રામદાસ બહુ કષ્ટ પામ્યા. સાત દિવસ જળપાન પણ કર્યું નહિ. એ જાણી પદ્મનાભદાસ શ્રીનાથજીનાં દર્શન કર્યાં પછી રામદાસજીને મળ્યા. ત્યારે રામદાસે, પદ્મનાભદાસને કહ્યું કે—તમે બહુ દુઃખ પામ્યા. ત્યારે પદ્મનાભદાસે કહ્યું કે હું તો દુઃખ પામ્યો તેતો ન્યાય છે પણ તમે મારા ઉપર સેવા પધરાવી આવ્યા અને તમે સાત દિવસ પર્યન્ત પ્રસાદ શા માટે લીધો નહિ ત્યારે રામદાસે કહ્યું કે જે તમે કહો છો તે ખરૂં, પરન્તુ મેં તો ઘણા દિવસ સુધી સેવા કરી છે. માટે એટલો તો સંબંધ જોઈએ. પછી કેટલાક દિવસ સુધી ત્યાં રહીને પદ્મનાભદાસ શ્રીનાથજીથી તથા દામોદરદાસજી પાસેથી વિદાઈ થઈ પોતાને ઘેર આવ્યા અને સેવા કરવા લાગ્યા.

એક સમય પદ્મનાભદાસ પોતાના સેવક શ્રી ઠાકોરજી શ્રી મથુરાજી તથા પોતાનું કુંટુંબ લઈને અડેલ આવીને રહ્યા પરંતુ દ્રવ્યનો સંકોચ ઘણો હતો. તેથી શ્રી ઠાકોરજીને ભોગ :ર્પે તે છોતરાં તળીને સમર્પતા, તે [illegible] રીતે વીણી

પહેલે દીવસે ભીંજવી રાખતા બીજે દીવસે સારી રીતે તળીને પીરસતા અને મુઠી રોજ ધરતા અને કહેતા કે આ રોટલી છે આ પ્રમાણે જેટલી મુર્તિ હોય તેના નામ લઈ લઈને એક મુઠી સમર્પે તે પ્રકારે નિત્ય કરતા અને શ્રી ઠાકોરજી એ આરોગતા પછી એક વૈષ્ણવે શ્રી આચાર્યજી પાસે કહ્યુ કે મહારાજ પદ્મનાભદાસ આ પ્રમાણે શ્રી ઠાકોરજીને સમર્પે છે તેથી એક દીવસ શ્રી આચાર્યજી મહાપ્રભુ ભોગ વેળાએ પોતે પદ્મનાભદાસને ઘેર પધાર્યા ત્યારે રોજના નિયમાનુસાર પદ્મનાભદાસે ભોગ ધરાવ્યો ત્યારે પદમનાભદાસે કહ્યુ કે મહારાજ આ ખીર છે આ ભાત છે આ દાળ છે આ શાક છે. આ શિખન્ડ છે આ રોટલી છે આ વડાં છે આ પ્રમાણે કહી સર્વ સામગ્રીનાં નામ લઈને છોતરાંનો ઢગલો કર્યો ત્યારે શ્રી આચાર્યજીનું હૃદય ભરાઈ આવ્યું અને કહ્યું કે દ્રવ્યનો સંકોચ છે તેથી આ પ્રમાણે કરે પછી શ્રી આચાર્યજી મહાપ્રભુ તો ઘેર પધાર્યા. અને શ્રી અક્કાજીને કહ્યુ કે પદ્મનાભદાસને ઘેર રોજ રસોઈની સામગ્રી મોકલતા રહેજો તેથી બીજે દિવસે શ્રી આચાર્યજીએ પદ્મનાભંદાસને ઘેર સીધું સામગ્રી મોકલી. ત્યારે પદ્મનામસે તુલસાંને કહ્યું કે અહિથી પ્રભુ કાઢવાવાલા થયા છે. પછી પદ્મનાભદાસે બે દિવસનો સામાન કરી પછી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજી મથુરાનાથને કહ્યું કે જો મહારાજનું મન હોય તો શ્રી આચાર્યજીની પાસે પધરાવી આવું ત્યાં સર્વ સામગ્રી સિદ્ધ છે. ત્યારે શ્રી મથુરાનાથજીએ કહ્યું કે મને તો તારૂં કરેલુંજ ભાવે છે.

તેથી હું તો અહિ બહુ પ્રસન્ન છું તું કાંઈ સંકોચ ન કર. આ પ્રમાણે પોતે મથુરાનાથજીએ જ્યારે કહ્યું ત્યારે પદમનાભદાસે એક નૌકા ભાડે કરી તેમાં ઠાકોરજીને પધરાવ્યા. અને સર્વ કુટુંમ્બને તેમાં બેસાડીને પછી પોતે શ્રી આચાર્યજીની રજા લેવા ગયા અને બે ચાર દિવસની જે સામગ્રી આવી હતી તે ભંડારીને પાછી આપીને શ્રી આચાર્યજી પાસે જઈ દંડવત કરી દર્શન કરી વિદાય થતી વેળાએ કહ્યુ મહારાજ ! હું તો જાઉં છું. ત્યારે શ્રી આચાર્યજીએ પુછયું કે શ્રી મથુરાજી કયાં છે ? ત્યારે પદમનાભદાસે કહ્યુ કે શ્રી ઠાકોરજી તો નૌકામાં બીરાજે છે. શ્રી ઠાકોરજી નાવમાં પધરાવીને હું દર્શન માટે તથા વિદાયગીરી લેવા આવ્યો છું ત્યારે શ્રી આચાર્યજીએ પદમનાભદાસને વિદાય કર્યા અને પછી ભંડારીએ આવીને શ્રી આચાર્યજીને કહ્યુ કે મહારાજ પદમનાભદાસને ઘેર સામગ્રી બે ચાર દીવસની મોકલી હતી. તે પદ્મનાભ પાછી આપી ગયેલ છે. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે—સામગ્રી મોકલી તેથી પદમનાભદાસ ગયા નહિ તો જાત નહિ. આ વાર્તા પોતે શ્રી મુખથી કહી પદમનાદાસની વાર્તા શ્રી ગોકુળનાથજીની શ્રીસર્વોત્તમ કીટિકામાં લખી છે તે પદમનાભદાસ જેવા કરોડોમાં પણ વિરલા છે. તે પદ્મનાભદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુના સેવક એવા પરમ કૃપાવાળા ભગવદીય હતા તેથી તેની વાર્તાનો પાર નથી આવી તો કેટલીક વાર્તા છે.

## વાર્તા ૫ મી

### પદ્મનાભદાસની પુત્રી તુલસાંની વાર્તા.

એક સમય એક વૈષ્ણવ શ્રી આચાર્યજી મહાપ્રભુજીની સે હતી. તુલસાંને ઘેર આવ્યો અને શ્રી ઠાકોરજીનાં દર્શન કરયાં અને જ્યારે રાજભોગ સમર્પ્યો, ત્યારે તુલસાં વૈષ્ણવને કહ્યું જે ઉઠો, સ્નાન કરો, મહાપ્રસાદ લ્યો ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે હું તો ઘેર જઈને મહાપ્રસાદ લઈશ. અને સ્નાન કરીશ, ત્યારે તુલસાં મૌન થઈ ગઈ. પછી તે વૈષ્ણવ ઉઠીને પોતાને ઘેર ગયો. ત્યારે તુલસાંના મનમાં બહુ ખેદ થયો. કે મારે ઘેરથી વૈષ્ણવ ભૂખ્યો ગયો. પછી મનમાં આવ્યું કે જ્ઞાતિવ્યવહારથી સખડી ન લીધી હોત પણ જો પુરીનો મહાપ્રસાદ લેવરાવીશ મેં દોષિદ્ર કરાવ્યો ત્યારે વળી રાત્રિએ પદ્મનાભદાસના સેવ્ય શ્રી ઠાકોરજી મથુરાનાથજી તેણે સાનમાં તુલસાંને કહ્યું કે પ્રભાતે તેજ વૈષ્ણવને સખડીનો મહાપ્રસાદ લેવરાવજે, તે વૈષ્ણવ પોતાને ઘેર પ્રસાદ લેશે નહિ.પછી તેં વૈષ્ણવને સ્વપ્નાંમાં કહ્યુ કે—સવારે સખડી મહાપ્રસાદ તુલસાંને ઘેર લેજે. પછી પ્રભાતે સ્નાન કરી તુલસાંએ કરી, અને શ્રી ઠાકોરજીને જગાડી સેવા કરવા લાગી એટલામાં તે વૈષ્ણવ આવ્યો. અને ઠાકોરજીનાં દર્શન કરીને બેઠો રહ્યો. અને તુલસાં ભોગ સમર્પીને બહાર લાવી, અને તે વૈષ્ણવને કહ્યુ કે ઉઠો સ્નાન કરો. મહાપ્રસાદ લીઓ. ત્યારે વૈષ્ણવ કે બહુ સારૂં એમ કહીને સ્નાન કરી તિલક મુદ્રા કરીને સ્મરણ કર્યું એટલામાં રાજભોગ સર્યો અને તે વૈષ્ણવે દર્શન કર્યા પછી

તેથી હું તો ઠાકોરજીને અનુસરી કરીને બહાર ચાલી પુરી વગેરે પ્રમાણેણુંવની પાસે રાખ્યાં અને કહ્યું કે મહાપ્રસાદ લીઓ એર વઈણુવે કહ્યું કે આતો નહિ લેઉં હું તો સખડી મહાપ્રસાદ લઈશ, ત્યારે તુળસાંએ કહ્યું કે કાંઈ સંકોચ ન કરો. આતો જ્ઞાતિ વ્યવહાર છે. ત્યારે તે વઈષ્ણવે કહ્યું કે તે તો ખરૂં પ્રથમ એમજ મનમાં આવ્યું હતું પણ હવે તો આજ્ઞા થઈ છે. પછી વઈણુવે સખડી મહાપ્રસાદ લીધો એટલે બન્ને જણ પરસ્પર પ્રસન્ન થયા.

એક સમય તુળસાંને ઘેર શ્રી ગુંસાઈ પધાર્યા. ત્યારે તુળસાંએ સારી રીતે સેવા કરી. તેથી ગુસાંઈજી બહુજ પ્રસન્ન થયા અને એક દિવસ શ્રી ગુસાઈજી ભોજન કરીને પોઢયા હતા ત્યારે તુળસાંએ ભગવદ વાર્તા કરી અને અતિ પ્રસન્નતામાં શ્રી ગુંસાઈજીએ કહ્યું કે પદ્મનાભદાસની સંતતિ આવીજ જોઈએ. પછી શ્રી ગુંસાઈજીએ તુળસાંને પુછયું કે શ્રી ઠાકોરજી માનુભાવથી જણાવે છે. ત્યારે તુળસાંએ કહ્યું કે મહારાજ હવે તો પેટ ભરીને ખાઉંછું અને નીદ્રા કરૂં છું અને શ્રી આચાર્યજી મહાપ્રભુના ગ્રન્થનો પાઠ કરૂં છું, આ સાંભળી શ્રી ગુંસાઈજી બહુ પ્રસન્ન થયા. તે તુળસાં એવી ભગવદીય હતી તેથી શ્રી ઠાકોરજી અતિ સહન કરી શકતા ન હતા. તેથી તુળસાંના ઉપર શ્રી ગુસાઈજી બહુ પ્રસન્ન થયા. તેથી એની વાર્તા કેટલીક લખીએ.

---

## વાર્તા ૬ ઠી.

### પદમનાભદાસના પુત્રની વહુ પાર્વતીની વાર્તા.

તે પાર્વતી શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરતી હતી. અને પુરૂષોત્તમદાસ તેને સારી રીતે જાણુતા હતા. જ્યારે કનોજ જતા ત્યારે પાર્વતીને ઘેર ઉતરતા. ત્યારે કેટલાક દિવસ પર્યંત પાર્વતીના હાથ પગ ધોળા થઈ ગયા. ત્યારે તેને શ્રી ઠાકોરજીને સ્પર્શ કરતાં તથા રસોઈ કરતાં બહુ ગ્લાનિ આવતી. ત્યારે પુરૂષોત્તમદાસને તે પાર્વતીએ પત્ર લખ્યો કે મારી વિનંતિ શ્રી ગુંસાઈને કહેજો. મારા દેહનો આ પ્રકાર થયો છે, તેથી મને સેવા તથા સામગ્રી સિદ્ધ કરતાં ગ્લાનિ આવે છે. માટે શું કરૂં? પુરૂષોતમદાસે તે પત્ર ગુંસાઈજીને વાંચી સંભળાવ્યો. અને વિનંતિ કરીને ભેટની મોહાર આગળ રાખી. પછી શ્રી ગુંસાઈજીએ પુરૂષોત્તમને આજ્ઞા આપી કે આનો પ્રત્યુતર બે ચાર દિવસમાં આપીશ. જ્યારે બે ચાર દીવસ થયા ત્યારે શ્રી ગુંસાઈએ પુરૂષોત્તમને આજ્ઞા કરી કે પાર્વતીને પત્ર લખે તેમાં લખજે કે તું ઠાકોરજીની સેવા સારી રીતે કરજે. કોઈ વાતની ગ્લાનિ લાવીશ નહીં. શ્રી ઠાકોરજી તારો સર્વ રોગ દુર કરશે, આ પ્રમાણે પુરૂષોત્તમદાસે કાગળ લખ્યો. અને તેમાં શ્રી ગુંસાઈજીએ જે શ્રી મુખથી વચન કહ્યા હતા તે લખી મોકલ્યાં તે પત્ર પાર્વતીને પહોંચ્યો અને શ્રી ગુંસાઈજીની આજ્ઞાથી પ્રસન્નતા પુર્વક સેવા કરવા લાગી. કોઈ પણ ગ્લાનિ મનમાં લાવી નહિ. પછી ત્રણ ચાર મહીને હાથ પગ સારા થયા. ત્યારે પાર્વતી બહુ પ્ર-

સન્ન થઈ. અને પ્રસન્નતાથી સેવા કરવા લાગી. પછી શ્રી ગું- સાઈજીને પત્ર લખ્યો. ભેટ મોકલી અને લખ્યું. કે મહારાજના પ્રતાપથી હું સારી થઈ છું તે પત્ર વાંચીને ગુંસાઈજી બહુ પ્રસન્ન થયા તે પાર્વતી મહા કૃપાપાત્ર ભગવદીય હતી. પ્રભુના પ્રમા- ણે ચાલતી હતી. તેથી શ્રી ગુંસાઈજી તેના ઉપર સદા પ્રસન્ન હતા. આ સર્વ વાર્તા પદ્મનાભદાસના કુટુમ્બની થઈ, તેથી પ- દ્મનાભદાસ મહાભગવદીય હતા. તેથી તેની વાર્તા કેટલીક લખીયે.

વાર્તા ૭ મી.

પાર્વતીના પુત્ર રઘુદાસની વાર્તા.

રઘુનાથદાસ બનારસમાં બહુજ શાસ્ત્ર ભણીને શ્રી ગોકુળ આવ્યો. અને શ્રી ગુંસાઈજીને દંડવત કર્યા. શ્રી ગુંસાઈજી તેના ઉપર કૃપા કરતા અને કથા કહેતા તે રઘુનાથદાસ સાંભળતા તે એક દિવસ પરમાનન્દ સોનીએ તેને પુછ્યું કે રઘુનાથદાસ તમે તો બહુ શાસ્ત્ર ભણ્યા છો, પન્ડિત છો. આજે શ્રી ગુંસાઈજી એ શું કથા કહી હતી તે કહો. ત્યારે રઘુનાથદાસજીએ પરમાનન્દ સોનીને કહ્યું કે—તમે તો સામું પુછોછો પણ હું તો કાંઈ સમ- જતો નથી, ત્યારે એ વાર્તા પરમાનન્દ સોનીએ શ્રી ગુંસાઈજી આગળ કરી કે મહારાજ ! રઘુનાથદાસ તો કાંઈ સમજતા.નથી પછી શ્રી ગુંસાઈજીએ રઘુનાથદાસને બે ચાર ગ્રન્થ ભણાવ્યા અને માર્ગની પ્રનાલિકા કહી. પછી રઘુનાથદાસ સમજવા લાગ્યા. અને મહાપંડિત થયા. તે કેટલાક દિવસ પછી પોતાને ઘેર કનોજ આવ્યા, અને માતાએ કહ્યું કે હું તો નોખો રહીને શ્રી ઠાકોર-

જીને ભોગ સમર્પી, ભોગ સરાવી પોતે પ્રસાદ લેતી. આ પ્રમાણે કરતાં પાંચ સાત દિવસ વીતી ગયા ત્યારે પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીએ કહ્યું કે અરે પાર્વતી ! ! મારૂં ગળુ એકલી લીટીથી બળે છે. માટે તું દાળતો કરયા કર. ત્યારે પાર્વતીએ કહ્યું કે મહારાજ! તમે તો દાળભાત માગો છો. ત્યારે ઠાકોરજીએ કહ્યું કે હુંતો તારૂં કરેલું આરોગુ છું. ત્યાર પછી દાળભાત કરવા લાગી. તેથી પાર્વતી મહા કૃપાપાત્ર ભગવદીય હતી, આ સર્વ વાર્તા પદ્મનાભદાસના પરિવારની થઈ. તેથી પદ્મનાભદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુના આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની આવી આવી વાર્તા કેટલીક કહીયે અને કેટલીક લખીયે.

વાર્તા ૮ મી

૫.

અડેળવાળી રજો ક્ષત્રીયાણીની વાર્તા.

રજો ક્ષત્રીયાણી નિત્ય પકવાન સામગ્રી કરી શ્રી આચાર્યજીને માટે લાવતી તે શ્રી આચાર્યજી આરોગતા. તેનો નિત્ય નિયમ હતો. એક દિવસ લક્ષ્મણભટજીનો શ્રાદ્ધ દિવસ આવ્યો. તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુએ બ્રાહ્મણને ભોજન માટે બોલાવ્યા હતા. ત્યાં થોડું ઘી જોઈતું હતું. ત્યારે શ્રી આચાર્યજીએ એક વૈષ્ણવને કહ્યું કે રજો પાસેથી ઘી લાવ ત્યારે તે વૈષ્ણવે રજોને કહ્યું કે શ્રી આચાર્યજીએ ઘી મંગાવ્યું છે. ત્યારે રજોએ તે વૈષ્ણવને કહ્યું કે ઘી શા માટે જોઈએ. ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે

આજે શ્રીલક્ષ્મણ ભટજીનો શ્રાદ્ધનો દિવસ છે. તેથી તે બ્રાહ્મણોને ભોજન માટે બોલાવ્યા છે. તેથી રસોઈમાં થોડું ઘી ઘટ્યું છે. તેથી મંગાવેલ છે. ત્યારે રજોએ કહ્યું કે મારે ત્યાંતો ઘી નથી. ત્યારે તે વૈષ્ણવ પાછો આવ્યો અને આવીને શ્રીઆચાર્યજી મહાપ્રભુને કહ્યું કે મહારાજ રજોને ત્યાં ઘી નથી, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તું પાછો જા અને ગુસ્સો કરીને કહેજે કે શ્રી આચાર્યજીએ ઘી મંગાવેલ છે. એટલે તે વૈષ્ણવ પાછો ગયો. અને રજોએ કહ્યું કે શ્રી આચાર્યજી ખીજે છે. તો પણ રજોએ ઘી આપ્યું નહિ. ત્યારે તે વૈષ્ણવ પાછો આવ્યો. અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને કહ્યું કે, રજો ઘી આપતી નથી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે, હજી એકવાર જા અને કહેજે કે શ્રી આચાર્યજી ખીજે છે. માટે ઘી દે. તોપણ ન દીધું. ત્યારે શ્રી. આચાર્યજીને કહ્યું કે મહારાજ રજો ઘી દેતી નથી, એટલે શ્રી આચાર્યજીએ કામ ચલાવી દીધું. જ્યારે રજો પક્વાન લઈને ચાલી, ત્યારે રજો તે જોઈને શ્રી આચાર્યજી મીઠ દઈને બેઠા ત્યારે રજોએ કહ્યું કે, મહારાજ! મારો શો અપરાધ છે. ત્યારે આચાર્યજીએ કહ્યું કે તારે ઘી નહતું તો સામગ્રી ક્યાંથી કરી લાવી, ત્યારે રજોએ કહ્યું કે હું લક્ષ્મણભટની તો દાસી નથી. મારે ઘી નહોતું તેથી ન આપ્યું તેથી તમારે ઘી હતું તે કેમ ન આપ્યું, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે હું શ્રી ઠાકોરજીનું ઘી શી રીતે આપું ? ત્યારે રજોએ કહ્યું કે કંઈ નહિ પણ શ્રી ઠાકોરજીનું ઘી શી રીતે દઉં ત્યારે પોતે બોલ્યા નહિ. ત્યારે રજોએ સામગ્રી

આગળ કાઢી મને કહ્યું કે રાજ આરોગો. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે આજ શ્રીનો દિવસ છે તેથી બીજીવાર લેવું નહી. ત્યારે રજોએ કહ્યું કે મહારાજ તમારા ઘરનું હોય તે લેશો નહીં. આતો લેવું જોઈએ. ત્યારે રજોના આગ્રહથી શ્રી આચાર્યજી મહાપ્રભુ આરોગ્યા. રજો શ્રી આચાર્યજીની એવી કૃપા લાભ ભગવદીય હતી, તે રજોની વાર્તા, કેટલીક લખીએ.



વાર્તા ૯ મા.

બનારસવાળા શેઠ પુરૂષોતમદાસ ક્ષત્રિયની વાર્તા.

શેઠ પુરૂશોતમદાસને શ્રી આચાર્યજી મહાપ્રભુની આજ્ઞા હતી. કે જો તમારી પાસે કોઈ નાંમ લેવા આવે તેને તમે નામ દેતા તેથી શેઠ પુરૂશોતમદાસ નામ દેતા, મને પોતાને ઘેર શ્રીમદનમોહનજીની સેવા કરતા, પણ કદિ નિશ્વેશ્વરનાથ શ્રી મહાદેવજીનાં દર્શને જતા નહિ એમ કરતાં ઘણા દિવસ વીતી ગયા ત્યારે એકદિવસ વિશ્વેશ્વરનાથે એક દિવસ પુરૂષોતમદાસને કહ્યું કે શેઠ તમારે મારી સાથે ગામનો નાતો તો ગયો. કોઈક વિસે તો મને પ્રસાદ આપો, આ પ્રમાણે સ્વપ્નમાં કહ્યું. સવારે પુરૂષોતમદાસ ઉઠી સેવાથી પરવારીને બાહાર આવ્યા, અને વસ્ત્ર પેહેરી બે બીડાં પ્રસાદી લઈ ડબરામાં પ્રસાદને લઈ વિશ્વેશ્વરનાથ મહાદેવજીનાં દર્શન માટે ચાલ્યા. ત્યારે ગામના લોક આશ્ચર્ય પામ્યા, કે શેઠ પુરૂષોતમદાસ કોઈ દિવસે દર્શને આવે નહીં. તે આજ કેમ આવ્યા. સર્વ લોક સાથે આવ્યાં. શેઠ પુરૂ-

પોતમદાસે દેવાલયમાં જઈ વિશ્વેશ્વરનાથ શ્રી મહાદેવજી પાસે બે બીડાં ધરી પ્રસાદનો ડબરો ધરી શ્રીકૃષ્ણનુ સ્મરણ કરીને ઉઠી ચાલ્યા. ત્યારે મોટા મોટા પંડિત બ્રાહ્મણો હતા, તેમણે પુરૂષોતમદાસને કહ્યું કે,-તમે દંડવત ન કરતાં, શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને ઉઠયા તે તમને ઉચિત નથી. ત્યારે શેઠ પુરૂષોતમદાસે તે બ્રાહ્મણોને કહ્યું કેઃ-તમે મહાદેવજીને પુછી લેજો, તમને મહાદેવજી કહેશે. પછી બ્રાહ્મણોમાં એક મહાદેવજીનો મહાકૃપાપાત્ર ભગવદીય હતો, તેને મહાદેવજીએ સ્વપ્નમાં કહ્યું કેઃ-મેં તેની પાસે મહાપ્રસાદ માગ્યો હતો. તે દેવા આવેલ, મારો અને એનો વ્યવહાર જય શ્રી કૃષ્ણનો છે. માટે તમે એને કાંઈ કહેશો નહિ. પછી શેઠ પુરૂષોતમદાસ મહાઉત્સવનો પ્રસાદ કોઈ કોઈ દિવસે લેઈ જતા હતા. ત્યારે એક દિવસ મહાદેવજીએ કાળભેરવને કહ્યું કે શેઠ પુરૂષોતમદાસ વૈષ્ણવ ઘેરથી અવેરા સવેરા આવે છે, માટે તું એને ઘેર ચોકી પોહેરો નિત્ય દેતો રહેજે તેથી કાલભૈરવ નિત્ય એને ઘેર ચોકી પોહેરો દેતો, તે એક દિવસ પુરૂષોતમદાસ વૈષ્ણવ ઘેરથી અવેળા આવે છે. તે શેઠ પુરૂષોત્તમદાસ ઘરના દ્વારે આવ્યા. અને જુએ છે તો કાળભૈરવ એક સ્થળે ઉભેલ છે. એટલે પુરૂષોત્તમદાસે તેને પુછયું કે તું કોણ છે? ત્યારે તેણે કહ્યું કેઃ—હું કાળભૈરવ છું મને મહાદેવજીએ આજ્ઞા કરી છે, તેથી તમારા ઘરનો ચોકી પોહેરો કરૂં છું. ત્યાર પછી પુરષોત્તમદાસ ખડકી વાસીને અંદર ગયા.

દક્ષિણ દેશનો એક બ્રાહ્મણ સેવી હતો, તે મહાપંડિત અને

મહાદેવજીનો કૃપાપાત્ર હતો તે બ્રાહ્મણને મહાદેવજીનાં સાક્ષાત દર્શન થતાં હતાં તે બ્રાહ્મણ નિત્ય મહાદેવજીનાં દર્શન કરતો. ત્યાર પછી જળપાન કરતો, આવો મહાદેવજીનો ભક્ત હતો. એક દિવસ જન્માષ્ટીમીનો ઉત્સવ આવ્યો ત્યારે વિશ્વેશ્વરનાથ મહાદેવજી શેઠ પુરૂષોતમદાસને ઘેર જન્માષ્ટમીનો ઉત્સવ જોવાને માટે ગયા, તેથી તે બ્રાહ્મણને જન્માષ્ટમીને દિવસે શ્રી મહાદેવજીનાં દર્શન થયાં નહિ અને નવમીને દિવસે બપોર સુધી જ્યારે પુરૂષોતમદાસને ઘેરથી વિદાય થઈને આવ્યા. ત્યારે બ્રાહ્મણને મહાદેવજીનાં દર્શન થયાં ત્યારે બ્રાહ્મણે મહાદેવજીને પુછયું કે કાલ અને આજ હું બપોર સુધી દર્શન પામ્યો નહિ તેનું કારણ શું? ત્યારે મહાદેવજીએ કહ્યું કેઃ—હું કાલે પુરૂષોતમદાસને ઘેર ઉત્સવ જોવા ગયો હતો. તે હમણાંજ ત્યાંથી આવું છું. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે પુરૂષોતમદાસ શેઠ કોણ છે? તેને ઘેર તમે ઉત્સવ જોવા કેમ જાઓ છો ? ત્યારે મહાદેવજીએ કહ્યું કે મહાભગવદ્ ભક્ત છે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મને ભગવદ્ ભક્ત કરો. ત્યારે મહાદેવજીએ કહ્યું કે પુરૂષોતમદાસ શેઠ પાસે જઈને નામ લઈ આવ. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે આપજ મને નામ આપો. મહાદેવજીએ કહ્યુ કે હુંતો તને નામ દઈશ પણ મારૂં આપેલું નામ તને ફળશે નહિ. માટે તું પુરૂષોતમદાસ પાસેથી નામ લાવ તે તને નામ દેશે એટલે તે બ્રાહ્મણ શેઠ પુરૂષોતમદાસની પાસે નામ લેવા ગયો અને આવીને અંદર ખબર દેવરાવી કે એક બ્રાહ્મણ આવ્યો છે. ત્યારે પુરૂષોતમદાસ શેઠ કહેવડાવ્યું કે બેસાડો. પછી પુરૂષોતમદાસ સેવા કરી બાહાર આવ્યા

એટલે બ્રાહ્મણે દંડવત્ કરયા. ત્યારે પુરૂષોતમદાસે કહ્યું કે આવું અનુચિત કેમ કરો છો. હું ક્ષત્રિય તમે બ્રાહ્મણ માટે આ પ્રમાણે ઘટે નહી. ત્યારે બ્રાહ્મણે પુરૂષોતમદાસ શેઠને કહ્યું કે મને નામ આપો. ત્યારે પુરૂષોતમદાસે કહ્યું કે હું તો નામ આપીશ નહી. પછી બ્રાહ્મણે બહુ આગ્રહ કરયો પણ પુરૂષોત્તમદાસે નામ આપ્યું નહિ. એટલે તે બ્રાહ્મણ મહાદેવજી પાસે આવ્યો. અને કહ્યું કે પુરૂષોત્તમદાસ શેઠ નામ આપતા નથી. ત્યારે મહાદેવજીએ કહ્યું કે તું પાછો જા. મારૂં નામ લેજે કે મને શ્રી મહાદેવજીએ મોકલ્યો છે. તમને મહાદેવજીએ કહેલ છે. એટલે તે બ્રાહ્મણ પાછો પુરૂષોતમદાસ શેઠની પાસે આવ્યો. અને કહ્યું કે મને મહાદેવજીએ મોકલ્યો છે, માટે મને નામ આપો. શ્રી પુરૂષોત્તમદાસે તે બ્રાહ્મણને નામ આપ્યું નામ સંભળાવીને હાથ જોડીને સ્મરણ કરયું ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે હવે મને પ્રણામ કેમ કરો છો. ત્યારે શ્રી પુરૂષોતમદાસે કહ્યું કે હવે તમે ભગવદ્ ભક્ત થયા માટે તમે વન્દનીય છો. તમારે અને મારે વન્દનીય શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે હુંતો શ્રી આચાર્યજીની કૃપાથી નામ દઉં છું પછી તે બ્રાહ્મણ શ્રી આચાર્યજીની પાસે અડેલ આવ્યો. અને શ્રી આચાર્યજીની પાસે નામ સમર્પણ કરાવ્યું પછી કેટલાક દિવસ રહીને શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ગ્રંથ ભણ્યો.

એક સમય પુરૂષોતમદાસ બેઠા બેઠા મંદીર વસ્ત્ર કરતા હતા. એટલામાં ગોપાળદાસ શ્રી ઠાકોરજીનો સેનભોગ સરાવ-

વાને નાહી ને મંદીરમાં આવ્યો. અને જુએ છે તો શ્રી પુરૂષોત્તમદાસ બેઠા બેઠા મંદીર વસ્ત્ર કરે છે. ત્યારે ગોપાળદાસના મનમાં આવ્યું કે હવે તો શેઠ વૃદ્ધ થયા છે. માટે હું જો સેવામાં તત્પર થાઉં તો સારૂં. આ ગોપાળદાસના મનની વાર્તા શેઠ પુરૂષોત્તમદાસે જાણી લીધી. એટલે કહ્યું કે પુત્ર અહિ આવ. એટલે ગોપાળદાસ જઈને જુએ છે તો વીશ તથા પચીસ વર્ષના બેઠા છે ત્યારે પુરૂષોતમદાસે કહ્યું કે પત્ર ! આ ભગવદીયની વાર્તા મનમાં લાવી નહિ. ભગવદીયજ સદા તરૂણ છે. પણ અવસ્થા હોય તેને માન આપવું જોઈએ.

એક સમય પુરૂષોત્તમદાસ ઝાડ ખંડમાં મંદાર મધુશુદન ઠાકોર છે, તે પર્વત ઉપર મંદીર છે. પર્વતનું નામ મંદાર પર્વત છે. તેના ઉપરથી મનુષ્ય પડે તો ચોટ લાગે નહિ. અને પોતાના સર્વ પાપ કહી કામનાથી પડે તો દેહ છુટે. પાપ દૂર થાય. અને જો કામના કરી હોય તો બીજા જન્મમાં સિદ્ધિ થાય તે એવું સ્થળ છે. ત્યાં એક સમય શ્રી આચાર્યજી પધારયા હતા. ત્યાં શ્રી પુરૂષોત્તમદાસ અને એક બ્રાહ્મણ શ્રી આચાર્યજીનો સેવક હતો તે બંને મંદાર મધુસૂદનજીનાં દર્શન માટે પર્વત ઉપર ચડયા. તે ત્યાં જઈને મધુસુદનજીનાં દરશન કરયાં પછી રાત પડી તેથી ત્યાંજ સૂઈ રહ્યા. પછી રાત્રિએ એક સિદ્ધ આવ્યો. તે જાતનો બ્રાહ્મણ હતો. તેને પુરૂષોત્તમદાસ શેઠની સાથેના બ્રાહ્મણને પુછયું કે તમે કોણ છો ? ત્યારે તે બોલ્યો કે હું વૈષ્ણવ છું. શ્રી આચાર્યજીનો સેવક છું. ત્યારે તે સિદ્ધ બ્રાહ્મણે કહ્યું

કે, મારી પાસે એક માણિક છે. તે તમે લઈ જાઓ. ત્યારે વૈષ્ણવે કહ્યું કે તે મણિ શું કામ આવે છે. ત્યારે સિધ્ધે કહ્યું કે એ મણિ એવો છે કે, જે માગે તે આપે છે, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હું તો વિરકત છું. હું મણિ લઈને શું કરૂં ? પણ મારી સાથે એક ક્ષત્રિય છે. તે ગૃહસ્થ છે તે સુતેલ છે. તેને જો આપો તો જગાડું ત્યારે સિદ્ધે કહ્યું કે આ મણિ આપે છે તે તમે લીયો. ત્યારે પુરૂ-ષોતમદાસે કહ્યું કે એ મણિ શું કામ આવે છે ? ત્યારે તે મણિ-નો પ્રભાવ કહ્યો ત્યારે તે મણિનો પ્રભાવ કહ્યો ત્યારે શેઠ પુ-રૂષોતમદાસે કહ્યું કે હું એ મણિ મારા કામનો નથી. તેથી હુતો લઈશ નહી. એટલે તે સિદ્ધ ચાલ્યો ગયો. ત્યારે શેઠ પુરુષોતમદા-સની સાથે બ્રાહ્મણ હતો તેણે શેઠ પુરૂષોતમદાસને કહ્યુ કે—ત તો ગૃહસ્થ છો. બહોળા કુટુંબી છો તમારે માથે સેવા છે. તમે મણિ કેમ ન લીધો. તમારે તો મણિ લેવો યોગ્ય હતો ત્યારે શેઠ પુરૂષોનમદાસે કહ્યું કે અરે ગાંડા બ્રાહ્મણ ! હું શ્રી ઠાકોર-જીનો તથા શ્રીઆચાર્યમહાપ્રભુજીનો આશ્રયછોડીને શું મણિનો આશ્રય લઉં તે મણિ કેમ ન લીધો. ત્યારે તેણે કહ્યું કે હુંતો વિરકત છું હું મણી લઈને શું કરૂં? મને જગદીશ શેર લોટ આપશે. ત્યારે શેઠ પુરૂષોતમદાસે વૈષ્ણવને કહ્યું કે જો તને જગદીશ શેર લોટ આપશે. તો શું મને જગદીશ દશ સેર લોટ નહી આપે. જગદીશને શી વાતની ન્યુનતા છે. એમ કહીને બને જણાએ તે મણી લીધો નહી. તે શેઠ પુરષોતમદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજી શેઠ પુરૂષોતમદાસને ઘેર પધાર્યા. ત્યારે દામોદરદાસ હરસાણી શ્રી આચાર્યજી મહાપ્રભુજીની સાથે હતા. શ્રી આચાર્યજીએ શેઠ પુરૂષોત્તમદાસના સેવ્ય શ્રી ઠાકોરજી મદનમોહનજીને પંચામૃત સ્નાન કરાવ્યું, અને પોતે રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો ભોગ ધરાવીને પછી શ્રી આચાર્યજીએ પોતે ભોજન કર્યું. ત્યારે દામોદરદાસ હરસાણીએ શ્રી આચાર્યજીને પુછયું કે રજ આશું ? ત્યારે શ્રી આચાર્યજી કહ્યું કે આ મારી આજ્ઞાથી નામ આપે છે. તો પણ તેને આટલી મર્યાદા રાખવી જોઈએ. તે શેઠ પુરૂષોતમદાસ શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેની વાર્તાનો પાર નથી કેટલીક લખીએ.

---

વાર્તા ૧૦ મી.

શેઠ પુરૂશોતમદાસની પુત્રી રૂક્ષમણીની વાર્તા.

એક સમય શ્રી ગોસાઈજી કાશીમાં પધાર્યા હતા. ત્યારે ત્યાં સુર્ય ગ્રહણ હતું ત્યારે શ્રી ગુંસાઈજી મણિકર્ણિકાના ઘાટ ઉપર પધાર્યા ત્યારે રૂકમણી શ્રી મદનમોહનજીને સ્નાન કરાવીને પોતે શ્રી ગુંસાઈજીને પધારેલા જાણીને મણિકર્ણિકા સ્નાન કરવાને ગઈ ત્યારે શ્રી ગુંસાઈજીને વઈષ્ણવોએ કહ્યું કે શેઠ પુરૂષોતમદાસની પુત્રી રૂક્ષ્મણી આવી છે. એટલે શ્રી ગુંસાઈજીએ કહ્યું કે રૂક્ષ્મણી તું આગળ આવ. એમ કહીને પોતાની પાસે બોલાવી. અને પુછયું કે તું કેટલે દીવસે ગંગાસ્નાન કરવા

આવી. ત્યારે રૂક્ષમણીએ કહ્યું કે,–મહારાજ! ચોવીસ વર્ષ પછી આવીછું. એ સાંભળીને શ્રી ગુંસાઈજીનું હૃદય ભરાઈ આવ્યું અને કહ્યું કે આવી ભગવદીય કે જેને એક ક્ષણનો પણ અવકાશ મળ્યો નહી કે ગંગાસ્નાન માટે આવે. શ્રી ગોસાઈજી બહુજ પ્રસન્ન થયા.

એક સમય ક્ષત્રીયલોક સર્વ કાર્તીકસ્નાન કરતા હતા, ત્યારે રૂક્ષમણીએ શેઠ પુરૂષોતમદાસને કહ્યું કે તમે આજ્ઞા કરો તો હું પણ કાર્તીક સ્નાન કરૂં ત્યારે શેઠ પુરૂષોતમદાસે કહ્યું કે ભલે સ્નાન કર જે જોઈએ તે લે, ત્યારે રૂકમણીએ કહ્યું કે ઘી અને ખાંડ દેવરાવો. મેદો તો ઘરમાં છે એટલે શેઠ પુરૂષોતમદાસે ઘી અને ખાંડ અપાવ્યાં એટલે રૂક્મણી પાછલી જ્યારે પહોર રાત્રી રહે, ત્યારે ઉઠે અને નોતમ સામગ્રી કરીને રાજભોગ શ્રી મદન મોહનજીનેસમરપી પછી ઉત્થાપન સામગ્રી કરે તે શયનભોગ પર્યંત સમર્પે આ પ્રમાણે કાર્તીક માસમાં કરે, અને એ સવારમાં શીતળ સામગ્રી કરે અને શ્રી ઠાકોરજીને આરોગાવે, અને તે પ્રસાદ વઈષ્ણવોને લેવડાવે. આ પ્રકારે કરે તે એક દિવસ શેઠ પુરૂષોતમદાસે રૂક્ષમણીને કહ્યું કે રૂક્મણી તું સ્નાન કયારે કરે છે. તને જતાં તો કયારેય જોતો તથી. તું કયે સમય કારતીક સ્નાન કરે છે. ત્યારે રૂક્મણી કહ્યું કે–મારે સ્નાનથી શું કામ છે! હું તો આ પ્રકારે કરૂ છું એ સાંભળીને શેઠ પુરૂષોતમદાસ બહુજ પ્રસન્ન થયા. શ્રી ગુંસાઈજી પોતે શ્રી મુખથી પ્રશંશા કરતા હતા રૂક્મણી આવી કૃપાપાત્ર ભગવદીય હતી.

કેટલેક દિવસે રૂક્ષમણીનો દેહ અસકત થયો ત્યારે રૂક્ષમણીએ કહ્યું હવે તો આ દેહ છુટે તો સારૂ હું ઠાકોરજીની સેવા ન થઈ શકે તો આ દેહ શું કામનો છે, કેટલેક દિવસે રૂક્ષમણિનો દેહ પડયો તે વાત એક વઈષ્ણુવે શ્રી ગુંસાઈજીને કહી મહારાજ રૂક્ષમણી ગંગા પ્રાપ્ત થઈ. ત્યારે શ્રી ગુંસાઈજીએ શ્રી મુખથી કહ્યું કે એમ ન કહો, કે રૂક્ષમણીને ગંગા પ્રાપ્તી થઈ, ગંગાને રૂક્ષમણી મળી. તે રૂકમણી શ્રી આચાર્યજીની આવી કૃપાપાત્ર ભગવદીય હતી તેથી તેની વાર્તા અતિ અવર્ણનીય છે. તે કેટલીક લખીએ.



## વાર્તા ૧૧ મી

### શેઠ પુરૂશોત્તમદાસના પુત્ર ગોપાલદાસની વાર્તા

ગોપાલદાસને શ્રી મદનમોહનજી સાનુભાવ હતા, જે જોઈએ તે માગી લેતા એવા સદઈવ કૃપા કરતા. ગોપાળદાસ કીર્તન બહુ કરતા. ગોપાળદાસનો દેહ અશક્ત થયો. ત્યારે ભગવદ નામનું ઉચ્ચારણ કરતા ત્યારે શ્રી મદનમોહનજી પોતે હોકારો આપતા એવી કૃપા કરતા શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો ગ્રંથ સુબોધીની શ્રી ભાગવત નિબંધ અને રહસ્ય ગ્રંથ તે સર્વનો પાઠ કરતા અને ભગવદ લીલામાં મગ્ન રહેતા હતા. નિરંતર લીલાનોજ વિચાર કરતા હતા, એ પ્રમાણે કરીને સર્વ કાળ વ્યતીત કર્યો. પછી દેહ છુટયો ત્યારે પોતે શ્રી મુખથી ગોપાલદાસની પ્રશંશા કરી. તે ગોપાલદાસ એવા ભગવદીય હતા. આ

સરવે વાર્તા શેઠ પુરુષોતમદાસના પરીવારની થઈ. તેથી તેની વાર્તાનો પાર નથી. કેટલીક લખીએ.

---

વાર્તા ૧૨ મી

શ્રી આચાર્યજીના સેવક રામદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્તા.

રામદાસ શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરતા હતા. અપરસમાં જળ ભરતા. બીડું પણ અપરસમાં રાખતા આ પ્રકારે કરતા રામદાસ પાસે પુષ્કળ દ્રવ્ય હતું તે કેટલેક દીવસે તે દ્રવ્ય વપરાઈ ગયું થોડું રહ્યું ત્યારે મનમાં વિચારયું કે કાંઈ ચાલતુ હોય તો સારૂં તેથી તે દ્રવ્ય તે દિવસથી વ્યાજે આપ્યું અને વ્યાજ બહુ આવવા લાગ્યું. લોભથી વેપાર કરવા લાગ્યા. ત્યારે રામદાસના સેવ્ય શ્રી ઠાકોરજીએ નવનીત પ્રિયાને કહ્યું કે રામદાસ તો મને વસ્ત્ર વણનાર ઉપર રાખે છે. આ વાર્તા સાંભળી રામદાસ ચમકી ઉઠયા. અને કહ્યું કે મહારાજ મારી ભુલ થઈ ત્યારથી રામદાસે તે ધંધો બંધ કરવાને માટે જેને નાણાં ધીરયાં હતાં તે પાસે પાછા માંગતા તેઓએ કહ્યું કે એનું કારણ શું ? શા માટે પાછાં નાણાં માગો છો ! રામદાસજીએ કહ્યું કે હું શું કરૂં ? મારે તો છોકરાં સાથે કામ પડયું છે. માટે છોકરાનું મન રાખવું જોઈએ. ત્યારે તેઓએ કહ્યું કે અમો દ્રવ્ય એકઠું કરીએ છીએ એમ કહીને કેટલેક દિવસે તેઓએ નાણાં આપ્યાં તે લઈને ઘેર આવ્યા અને પછી પ્રથમના સમાન સેવા કરવા લાગ્યા તે સર્વ દ્રવ્ય ગયું ત્યારે વાણીઆની દુકાનેથી

ઉધાર કરવા લાગ્યા અને બહુ કરજદાર થઈ ગયા એટલે વાણીઆની દુકાને થી લેવું બંધ કરયું અને તે વાણીઆની દુકાન પાસેથી નિકળે નહી એક દિવસે વાણીઆએ રામદાસજીને કહ્યું કે તમે મારી દુકાન આગળથી નીકળતા નથી. અને નાણા આપતા નથી મારો હિસાબ કરીને મારા પઈસા ચુકવી આપો. તગાદો બહુ સખત કરયો ત્યારે શ્રી ઠાકોરજી રામદાસનું સ્વરૂપ ધરીને તે વાણીયાની દુકાને ગયા. અને શ્રી મુખથી કહ્યું કે હિસાબ કરો પઈસા આપી દઉં ત્યારે વાણીઆએ ચોપડો કાઢી હિસાબ કરીને પઈસા લીધા. અને એક સો રૂપીઆ રામદાસજીએ વધારે આપ્યા. અને શ્રી ઠાકોરજી પોતે શ્રી હસ્તથી લખી આવ્યા પણ આ વાર્તા રામદાસે જાણી નહી. એક દિવસ રામદાસને બોલાવવા વઈષ્ણવ આવ્યા ત્યારે તે વઈષ્ણવની પાછળ પાછળ રામદાસજી ગયા. રામદાસજી તે વાણીઆની દુકાન આગળથી નિકળ્યા ત્યારે આનાકાની કરીને નીકળ્યા એટલામાં તે વાણીઆએ કહ્યું કે રામદાસજી તમે મારી દુકાનેથી લેતા—નથી તે મારાં કમભાગ્યછે તમારૂં તો મારીપાસે વિશેષ દ્રવ્ય છે છે તો લઈ જોઓ ત્યારે રામદાશે કહ્યું કે વળતાં આવું છું. રામદાસે મનમાં વિચારયું કે મેં તો આને કાંઈ આપ્યું નથી અને આ કહે છે કે તમારૂં વિશેષ દ્રવ્ય છે તે તો લઈ જાઓ તેનું કારણ શું છે ? પણ એમ જણાય છે કે આ કામ શ્રી ઠાકોરજીના તરફથી થયું હશે પછી જ્યારે રામદાસ વૈષ્ણવને ઘેરથી આવ્યા ત્યારે વાણીઆને હાટે જઈ હિસાબ

માગ્યો ત્યારે વાણીઆએ કહ્યું કે શું હિસાબ જોશો પછી વાણી-આએ નામું દેખાડયું ત્યારે તે ચોપડામાં રામદાસજીએ શ્રી ઠાકોરજીના હસ્ત અક્ષર જોયા ત્યારે મૌન થઈ ગયા અને ઘેર આવી સ્ત્રીને કહ્યું કે હું તો ઘરમાં રહીશ નહી ચાકરી કરીશ અને સિપાઈગીરીનો વીચાર કરયો અને ઘોડો વેચાતો લીધો અને સર્વ હથીઆર બાંધ્યા જળ અને બીડું અપરસમાં લે છે તે અપરસ છુટયા વગર વિના અપરસમાં લેવા લાગ્યા. કેટલેક દિવસ રામદાસજી અડેલ આવ્યા અને હથીયારસહ શ્રી આચાર્યજીનાં દર્શન કરયાં, દંડવત કર્યા તે સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ શ્રી મુખથી ધન્ય ધન્ય રામદાસ ધન્ય છે એમ કહ્યું ત્યારે બીજા વઈષ્ણવ ત્યાં બેઠા હતા તે કહેવા લાગ્યા કે મહારાજ આને ધન્ય કેમ કહે છે. હવે તો તે અપરસતામાં ર-

રામદાસજીને કાંઈ સંતતિ નહતી. તેથી સ્ત્રીએ રામદાસજીને કહ્યું કે તમે બીજી સ્ત્રી કરો તમને બાળક થાય ત્યારે રામદાસે કહ્યું કે મને તો બાળકની ઈચ્છા નથી. ત્યારે સ્ત્રીએ કહ્યું કે મને તો બાળકની ઈચ્છા છે. ત્યારે રામદાસે કહ્યુ કે જો તને બાળકની ઈચ્છા છે તો મારા શ્રી નવનીત પ્રિયાજીની બાળભાવથી સેવા કર જેમ બાળકને ખવરાવીએ પીવરાવીએ રમાડીએ પ્યાર કરીએ તેમ તું શ્રી નવનીત પ્રિયાજીને લડાવ. ત્યારે તને બાળક થશે ત્યારથી રામદાસજીની સ્ત્રીએ નવનીત પ્રિયાજીની બાળભાવથી સેવા કરી એવી સેવા કરી કે તેથી તેને બાળક થયું. શ્રી રામદાસજી શ્રી આચાર્યના આવા કૃપોપાત્ર ભગવદીય હતા. તેથી તેની વાર્તાનો પાર નથી કેટલીક તેની વારતા લખીએ.

---

## વાર્તા ૧૩ મી

### શ્રી આચાર્યજીના સેવક ગદાધરદાસ સારસ્વત બ્રાહ્મણ કંડાળાની વાર્તા.

ગદાધરદાસને માથે શ્રી મદનમોહનજીની સેવા હતી. તે શ્રી ઠાકોરજી બહુજ ગૌર હતા. નિત્ય યજમાનને ત્યાંથી જે આવતું તે ગદાધરદાસ શ્રી ઠાકોરજીને સમર્પણ કરતા એક દિવસ યજમાનને ત્યાંથી કાંઈ આવ્યું નહિ તેથી માત્ર જળજ ગણીને સમર્પ્યું પણ મનમાં બહુ ખેદ પામ્યા. છાતીમાં અગ્નિ પ્રજવલિત થવા સચસ થયું એમ કરતાં રાત પડી. ત્યારે એક યજ-

માન આવ્યો અને કહ્યું કે કમાડ ઉઘાડો ત્યારે ગદાધરે કમાડ ઉઘાડયાં ત્યારે તે યજમાને એક વાઘો અને ચાર રૂપીઆ અને કાંઈક સામગ્રી ગદાધરને આપી અને કહ્યું કે આજ મારા પિતાનો શ્રાદ્ધ દિવસ છે તેની આ દક્ષણા લો એટલે ગદાધરદાસે વાઘો લઈ અને સામગ્રી ઘરમાં રાખી ને પોતે બજારમાં ગયા તે એક મિઠાઈવાળો કે જે સારી મીઠાઈ કરતો હતો તેની દુકાન ઉપર ગયા. અને પુછયું કે તમારે ત્યાં સારી મિઠાઈ છે. ત્યારે તેણે કહ્યુ કે જલેબી હમણાંજ કરી છે. હજી તેમાંથી વહેંચી નથી. પછી જલેબી લઈ પૈસા આપીને ઘેર આવ્યા. અને સ્નાન કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ ધરાવી, પછી વૈષ્ણવને બોલાવી સરવેને મહાપ્રસાદ લેવરાવ્યો તે અતિ અલોકિક સ્વાદથયો કે કાંઈ કહી શકાય નહિ તે સરવે મહાપ્રસાદ વઈષ્ણવને લેવડાવ્યો અને પોતે ભુખ્યાજ સુઈ રહ્યા, પ્રભાતે ઉઠી સામગ્રી લાવ્યા, પછી શ્નાન કરી રસોઈ કરી શ્રી ઠાકોરજીની સેવા શૃંગાર કરી ભોગ ધરાવી પાછા વઈષ્ણવોને બોલાવ્યા ત્યારે વૈષ્ણવ પ્રસાદ લેવાને બેઠા ત્યારે પુછયું કે રાતરે અમે મહાપ્રસાદ લીધો તે મહાશ્વાદ થયો તેનું શું કારણ ત્યારે ગદાધરદાસે સરવે વાર્તા કહી એટલે સરવે વઈષ્ણવ બહુ પ્રસન્નથયા કહ્યું કે ગદાધરદાસ ખરૂં કહેછે

પછી એક દિવસ ગદાધરદાસે સર્વે વઈષ્ણવને મહાપ્રસાદ માટે બોલાવ્યા હતા પણ શાક નહોતું તેથી ગદાધરદાસે કહ્યુ જે એવો કોઈ વઈષ્ણવ છે કે શાક લાવે તેમાં એક વઈષ્ણવ વે-

ણીદાસનો ભાઈ માધવદાસ મહાવિષયી હતો તેણે વેશ્યાને ઘરમાં રાખી હતી. તેણે કહ્યું કે હું લાવીશ ત્યારે ગદાધરદાસે કહ્યું જે ભલે લઈ આવો, ત્યારે માધવદાસ ગયો. તે ભાજી લઈ આવ્યો તે સુધારીને પછી રસોઈ સિદ્ધ થઈ ત્યારે શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો પછી ભોગ સરાવીને પછી વઈષ્ણવ મહા પ્રસાદ લેવાને બેઠા તે ભાજી અત્યંત સ્વાદીષ્ટ થઈ ત્યારે ગદાધરદાસે માધવદાસને આશીર્વાદ આપ્યો કે તું હરીભકત થઈશ પછી ગદાધરદાસના આવીર્વાદથી માધવદાસ ઉત્તમ વઈષ્ણવ થયો. તે ગદાધરદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ઘણા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી. તેની વાર્તા કેટલીક લખીએ.

## વાર્તા ૧૪ મી.

### શ્રી આચાર્યજીના સેવક વેણીદાસ તથા માધવદાસ બે ભાઈઓની વાર્તા.

વેણીદાસ મોટા અને માધવદાસ નાના તેમાં માધવદાસમહા વિષયી કે જેણે ઘરમાં વેશ્યા રાખી હતી. તેથી સર્વ વૈષ્ણવ માધવદાસની નિંદા કરતા હતા તે વાર્તા શ્રી આચાર્યજીના સાંભળવામાં આવી કે માધવદાસ મહા વિષયી છે ઘરમાં વેશ્યા રાખી છે, એક દિવસે શ્રી આચાર્યજીએ માધવદાસને પુછયું કે—કે—મરે ! માધવદાસ તે ઘરમાં વેશ્યા રાખી છે. એટલે માધવદાસે કહ્યું કે—મારૂં મન આશક્ત થયું છે તેથી રાખી

છે. આ સાંભળી શ્રી આચાર્યજી તો મૌન થઇ ગયા. માધવદાસને ત્રણ વાર શ્રી આચાર્યજીએ પુછયું તો માધવદાસે પણ ત્રણેવાર તેજ જવાબ આપ્યો ત્યારે વૈષ્ણવોએ કહ્યુ કે—મહારાજ તેણે આપના સમક્ષ કહ્યુ છતાં આપે કંઈ ન કહ્યું ત્યારે શ્રી આચાર્યજીએ એ વૈષ્ણવોને કહ્યુ કે—તેનું મન તે સાથે આશકત થયું છે. તો તેનુ તે મન ફેરવતાં શ્રી ઠાકોરજીને શી વાર લાગશે. અને ગદાંધરદાસે તેને આશીર્વાદ દીધો છે કે તેને દ્રઢભકિત થસે તે આ માધવદાસ છે ત્યાર પછી કેટલેક દિવસે માધવદાસની બુદ્ધિ શ્રી ઠાકોરજીએ ફેરવી એટલે તેણે વેશ્યાનો ત્યાગ કર્યો પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીની કૃપાથી માધવદાસ ઉત્તમ વૈષ્ણવ થયો

ત્યાર પછી કેટલેક દિવસે એક મોતીની સુન્દર માળા ઘણા મુલ્યની વેચાવા આવી તે જોઈને માધવદાસે પોતાના મોટા ભાઈ વેણીદાસને કહ્યું કે આ માળા શ્રી ઠાકોરજીના કન્ઠ લાયક છે. એટલે વેણીદાસે કહ્યું કે આ માળા શું છે? મારી પાસે જે છે તે સર્વ શ્રી નવનીત પ્રિયાજીનું છે એમ કહીને વાત ઉડાવી દીધી ત્યારે માધવદાસે કહ્યું કે આપણા ઘરમાં છે તે સર્વ શ્રી ઠાકોરજીનું છે તો માળા કેમ લેતા નથી. ત્યારે મોટાભાઈ વેણીદાસે કહ્યું કે હું ગ્રહસ્થ છું. મારે વિવાહ કાર્ય સર્વ કરવાનુ છે તેથી એમ કેમ બને ? ત્યારે માધવદાસે કહ્યું જે હું તો નોખો થઈશ. એમ કહીને નોખો થયો દ્રવ્ય વેંચી લીધું તે દ્રવ્યની વસ્તુ લેઈને દક્ષિણમાં ગયો ત્યાં સર્વ વસ્તુ વેચી ત્યારે વ્યવ-

હારક રીતે અર્થાત વેપાર કરવાથી દ્રવ્ય ઘણું વધ્યું ત્યારે પ્રથમ મોતીની એક માળા લીધી. તે માળા લઈને ઘેર ચાલ્યા રસ્તામાં આવતાં એક નદી આવી. એટલે મછવામાં બેઠા ત્યારે નવનીત પ્રિયાજી લાલ છડી હાથમાં લઈ આવ્યા અને કહ્યુ જે નાવ ડુબાવું ત્યારે માધવદાસે કહ્યું જે નિજેછાત કરિષ્યતિ, ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યુ જે તું કેમ ગયો હતો, ત્યારે માધવ દાસે કહ્યુ કે હું માળા લેવા ગયો હતો. ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે મારે શું માળા ન હતી, મારેતો ઘણી માળા છે ત્યારે માધવદાશે કહ્યું કે તમારે માળા ઘણી છે પણ શેવકે તો ઉપાય કરવો. ત્યારે મચ્છવોડુબતો રહયો જેટલાં મનુષ્ય મછવામાં બેઠા હતાં તે સર્વ કોલાહલ કરવા લાગ્યાં અને માધવદાસનું મન પ્રસન્ન હતું. ત્યારે સર્વના મનમાં આવ્યુ કે આ મહા પુરૂષ છે પછી માધવદાસ ત્યાંથી ઘેર આવ્યા અને શ્રી આચાર્યજીને દન્ડવત કરયા અને હાથમાં માળા આપી ત્યારે માધવદાસે સર્વ સમાચાર કહ્યા. ત્યારે બીજા વૈષ્ણવો બેઠા હતા તેઓએ શ્રી આચાર્યજીને કહ્યું કે એજ માધવદાસ છે. શ્રી મહાપ્રભુની કૃપાથી શ્રી ઠાકોરજીએ માધવદાસનું મન ફેરવ્યું અને ભગવદ ભાવ ઉત્પન્ન થયો. વેશ્યા ઉપર આસક્તિ હતી તે શ્રી ઠાકોરજીના ઊપર થઈ. તે માધવદાસ એવા ભગવદીય તેથી તે વેણીદાસ તથા માધવદાસ બંને ભાઈઓની વાર્તા નો પાર નથી કેટલીક લખીએ.

## વાર્તા ૧૫ મી.

### શ્રી આચાર્યજીના સેવક હરિવંશ પાઠક બનારસવાળાની વાર્તા.

હરીવંશ પાઠક એક સમય પટણામાં ગયા હતા ત્યાંના અમલદાર સાથે સારો સ્નેહ હતો. તે અમલદાર પોતાના મનમાં કહે કે આ જો મારી પાસે કાંઈ માગે તો હું એને આપું પણ તે કાંઈ માગે નહી એમ કરતાં ડોલોત્સવના દીવસ આવ્યા ત્યારે પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીએ સ્વપ્નમાં જણાવ્યું કે તું મને ડોળ ઝુલાવીશ. ત્યારે હરિવંશ પાઠકે મનમાં વિચાર કર્યો કે હવે શું કરૂં ? એમ વીચાર કરી હરિવંશ પાઠક અમલદાર પાસે ગયા અને જઈને કહ્યું કે-આપ પાસે કાંઈક માગવા આવ્યો છું તો મને આપવું જોઈએ ? ત્યારે તેણે કહ્યુ કે શું જોઈએ ? ત્યારે તેણે કહ્યુ કે મારે બે દિવસમાં બનારસ પોહોચવું છે ? ત્યારે તેમણે સારૂ એમ કહીને ઘોડા તથા મનુષ્ય સાથે આપ્યાં અને તે પોતાને ઘેર આવ્યા. પછી પોતાના મંદીરમાં આવીને ડોળ સિદ્ધ કર્યો. ડોળની સર્વ સામગ્રી સિદ્ધ

## વાર્તા ૧૬ મી.

### શ્રી આચાર્યજીના સેવક ગોવિન્દદાસની વાર્તા

ગોવિન્દદાસ ધનાઢ્ય હતા તે શ્રી આચાર્યજીના સેવક થયા. ગોવિન્દદાસે શ્રી આચાર્યજીને પુછ્યું કે મહરાજ! મારી પાશે દ્રવ્ય છે તેનુ હું શું કરૂં ? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે—શ્રી ઠાકોરજીની સેવા કર. ત્યારે ગોવિન્દદાસે કહ્યું કે સેવા શી રીતે કરૂં ? સ્ત્રી અનુકુળ નથી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે—તું સ્ત્રીનો ત્યાગ કર, ત્યારે ગોવિન્દદાસે સ્ત્રીનો ત્યાગ કર્યો અને કહ્યું કે મહારાજ દ્રવ્યનું શું કરૂં ? ત્યારે આચાર્યજીએ કહ્યું કે હવે દ્રવ્યના ચાર વિભાગ કરીદે, ત્યારે ગોવિન્દદાસે ચાર વિભાગ દ્રવ્યના કર્યા અને ,કહ્યુ કે શું આજ્ઞા છે, ત્યારથી આચાર્યજી મહાપ્રભુજીઓ કહ્યું કે એક ભાગ તો શ્રી નાથજીને સમર્પણ કરી દે, અને એક બીજો ભાગ તારી સ્ત્રીને આપ. અને એક ભાગ સેવાને માટે તું રાખ ત્યારે ગોવિન્દદાસે કહ્યું કે મહારાજ કાંઈક આપ અંગીકાંર કરો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે એક ભાગ મને દે. આ પ્રમાણે સર્વ ભાગની વ્યવસ્થા કરીને પોતાની પાશેનું દ્રવ્ય લઈ તે મહા વનમાં આવ્યા. અને વૈષ્ણવોને મહાપ્રસાદ લેવરાવતા વૈષ્ણવ અને ગાયોને ખવરાવતા, અને તેમાંથી પોતે જરાપણ લેતા નહી અને પોતે તો પૃથકજ સામગ્રી સીદ્ધ કરીને ભોગ સમર્પણ કરતા આ પ્રમાણે સેવા કરતાં સર્વ દ્રવ્ય પુર્ણ થઈ ગયું ત્યારે શ્રી ગોવર્દ્ધનનાથજીની સેવામાં આવીને રહ્યા. અને

ગોવર્દ્ધનનાથજીની પરિચર્યા કરે રસોઈની ટેલ કરે બે સમયનાં પાત્રમાં જે અને રાતદોઢ કે સવા પ્રહર પાછલી રહે ત્યારે ઉઠે તે ગાગર લઈને જાય તે મથુરામાં વિશ્રામઘાટ ઉપર સ્નાન કરી શ્રી યમુનાજીમાંથી જળની ગાગર ભરીને ચાલતા તે રાજભોગ પહેલાં આવી પોહોચતા; અને ત્યાર પછી પાત્રમાંજી સર્વ સેવા કરીને પછી નીચે આવતા પછી તિલક લુંછી માળા ઉતારી ગાંઠ બાંધીને આસપાસના ગામથી કોરી ભીક્ષા માગી લાવતા તે શેર ચાર પાંચનો આહાર કરતા તેથી આહાર પ્રમાણે પ્રાપ્ત થતાં રસોઈ કરી શ્રી નાથજીની ધ્વજાના સન્મુખ દેખાડી તેમાં ચરણોદક મેળવી પ્રસાદ લેતા આ પ્રમાણે નિર્વાહ કરતા આ પ્રમાણે કરતાં ઘણા દિવસ વીતી ગયા. પણ આ વાર્તા શ્રી નાથજીને રૂચિ નહી. ત્યારે શ્રા નાથજીએ શ્રી આચાર્યજીને કહ્યું કે–તમારો એક સેવક મને બહુ દુખ આપે છે. ત્યારે આચાર્યજી અડેળથી ચાલ્યા તે આગરે આવ્યા. ત્યારે ત્યાંના વઈષ્ણવોને શ્રી આચાર્યજીએ પુછયું કે શ્રી ઠાકોરજી કેમ રૂઠયા છે, ત્યારે ત્યાંના વૈષ્ણવોએ કહ્યું કે–મહારાજ! અમે તો કંઈ જાણતા નથી. ત્યાંથી આચાર્યજી મથુરા પધારયા ત્યારે ત્યાં આવીને પણ વૈષ્ણવોને ઉપર પ્રમાણે પુછયું ત્યારે ત્યાંના વૈષ્ણવોએ કહ્યું કે મહારાજ! અમે તો કાંઈ સમજતા નથી. ત્યારપછી શ્રી આચાર્યજી શ્રીજીદ્વાર પધાર્યા. ત્યારે શ્રી નાથજીનાં બેકપાળને હાથથી સ્પર્શ કરીને કહ્યુ કે બાવા ઉદાસ કેમ છે?

ત્યારે કહ્યું જે તમારો સેવક મને બહુ ખીજવે છે. ત્યારે શ્રી આચાર્યજીએ સર્વ સેવકોને પુછ્યું તમે શું સેવા કરો છો અને શું લીઓ છો. ત્યારેસર્વ જણાએ પોતપોતાની સેવા કહી અને પ્રસાદ લેવાનો પ્રકાર કહ્યો પછી ગોવીન્દદાસને પુછ્યું કે તમે કયાં સેવા કરો છો, ત્યારે તેણે સેવાનો સર્વ પ્રકાર કહ્યો. અને તે સર્વ શ્રી આચાર્યજીએ સાંભળ્યો ત્યારે પોતાના મનમાં જાણ્યું કે આણે રૂઠાંવ્યા છે તેથી શ્રી આચાર્યજીએ ગોવિન્દદાસને કહ્યું જે તમે શ્રી ઠાકોરજીની રસોઈમાં પ્રસાદ લીધો. ત્યારે ગોવિન્દાસે કહ્યુ કે દેવઅંશ શી રીતે લઉં? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તું સેવા ન કર. ત્યારે ગોવિન્દદાસ ક્ષત્રીય અહંકારથી સેવા છોડી મથુરામાં ગયા અને તેશાવરાવની સેવાનો ઈજારો પઠાણ પાસેથી લીધો; અને સેવા કરવા લાગ્યા; એકવાર કેશવરાવજીની શય્યા નવારથી વણાવી તે શય્યા મહા અદભુત થઈ અને તે શય્યાના ઉપર શ્રી કેશવરાવજી પોઢવા લાગ્યા; તે પ્રમાણે નવરાતે ગામના હાકેમ બનાવી પણ તે તેવી થઈ નહી, ત્યારે કારીગરે કહ્યું કે તે નવરાતો શ્રી ઠાકોરજીની છે ત્યારે હાકેમે કહ્યું કે તે નવાર હું જોઈશ પછી હાકેમ શ્રી ઠાકોરજીના દેવાલયમાં જઈને શય્યા ઉપર બેઠો. તે ગોવિન્દદાસે સાંભળ્યું ત્યારે ગોવીન્દદાસે આવી ગુપ્તી લઈને હાકેમને ગાળ આપી કે તું કોણ છે? કે અમારા ઠાકોરજીની શય્યા ઉપર બેઠો છે. એમ કહીને તે હાકેમને ઠાર માર્યો. ત્યારે હાકેમના મનુષ્યે ગોવિન્દદાસને ઠાર માર્યો તે

વાત શ્રી આચાર્યજી પાસે કોઈ વૈષ્ણવે જઈને કહી, અને કહ્યુ કે આંવી ગતી વૈષ્ણવની થવી ન જોઈએ, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તેના પરલોકમાં તો કાંઈ હાની નથી. પણ એણે મારી આજ્ઞા ન માની તેથી આ પ્રમાણે તેનો દેહ છુટયો, એ ગોવિન્દદાસ પુર્વ જન્મમાં શ્રી નંદરાયજીનો પાડો હતો. તેણે માટી અને પાણી બહુજ ઢોળેલ. તે ગોવીન્દદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર આવે તેમ નથી કેટલીક લખીએ.

---

વાર્તા ૧૭ મી.

શ્રી આચાર્યજીની સેવક અંબા ક્ષત્રિઆણીની વાર્તા.

અમ્બાને બે પુત્ર હતા. તે બે પરમ વૈષ્ણવ હતા. તે અમ્બા શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરતી હતી, તેના સેવ્ય શ્રી ઠાકોરજી શ્રી બાલકૃષ્ણજી તેને અમ્બા કહેતા તે કેટલાક દીવસ પછી તેનો એક પુત્ર મરી ગયો, ત્યારે શ્રી ઠાકોરજીની રસોઈ કરી ભોગ સમર્પી સમયાનુસાર ભોગ સરાવી પછી રોવા લાગી; તેને રૂદન કરતી જોઈને શ્રી ઠાકોરજી ખેદ પામ્યા. અને બોલ્યા કે તું રૂદન ન કર. પણ તે રોતી રહે નહી. એમ કરતાં તેનો બીજો પુત્ર પણ મરી ગયો. ત્યારે તો બહુજ રોવા

શ્રી ગુંસાઈજી તેને ઘેર પધાર્યા અને કહેવા લાગ્યા કે તું રૂદન ન કર. શ્રી ઠાકોરજી ખેદ પામે છે. ત્યારે તે રોતાં અટકી અને સેવાનો સર્વ સાજ કરી પછી સ્નાન કરી મંદિરમાં જઈ બે હાથે સુગન્ધી લગાડીને શ્રી ઠાકોરજીને લગાડે, આ પ્રમાણે સારી રીતે તે સેવા કરતી હતી.

એક દિવસ દુધનો વાટકો શ્રી ઠાકોરજી પાસે ભરીને રાખ્યો હતો તે સમયે ગુસાઈજી તેને ઘેર પધારયા અને મંદીરનો ટેરો સરકાવીને દર્શન કરવા લાગ્યા. તો શ્રી ઠાકોરજી દુધ પીએ છે તે શ્રી ગુંસાઈજીએ જોયા. તે જોઈને શ્રી ગુંસાઈજી પાછા ફરી ગયા, ત્યારે અમ્બાએ કહ્યું કે આપ પાછા કેમ ફર્યા. ત્યારે ગુંસાઈજીએ કહ્યું કે શ્રી ઠાકોરજી દુધ પીએ છે ત્યારે અમ્બાએ કહ્યું કે શ્રી ઠાકોરજી તો બાળક છે. તમે જાણુતા નથી, ત્યારે શ્રી ગુંસાઈજી દર્શન કરીને પાછા ફર્યા અને કહેતા ગયા કે એ દુધ મારે ઘેર મોકલી દેજે, ત્યારે તેણે કહ્યું કે આપજ આ-રોગવાવાળા છો તો અહિંજ આરોગો અને મરજી હોય તો ત્યાં આરોગજો. શ્રી ગુસાંઈજી તો ઘેર પધાર્યા અને તેણે તે દુધ શ્રી ગુસાંઈજીને ઘેર મોકલી દીધું આ પ્રમાણે તેને શ્રી ઠાકોરજી સાનુભાવ હતા. પ્રત્યક્ષ વાર્તા કરતા, જે વસ્તુ જોઈએ તે માગી લેતા, તે શ્રી આચાર્યજીની એવી કૃપાપાત્ર ભગવદીય હતી તેથી તેની વાર્તાનો પાર નથી. કેટલીક લખીએ.



વાર્તા ૧૮ મી.

શ્રી આચાર્યજીના સેવક ગજનધાવન ક્ષત્રિય આગ્રાવાળાની વાર્તા.

ગજજન ધાવન શ્રી નવનીત પ્રિયાજીની સેવા ઉત્તમ પ્રકારે કરતા હતા. તેથી શ્રી ઠાકોરજી સાનુભાવ હતા; ગજજનની સાથે શ્રી નવનીતપ્રિયાજી બોલતા, ગજજનને કોઈ દિવસ ગાય કરતા; કોઈ દિવસ વાછરડો કરતા, અને ગાયનું મુખ પોતાના પીતાંમ્બરથી લુંછતા અને વાછડો કરતા ત્યારે પકડી રાખતા, ચાવવા ન દેતા, અને જ્યારે ઘોડો કરતા ત્યારે પીઠ ઉપર સ્વારી કરતા, જ્યારે હાથી કરતા ત્યારે ગ્રીવા ઉપર અસ્વારી કરતા, આ પ્રમાણે અવર્ણનીય કૃપા શ્રી નવનીત પ્રિયાજી ગજજન ધાવનના ઉપર રાખતા હતા. ભોગ સામગ્રી જે જાઈએ તે માગી લેતા એવી કેટલીક વાર્તા છે, તે કેટલીક લખીએ. એક દીવસ શ્રી નવનીત પ્રિયાજીએ ગજજન ધાવનને કહ્યું કે શ્રી ગુંસાઈજી શ્રી આચાર્યજી મહાપ્રભુને ઘેર પધરાવ, તે સમય શ્રી આચાર્યજી ગોકુલમાં હતા. ત્યાં ગજજને આવીને શ્રી આચાર્યજી મહાપ્રભુને કહ્યું કે, મહારાજ શ્રી નવનીત પ્રિયાજીની એવી આજ્ઞા થઈ છે કે મને શ્રી આચાર્યજીની પાસે મને પધરાવ. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે ભલે પધરાવ. ત્યારે ગજજન ધાવને શ્રી નવનીત પ્રિયાજીને

પોતાની શય્યા ઉપર લઈને પોઢયા. બીજે દીવસે નવી શય્યા કરાવી તે ઉપર પોઢયા. પણ તે શય્યા નાની પડી. ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે હું તો આ શય્યા ઉપર શયન કરીશ નહી, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે એમ શી રીતે બને: ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યુંકે કોઈ બાધ નથી તેથી શ્રી આચાર્યજી પોતે સુગન્ધ લગાવીને પાસે લઈને પોઢયા. પછી બીજે દીવસે શય્યા મોટી કરાવી. તે ઉપર પોઢાડયા. ત્યારે પોઢયા, તે પછી થોડા દિવસ રહીને શ્રી આચાર્યજી ગોકુળથી અડેલ પધારયા ત્યારે ગજજન સાથે ગયા ગજજન ધાવન વગર શ્રી નવનીત પ્રિયાજી એક ક્ષણ રહેતા નહી, તેમ નવનીત પ્રિયાજી વગર ગજજન એક ક્ષણ રહેતા નહા. એક દિવસ નવનીત પ્રિયાજીને માટે શ્રી અક્કાજીએ ગજજનધાવનને પાન લેવા મોકલ્યો. કહ્યું જે પાન લાવ. ત્યારે ગજજન એમતો કહી શકયો નહી કે શ્રી નવનીતપ્રિયાજીને મને હસે છે. તે હું રંચણદાસ શ્રી તેથી વગર બોલ્યે પાન લેવાને ઉઠીને ચાલ્યોર આવી બેઠા. દુર ગયો. તેટલામાં જ્વર ચડી આવ્યો. કેવા પ્રકારે આરોગે અને અહિં શ્રી અક્કાજીએ શ્રી નવની. ત્યારે ભત્રીજીએ કહ્યું કે ર્યા ત્યારે અક્કાજીને શ્રી નવનીક જયાં ભોગ સમર્પે છે તેથી બોલાવો. મારો ગજજન. આ તો શ્રી આચાર્યજીના સેવક પરમ શ્રી અક્કાજીએ બોય છો માટે તમારો સમર્પેલ ભોગ કેમ નહી જુવે છે તો ગજજન દેહ કરો છો ત્યારે નારાયણદાશે કહ્યુ જે ત્યાંથી માણસો બોલાવ્ય કે કોઈ વેષ્ણવ આપણે ઘેર આવી

તે મેં ગોડી ચાટીને હાથ ઝાટકયો તેથી આખા મંદીરમાં છાંટા ઉડયા અને મારા હાથ તથા હોઠ રાતા થયા છે. તેથી ગોકુળ-ચન્દ્રમાજીના હાથ અને હોઠ આજપરયંત લાલ છે. પછી આ-ચાર્યજી ખીરને પંખાવડે ટાઢી કરીને ભોગ સમરપીને બહાર આવ્યા. અને નારાયણદાસ ઉપર ગુસ્સે થયા અને કહ્યું કે તેં શ્રી ઠાકોરજીને ઊની ખીર સમરપી ત્યારે નારાયણદાસે શ્રી આચાર્યજીને વિનંતિ કરી કે હું રાજને પધારેલા જાણીને ઉતા વળો રાજ પાસે આવ્યો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે આજ પછી આવું કામ કરીશ નહી પછી સમય થયો ત્યારે શ્રી આ ચાર્યજીએ ભોગ સરાવ્યો ત્યારે શ્રી ગોકુળ ચન્દ્રમાજી એ શ્રી આચાર્યજીના બન્ને હસ્ત પકડીને કહ્યું કે તમે ખીરનો મહા પ્રસાદ લેશો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે મહારાજ જાતિ વહેવાર કઠિણ છે ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ કહ્યું કે આ મારી આજ્ઞા છે માટે તમે કાંઈ વિચાર ન કરો ખીરનો મહાપ્ર-સાદ લીધો ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ ખીરનો મહાપ્રસાદ હતો તે પોતાની પાસેજ શ્રી આચાર્યજીને લેવરાવ્યો ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ લીધો તે દિવસથી ખીર અનસખ-ખડીમાં થાય છે. નારાયણદાસ પાસે શ્રી ગોકુળચન્દ્રમાજી આ પ્રકારે સેવા કરાવતા હતા તે નારાયણદાસ એવા ભગવદીય હતા તેથી શ્રી ગોકુળચંદ્રમાજી આવી કૃપા કરતા.

ત્યારપછી કેટલેક દિવસે નારાયણદાસનો દેહ થાકયો તે ઘણા અશકત થઈ ગયા ત્યારે એક દિવસ શ્રી ગોકુળચન્દ્રમાજીએ

અચાનક પ્રસાદ લીએ ત્યારે જાણીએ કે શ્રી ઠાકોરજી આરોગ્યા હશે વૈષ્ણવના ઉપર નારાયણનો આવો ભાવ હતો.

એક દિવસ નારાયણદાસ શ્રી ગોકુળચન્દ્રમાજીને શુગાર કરી રસોઈમાં ગયા ત્યાં શુગાર ભોગને સિદ્ધ કરીને સરાવવાને થાળ ધરયો. એટલામાં એક વૈષ્ણવે નાદાયણદાસની પાસે આવીને વધામણી દીધી કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી ગોકુળથી પધારે છે. તે સાંભળતાં જ નારાયણદાસે ગરમ ખીરને વડાં ડબામાં ભરીને શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી ઉતાવળા શ્રી આચાર્યજીનાં દરશને આવ્યાં, અને આવીને શ્રી આચાર્યજીના દરશન કરીને દન્ડવત કર્યા. તે શ્રી આચાર્યજીના ચરણ ઉપર મસ્તક રાખી રહ્યા ત્યારે નારાયણદાસનું માથુ પકડી પોતે શ્રી હસ્તથી ઉપાડયુ અને પુછયું કે શ્રી ગોકુળચંદ્રમાજીને ત્યાં શું સમય છે ! ત્યારે નારાયણદાસે કહ્યું કે મહારાજ ! હમણાં જ શુગારભોગ ધરીને આવ્યો છું તે સાંભળીને શ્રી આચાર્યજી તત્કાળ પધાર્યા અને સ્નાન કરીને મંદિરમાં હાથ ધોઈ આચમનની ઝારી હાથમાં લઈને ભોગ સરાવવાને મંદિરમાં પધાર્યા અને અંદર જઈને જુવે છે તો શ્રી ગોકુળ ચન્દ્રમાજીના હસ્ત ખીરથી ભરેલા છે. અને શ્રી હસ્તકમળ ખેંચી રહેલા છે ત્યારે શ્રી આચાર્યજીએ શ્રી ગોકુળચન્દ્રમાજીને કહ્યું કે મહારાજ ! શ્રી હસ્તકમળને કેમ ખેંચી રહેલા છો ? ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ કહ્યું કે તમને આવ્યા જાણીને નારાયણદાસ મને ઉની ખીર ધરીને તમારી પાસે આવ્યો તે મારા હાથને ઉની લાગી.

તે મેં ગોળી ચાટીને હાથ ઝાટકયો તેથી આખા મંદીરમાં છાંટા ઉડયા અને મારા હાથ તથા હોઠ રાતા થયા છે. તેથી ગોકુળ-ચન્દ્રમાજીના હાથ અને હોઠ આજપરયંત લાલ છે. પછી આ-ચાર્યજી ખીરને પંખાવડે ટાઢી કરીને ,ભોગ સમરપીને બહાર આવ્યા. અને નારાયણદાસ ઉપર ગુસ્સે થયા અને કહ્યુ કે તેં શ્રી ઠાકોરજીને ઊની ખીર સમરપી ત્યારે નારાયણદાસે શ્રી આચાર્યજીને વિનંતિ કરી કે હું રાજને પધારેલા જાણીને ઉતા વળો રાજ પાસે આવ્યો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે આજ પછી આવું કામ કરીશ નહી પછી સમય થયો ત્યારે શ્રી આ ચાર્યજીએ ભોગ સરાવ્યો ત્યારે શ્રી ગોકુળ ચન્દ્રમાજી એ શ્રી આચાર્યજીના બન્ને હસ્ત પકડીને કહ્યું કે તમે ખીરનો મહા પ્રસાદ લેશો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે મહારાજ જાતિ વહેવાર કઠિણ છે ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ કહ્યું કે આ મારી આજ્ઞા છે માટે તમે કાંઈ વિચાર ન કરો ખીરનો મહાપ્ર-સાદ લીધો ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ ખીરનો મહાપ્રસાદ હતો તે પોતાની પાસેજ શ્રી આચાર્યજીને લેવરાવ્યો ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ લીધો તે દિવસથી ખીર અનસખ-ખડીમાં થાય છે. નારાયણદાસ પાસે શ્રી ગોકુળચન્દ્રમાજી આ પ્રકારે સેવા કરાવતા હતા તે નારાયણદાસ એવા ભગવદીય હતા તેથી શ્રી ગોકુળચંદ્રમાજી આવી કૃપા કરતા.

ત્યારપછી કેટલેક દિવસે નારાયણદાસનો દેહ થાકયો તે ઘણા અશકત થઈ ગયા ત્યારે એક દિવસ શ્રી ગોકુળચન્દ્રમાજીએ

નારાયણદાસને કહ્યું કે નારાયણદાસ તું કંઈ માગ ત્યારે નારાયણદાસે કહ્યું કે મહારાજ હું એ માગું છું કે તમે શ્રી ગુંસાઈજીને ઘેર પધારી સેવા કરાવો નારાયણદાસના મનમાં એમ હતું કે શ્રી ઠાકોરજી બીજે ક્યાંય સુખ માનસે નહી. શેવા સારી રીતે થશે નહિ. તે નારાયણદાસે એકાંત સમય શ્રી ઠાકોરજી પાશે એ માગ્યું પછી કેટલેક દિવશે નારાયણદાસનો દેહ પડયો ત્યારે શ્રી ગોકુળચન્દ્રમાજીએ કેટલાક દિવસ પર્યંત કૃષ્ણદાસ સ્વામીની પાસે સેવા કરાવી પછી શ્રી ગુંસાઈજીને ઘેર મથુરા પધારયા તે શ્રી ગુંસાંઈજીએ શ્રી રઘુનાથજીને માથે પધરાવી દીધા. તે નારાયણદાસ બ્રહ્મચારી શ્રી આચાર્યજી મહાપ્રભુજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વાર્તા ૨૦ મી.

### શ્રી આચાર્યજીની સેવક મહાવનમાળી ક્ષત્રિયાણીની વાર્તા.

એક સમય શ્રી આચાર્યજી પૃથ્વી પ્રદક્ષિણા કરતા કરતા મહાવનમાં પધાર્યા તે ક્ષત્રિયાણીને ચાર સ્વરૂપ પ્રાપ્ત થયેલા તે ચાર સ્વરૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજીની પાસે લાવીને રાખ્યાં તે જાણે ચારસ્વરૂપના નામ તેમાં એકતો નવનીતપ્રિયાજી અને એક શ્રી ગોકુળચન્દ્રમાજી અને એક શ્રી લલિતત્રિભંગીજી અને એક શ્રી લાડલાજી એ ચારે સ્વરૂપ શ્રી આચાર્યજીએ ચાર વૈષ્ણવને માથે પધરાવી દીધાં આ પ્રમાણે શ્રી ગોકુળચન્દ્રમાજી તો નારાયણદાસ બ્રહ્મચારીને માથે પધ-

રાવ્યા અને લાડલાજી જયદાસ ક્ષત્રિયને માથે પધરાવ્યા અને શ્રી લલિતત્રિભંગીજી દેવાક્ષત્રિયને માથે પધરાવ્યા અને શ્રી નવનીતપ્રીયાજી ગર્જ્જનધાવનને માથે પધરાવ્યા આ પ્રકારે ચારે સ્વરૂપ ચારે વૈષ્ણવને માથે પધરાવી દીધા ત્યારે ચારે વૈષ્ણવને શ્રી આચાર્યજીએ કહ્યુ કે આ મારાં સર્વસ્વ છે તે સ્વરૂપ તમારે માથે પધરાવ્યા છે માટે તેની સેવા ઉત્તમ પ્રકારે કરજો અને તમારાથી જયારે સેવા ન થાય ત્યારે મારે ઘેર પધરાવજો પછી શ્રી નવનીતપ્રિયાજીએ તો કેટલાક દિવસ ગર્જ્જન ધાવન પાસે સેવા કરાવી પછી શ્રી આચાર્યજીને ઘેર પધરાવ્યા તે સર્વ ગર્જ્જન ધાવનની વાર્તામાં લખેલ છે. અને શ્રી ગોકુળચન્દ્રમાજીએ કેટલાક દિવસ સુધી નારાયણદાસ બ્રહ્મચારીને હાથે સેવા કરાવી પછી કૃષ્ણદાસ સ્વામીની પાશે ક- કરાવી અને પછી શ્રી ગુંસાઈજીને ઘેર પધરાવ્યા પછી શ્રી ગુ- સાંઈજીએ શ્રી રઘુનાથજીને માથે પધરાવ્યા તે પ્રમાણે નારાય- યણદાસ બ્રહ્મચારીજીની વાર્તામાં લખેલ છે અને શ્રી લાડલા- જીનો પ્રકાર સર્વ જયદાસની વાર્તામાં લખેલ છે જે હાલ શ્રી આચાર્યજીના કુળમાં વિરાજમાન છે શ્રી લલિતત્રિભંગીજી અંતરધ્યાન થયા. તે દેવા ક્ષત્રિય કપુરની વાર્તામાં લખેલ છે તે ક્ષત્રિયાણી શ્રી આચાર્યજીની મહા કૃપાપાત્ર ભગવદીયહતી.

## વાર્તા ૨૧ મી.

### શ્રી આચાર્યજીના સેવક જીયદાસ ક્ષત્રિયની વાર્તા.

શ્રી આચાર્યજીએ જીયદાસને માથે લાડલેજી સેવા દીધી. તે જીયદાસ પાસે શ્રી લાડલેજીએ ચાર પ્રહર સેવા કરાવી તે જીયદાસને ચાર પુત્ર હતા તેમાં પુરૂષોતમદાસ તથા છબીલદાસ એ બન્ને ભાઈઓએ કેટલાક દિવસ સેવા કરી પણ તે બે ભાઈને સંતતી થઈ નહિ ત્યારે તેની પછી તેના મામા કૃષ્ણદાસ હતા તેને માથે શ્રી લાડલેજી પધાર્યા. તે કેટલાક દિવસ સુધી કૃષ્ણદાસ પાસે સેવા કરાવી. તેણે સારી રીતે સેવા કરી તે એક સમય મહામારી આવી ત્યારે કૃષ્ણદાસના ઘરનાં સર્વ કુટુંબીઓનો દેહ છુટી ગયા અને કૃષ્ણદાસ એકલા રહ્યા ત્યારે કૃષ્ણદાસનાં મિત્ર હરજી તથા મથુરામલ ક્ષત્રિય હતા. તે કૃષ્ણ દાસને ત્યાં આવીને રહ્યા. તે કેટલાક દિવસ સુધી કૃષ્ણદાસ અને હરજી બન્ને મળીને સેવા કરતા, પછીજ્યારે કૃષ્ણદાસનો દેહ પડ્યો ત્યારે હરજીએ દોઢવર્ષ પર્યંત સેવા કરી પછી શ્રી ગુસાંઈયજીને ઘેર પધાર્યા, તે શ્રી લાડલાજી આજ પર્યંત વિદ્યમાન બિરાજે છે. તે જીયદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના મહા કૃપાપાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.

---

## વાર્તા ૨૨ મી.

### શ્રી આચાર્યજીના સેવક દેવા ક્ષત્રિયની વાર્તા.

દેવા ક્ષત્રિયને માથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ શ્રી લલીતત્રિભંગીજીની સેવા પધરાવી તે દેવા કપુરનો જ્યારે દેહ પડ્યો ત્યાં સુધી સેવા કરી ત્યારપછી દેવા કપુરની સ્ત્રીનો દેહ છુટ્યો તેનો સંસ્કાર કરી આવ્યા. ત્યારપછી મંદિર ઉઘાડીને જોયું તો શ્રી ઠાકોરજી જોવામાં ન આવ્યા અને સામગ્રી સર્વે પડી હતી માત્ર એકલા શ્રી ઠાકોરજી ન હતા. કોણ જાણે ક્યાં અંતરધ્યાન્ત થઈ ગયા. એટલું જાણવામાં આવ્યુ કે દેવા કપુરને ચાર પુત્ર હતા પણ તેની પાસે સેવા ન કરાવી, શ્રી ઠાકોરજી તો સ્નેહને વશ છે. તે શ્રી ભગવદ ઈચ્છા એવી થઈ તેથી દેવા કપુર તથા તેની સ્ત્રી શ્રી આચાર્યજીનાં અત્યન્ત કૃપાપાત્ર ભગવદીય હતાં.

## વાર્તા ૨૩ મી.

### શ્રી આચાર્યજીના સેવક દીનકરદાસ શેઠની વાર્તા.

દિનકરદાસને કથા ઉપર બહુ રૂચી હતી. શ્રી આચાર્યજી અડેલમાં કથા કહેતા ત્યાં દિનકરદાસ નિત્ય શ્રવણ કરતા એક દિવસ દિનકરદાસ રસોઈ કરતા હતા. સર્વ તૈયારી કરી રાખી હતી એટલામાં શ્રી આચાર્યજીનો સેવક જળધરિયો શ્રી ઠાકોકોરજીનું જળ ભરવાને આવ્યો ત્યારે દિનકરદાસે પુછ્યું કે શ્રી આચાર્યજી શું કરે છે ? ત્યારે તેણે કહ્યું કે પુસ્તક ઉ[illegible]

હવે કથા કહેશે. ત્યારે દિનકરદાસે કાચીજ રસોઇ કરી લીધી. સેકી નહિ. અને તુરત ઉઠી વસ્ત્ર પહેરી આવીને કથા સાંભળી. શ્રી આચાર્યજી કથા કરી રહેલા છે. ત્યારે તે જળધરીયાએ શ્રી આચાર્યજીને કહ્યું કે, મહારાજ ! દિનકરદાસે કાચી અંગારખી લીધી સેકી નહી. ત્યારે દિનકરદાસને શ્રી આચાર્યજીએ પુછ્યું કે તેં કાચી અંગારખી કેમ લીધી ? ત્યારે દિનકરદાસે કહ્યું કે મહારાજ અંગારખી તો નિત્ય લઈશ. પણ આ અમૃત કથા કયારે સાંભળીશ. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે હવેથી તું રશોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પિ પ્રસાદ લઈ પોહોચીને જ્યારે આવીશ. ત્યારે કથા કરીશ. તારા આવ્યા વગર કથા કરીશ નહિ. આજથી મારી કથાનો શ્રોતા તુ તેથી તું નિશ્ચત થઈને આવજે તે દીનકરદાસ તુરત રસોઈ કરી ભોગ સમર્પી પ્રસાદ લઈ જયારે કથા સમયે આવે ત્યારે શ્રી આચાર્યજી પુસ્તક ઉઘાડતા તે દિનકરદાસ શેઠ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ઘણા કૃપા પાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

---

### વાર્તા ૨૪ મી.

#### શ્રી આચાર્યજીના સેવક મુકુન્દદાસ કાયસ્થની વાર્તા.

મુકુન્દદાસ કવિ હતા તે કવિત કરતા. તેણે ઘણા કવિત કરેલા છે.તે તેણે શ્રી આચાર્યજીનાં શ્રી ગુંસાઈજીનાં તથા ઠાકોરજીનાં ઘણાં કવિત કરેલાં છે. અને મુકુન્દસાગર નામનો એક ગ્રંથ કરેલો છે. એક સમય મુકુન્દદાસને ઉજ્જેનના કારકુન થઈને

આવ્યા ત્યારે ત્યાંના પંડિત સરવે આવીને મળ્યા ત્યારે પંડિતોએ મુકુન્દદાસને કહ્યું કે તમે અમને શ્રી ભાગવત શ્રવણ કરાવો તો સાંભળીએ ત્યારે મુકુન્દદાસે કહ્યું કે તમે મારૂં ભાગવદ જાણો છો ત્યારે તે પંડિતોએ કહ્યુ કે તમારૂં ભાગવદ બીજું છે ત્યારે મુકુન્દદાસે એક શ્લોકનું વ્યાખ્યાન કરયું પછી મહિના સુધી સંભળાવ્યું પણ પોતે કોઈની પાસે કથા સાંભળી નહી; કોઈ પંડિત કદાચિત વ્યાખ્યાન કરે તો તેને ઘણા પ્રકારે દુષણ દઈને આવતા કારણ કે તેને સુબોધિનીનો ઘણો અનુભવ હતો. મુકુન્દ દાસજીને શ્રી આચાર્યજીના ચરણકમળ ઉપર દ્રઢતા હતી, તેથી સુબોધિની હસ્તમાળ હતી, એમ કરતાં કરતાં કેટલેક દિવસે ઉજ્જેનમાં મુકુન્દદાસનો દેહ પડયો ત્યારે કોઈ વૈષ્ણવે શ્રી આચાર્યજી પાસે આવીને કહ્યું કે મહારાજ મુકુન્દદાસજી અવન્તિકાને પામ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે એમ ન કહે પણ એમ કહે કે અવન્તિકા મુકુન્દદાસજીને પામી. મુકુન્દદાસ શ્રી આચાર્યજીના મહાકૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાઓનો પાર નથી.

## વાર્તા ૨૫ મી.

### શ્રી આચાર્યજીના સેવક પ્રભુદાસ સિહનન્દનીવાસીની વાર્તા.

પ્રભુદાસના સેવ્ય ઠાકોર શ્રી મદનમોહનજી રાજનગર સિકન્દરપુરમાં બેઠા હતા. તે જ્યારે શ્રી આચાર્યજી મથુરા પધારયા ત્યારે પ્રભુદાસ સાથે હતા. ત્યારે એક દિવસ શ્રી આચાર્યજી

પોતે સન્ધ્યાવન્દન કરીને સ્નાન કરતા હતા. ત્યારે ત્યાં બે ચાર વૈષ્ણવો બેઠા હતા. ત્યારે ત્યાં સનાતન કૃષ્ણ ચઈતન્યના સેવકે શ્રી આચાર્યજીને પુછયું કે આ વૈષ્ણવ કોણ છે ? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે એ મારા સેવક છે ત્યારે રૂપસનાતને કહ્યું કે આવા દુર્લભ કેમ રહે છે ? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું મેં એને બહુ વાર્યા કે તમે આ માર્ગમા પડો નહી પણ એણે મારૂં કહ્યું માન્યું નહિ. તેથી તેનુ ફળ તે ભોગવે છે. પણ રૂપ-સનાતન કંઈ સમજ્યા નહિ, ત્યારે શ્રી આચાર્યનાં દર્શને રૂપ સનાતન તો ગયા. પછી કેટલેક દિવસે એક વૈષ્ણવ રૂપ સના-તનની સાથેનો શ્રી જગન્નનાથજીને દર્શને ગયો. ત્યાં કૃષ્ણ ચઈતન્ય મળ્યા, ત્યારે કૃષ્ણ ચૈતન્યે તે વૈષ્ણવને શ્રી આચાર્ય-જીના કુશળ સમાચાર પુછયા અને કહ્યું કે ખુશીમાં છે. કયાં મળ્યા હતા; શું કરતા હતા, ત્યારે તે વૈષ્ણવે ચૈતન્યને કહ્યુ કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી મથુરા પધાર્યા હતા અને વિશ્રાંત ઉપર મળ્યા હતા. અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં દર્શને સનાતન રૂપ ગયા હતા. શ્રી આચાર્યજીને રૂપ સનાતને અન્ય વૈષ્ણવોની વાર્તા પુછી કે તે એવા દુર્લભ કેમ રહે છે ? ત્યારે શ્રી આચાર્યજીએ પ્રભુદાસની વાર્તા કહી કે મેં એને બહુ વાર્યા પણ એણે મારૂં કહેવું માન્યું નહી, તેનું ફળ એ ભોગવે છે આ વાત શ્રવણ કરીને કૃષ્ણ ચૈતન્યને મુર્ચ્છા આવી તો એક મુ-હુર્ત પર્યન્ત મુર્ચ્છા રહી. પછી સાવધાન થયાં ત્યારે વળી પુછયું કે—તમે શું વાર્તા કહી ? ત્યારે તે વૈષ્ણવે પણ મુનીને

કહ્યુ કે—શ્રી આચાર્યજી મહાપ્રભુએ કહ્યું કે આ માર્ગમાં પરયંત મુર્છા પડો નહિ. ત્યારે કૃષ્ણુ ચઈતન્યને મુર્છા આવી, તે મુહુર્ત્ત એક રહી, પછી સાવધ થયા આ પ્રમાણે ત્રણ વાર પુછ્યું તો ત્રણેવાર મુર્છા આવી, ચોથીવાર પુનઃ તે વૈષ્ણવોને પુછ્યું કે શું કહ્યું ? ત્યારે તેણે કૃષ્ણુ ચઈતન્યને કહ્યું કે હવે મારાથી કહેવાય નહિ કે એ વાર્તા આવી છે, જે કેવળ વીરહી હોય તે જાણે રૂપ સનાતન શું જાણે ?

એક સમય પ્રભુદાસે ઉતાવળથી રસોઈ કરી તેમાં દાળ તો કાચી રેહી. અને અંગારખી બળી ગઈ ત્યારે પ્રભુદાસના મનમાં થયું કે– આવી સામગ્રી ઠાકોરજીને શી રીતે સમરપું તેથી ચરણોદક મુકીને પ્રસાદ લીધો. અને શ્રી ઠાકોરજી તો વાટ જોતાજ રહ્યા કે પ્રભુદાસ ભોગ સમરપશે અને હું આરોગીશ, પ્રભુદાસે તો સામગ્રી બગડેલી જાણીને ભોગ ધર્યો નહિ. ત્યારે શ્રી ઠાકોરજીએ શ્રી આચાર્યજીને કહ્યું કે આજ મને પ્રભુદાસે ભોગ ધર્યો નહી મેં વાટ જોઈ કે હમણાં ભોગ ધરસે અને હું આરોગીશ, જ્યારે ઉત્થાપન સમય પ્રભુદાસ દર્શને આવ્યો ત્યારે શ્રી આચાર્યજીએ પ્રભુદાસને કહ્યું કે આજ તેં વિના સમર્પે પ્રસાદ લીધો ત્યારે પ્રભુદાસે ખરી વાત કહી કેમ મહારાજ દાળ કાચી અને રોટલી બળી ગઈ તેથી એવી સામગ્રી જાણી ભોગ ધરેલો નહિ ચરણોદક મુકીને પ્રસાદ લીધો. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે આવી રસોઈ કેમ કરી ? શ્રી ઠાકોરજીએ તો ઘણીવાર સુધી વાટ જોઈ કે પ્રભુદાસ ભોગ સ-

મર્પણ કરસે અને હું આરોગીશ એવી રસોઈ કેમ કરી સાવધાન થઈ તેં રશોઈ કેમ ન કરી પછી સાવધાન થઈ તે રશોઈ કરવા લાગ્યા.

એક સમય શ્રી આચાર્યજી વૃજમાં પધાર્યા ત્યારે પ્રભુદાસ સાથે હતા. ત્યારે શ્રી આચાર્યજી વૃજમાં શ્રી ગોવર્દ્ધનના સમીપ સ્થળ ભોગ ધરાવ્યો. પછી ભોગ સરાવ્યો, ત્યારે પ્રભુદાસને શ્રી આચાર્યજીએ કહ્યું કે પ્રસાદ લીધો ત્યારે પ્રભુદાસે કહ્યું કે,—મહારાજ મેં સ્નાન કરયું નથી. ત્યારે શ્રી આચાર્યજીએ પ્રભુદાસને કહ્યું કે તું જો એમ કહીને શ્લોક દેખાડયો.

वृक्षेवृक्षेवेणुधारीपत्रेपत्रेचतुर्भुज ।
यत्रवृन्दावनंतेत्रलक्ष्यालक्षणकथाकृतः ॥ १ ॥
जलादिभिःरजःपुण्यंरजसोपिजलंवरं ।
यत्रवृन्दावनंतत्रस्नानांस्नानकथाकृत ॥ २ ॥

આ શ્લોક પ્રભુદાસને કહી દેખાડયો. વ્રજનું સ્વરૂપ વૃક્ષ વૃક્ષને વિષે ચતુરભુજ જોયા આ પ્રકારે પ્રભુદાસને દર્શન કરાવ્યાં આવું સાદશવ્રજનુ સ્વરૂપ દર્શાવ્યું પછી પ્રભુદાસે પ્રસાદ લીધો અને દન્ડવત કરીને પ્રભુદાસના ઉપર શ્રી આચાર્યજી મહાપ્રભુની એવી કૃપા હતી. કે કૃપા કરીને વ્રજનું સ્વરૂપ દર્શાવ્યું.

એક સમય શ્રી આચાર્યજી મંદીરમાં હતા; ત્યારે એવું મનમાં આવ્યું કે શ્રી ઠાકોરજીને ભોગ ધરીયે તે દહીંનો ભોગ સમરપીએ તે સમે પ્રભુદાસ બહાર હતા, તે પ્રભુદાસે શ્રી આચાર્યજીના અન્તઃકરણની વાત જાણી. ત્યારે પ્રભુદાસ બહાર

ગયા, અને ગામમાં જઈને એક આહેરણ મળી તેને પુછ્યું કે તારે દહી છે. ત્યારે તેણે હા પાડી. ત્યારે પ્રભુદાસ કહે કે લાવ. એટલે તે લાવી. ત્યારે પ્રભુદાસે કીમત પુછી ત્યારે આહેરણે કહ્યું કે તું મને શું આપીશ ? ત્યારે પ્રભુદાસે કહ્યુ જે તું માગીશ તે હું આપીશ. ત્યારે આહેરણે કહ્યું કે એક ટકો દે. અને કહ્યું કે મુકિત દઈશ. ત્યારે પ્રભુદાસે કહ્યું કે આ ટકો તો લે અને મુક્તિ પણ તને દીધી. ત્યારે તે આહેરણે કહ્યું કે લખી દે કે મુકતી આપી, ત્યારે પ્રભુદાસે લખી દીધું અને દહીં લઈને ઘેર આવ્યા. તે દહીં ભીંતર આપ્યું ત્યારે શ્રી આચાર્યજીએ તે દહીંનો ભોગ સમરપ્યો તે શ્રી ઠાકોરજી આરોગ્યા તે દહીંનો અતી સ્વાદ હતો; પછી જ્યારે સાંજે શ્રી ગુંસાઈજી દર્શને પધાર્યા ત્યારે આ વાત શ્રી આચાર્યજીને કહી કે મહારાજ! પ્રભુદાસે દહીંના ઉપર મુકિત આપી છે. ને લખી આપેલ છે ત્યારે શ્રી આચાર્યજીએ પ્રભુદાસને પુછયું કે પ્રભુદાસ દહીંનો અતી સ્વાદ હતો, તેની શું કીમત આપી હતી ? ત્યારે પ્રભુદાસે કહ્યુ કે મહારાજ ! તે આહેરણે એક ટકો અને મુક્તિ માગી એટલે મેં એક ટકો અને મુક્તિ આપી, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તેં કાંઈ ન આપ્યું ત્યારે પ્રભુદાસે કહ્યુ કે—મહારાજ ! હું શું કરૂં ! જે મારી પાસે માગ્યું હતું તે મેં આપ્યું જો ભકિત માગત તો ભકિત આપત પછી તે આહેરણની સખીએ કહ્યું કે તને તો ઠગી લીધી.ત્યારે તે આહેરણે સખીને કહ્યું કે તું શું જાણે ! એ મહા ભગવદ ભક્ત છે, એનું વચન

સત્ય છે. ત્યારપછી કેટલેક દિવસે તે આહેરણનો દેહ પડયો. એટલે યમદુત આવ્યા. એટલામાં વિષ્ણુના દુત આવ્યા; તે પરસ્પર ઝઘડો કરવા લાગ્યા, ત્યારે વિષ્ણુ દુતે કહ્યું કે– આને તો શ્રી આચાર્યજીના સેવક પ્રભુદાસે મુકિત આપી છે: તેનો કાગળ આની સાડીને છેડે બાંધેલો છે તે વાર્તા તે આહેરણના સંબંધીઓએ સાંભળી. પણ આંખ્યોથી કાંઈ જાયું નહી પછી તે આહેરણને વિષ્ણુ દુત લઈ જવા લાગ્યા. ત્યારે તે આહેરણે વિષ્ણુ દુતોને કહ્યું કે મારી સખીને દરશન આપો તેને અવિશ્વાસ છે પછી તે વિષ્ણુ દુતે તેને દરશન આપ્યાં, તે કહેવા લાગી કે મને લઈ જાઓ, ત્યારે વિષ્ણુદુતોએ કહ્યું કે અમારા હાથમાં શું છે ? અમે તો આજ્ઞાકારી છીએ, માટે તું પ્રભુદાસને કહે, એટલે તે સખી પ્રભુદાસની પાસે આવી, ત્યારે પ્રભુદાસે તેને શ્રી આચાર્યજીની પાશે નામ અપાવ્યું, ત્યારે તેનું કાર્ય થયું પછી તે આહેરણના સગા અને કુટુમ્બીઓએ તેની સાડીને છેડેથી કાગળ છોડી વાંચી જોયો. અને રોતા રહ્યા. શ્રી આચાર્યજીની કૃપાથી પ્રભુદાસનું આવું સામર્થ્ય હતું તે પ્રભુદાસ મહાભગવદીય તેની વાર્તા કેટલીક લખીએ.



## વાર્તા ૨૬ મી.

### શ્રી આચાર્યજીના સેવક પ્રભુદાસ ભાટની વાર્તા.

પ્રભુદાસ ભાટ શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરતા હતા તે કેટલાક દિવસ સેવા કરતાં વીતી ગયા પછી જ્યારે વૃદ્ધ

થયા. અને અશક્ત થયા અને જાણ્યું કે દેહ ચાર પાંચ દીવસમાં છુટી જશે ત્યારે સાવધાનતાનો ત્યાગ થયો અ સાવધાન થયા ત્યારે સઘળા મળીને પ્રભુદાસને પ્રથોદક તીર્થ છે ત્યાં લઈ ગયા જ્યારે પ્રથોદક આવ્યું ત્યારે સાવધાન થયા, .અને આંખ્યો ઉઘાડીને જોયું તો પ્રથોદક તીર્થ છે. ત્યારે પ્રભુદાસે કહ્યું કે મને અહીં કેમ લાવ્યા છો ? ત્યારે સર્વ જણાએ કહ્યુ કે આ પ્રથોદક તીર્થ છે, તમારી અંત અવસ્થા જોઈને લાવ્યા છીએ ત્યારે પ્રભુદાસે કહ્યું કે મારે પ્રથોદકનું શું કામ છે ? હું તો શ્રી આચાર્ય મહાપ્રભુજીનો સેવક છું, અને પ્રથોદક શું કૃતાર્થ કરશે મને એક વરસ સુધી અહિ રાખશો તોપણ મારો દેહ અહીનહી છુટે મને સીહનન્દ લઈ જાઓ જ્યારે મારા શ્રી ઠાકોરજીના ચરણ જોઈશ ત્યારે દેહ છુટશે દીવસ પાંચ સાત તો ત્યાં રાખ્યા, પણ દીવસે દીવસે પ્રભુદાસનું શરીર સારૂં થવા લાગ્યું સાવધાન થયા ત્યારે પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને જોયા દરશન કરી દંડવત કરયા ત્યારે પ્રભુદાસે કહ્યુ કે—શ્રી આચાર્યજીએ આપને મારે માથે પધરાવ્યા છે. અને આ ગાંડા લોકો તમારો આશ્રય છોડાવીને મને તીર્થ પાસે લઈ ગયા. પણ શ્રી આચાર્યજી મહાપ્રભુ એમ કેમ કરે કે મારો દેહ તીર્થ ઉપર છુટે. પછી શ્રી ઠાકોરજીની સેવા તથા શુંગાર કરીને ઉતાવળા ઉતાવળા ભોગ સમરપ્યો; ભોગ સરાવી પછી સર્વેને કહ્યુ કે તમે તુરત પ્રસાદ લો ત્યાર પછી મારો દેહ છુટશે.

સરવે પ્રસાદ લેઈ ચુકયા. ત્યારે સરવેને પ્રભુદાસે જય શ્રી કૃષ્ણ કહ્યા અને તત્કાળ પ્રભુદાસે દેહ ત્યાગ કર્યો પછી સીહનંદમાં એક કીરત ચોધરી હતો તે પ્રભુદાસની નિંદા કરવા લાગ્યા અને કહ્યુ કે પ્રભુદાસ પ્રથોદકથી પાછો આવ્યો અને સીંહનંદમાં દેહ ત્યાગ કર્યો આ પ્રમાણે નીંદા કરતો તે એક દીવસ રાત્રીએ સુતો હતો ત્યાં કોઈ ચાર જણ હાથમાં મુગદર લઈને આવ્યા ને કીરધ ચોધરીને પુષ્કળ માર માર્યો ત્યારે તેણે કહ્યું કે તમે મને શા માટે મારો છો, ત્યારે તેમણે કહ્યું કે પ્રભુદાસની નીંદા તું કેમ કરે છે ? ત્યારે કીરત ચોધરીએ કહ્યું કે હવેથી હું નીંદા કરીશ નહી, અને ઘણીજ મનવાર કરી ત્યારે તેઓએ કહ્યું કે જો તું વળી નીંદયા કરીશ તો તને આ પ્રમાણે જ મારશું ત્યારે તેણે કહ્યુ કે હવેથી નીંદા કરીશ નહી ભકતી કરીશ પછી સ્તુતી કરવા લાગ્યો, જ્યારે પ્રભુદાસની વાત નિકળે ત્યારે તે કહે કે એ મહા પુરૂષ હતા ત્યારે અન્ય લોકો કહે કે પ્રથમ તો તું નીંદા કરતો હતો અને હવે સ્તુતી કેમ કરે છે ? ત્યારે સર્વ પાસે તેણે પોતાના દેહની વ્યવસ્થા દરશાવી અને કહ્યુ જે રાતરે કોઈ ચાર જણે આવીને મારી મારી હાડકાંનો ભુકો કરેલો છે. માટે ભગવદીયની નીંદા સર્વથા કરવી નહીં અને જો કરે તો આ લોકમાં આવા હાલ થાય અને પરલોકમાં અઘોર નરકમાં જાય તે પ્રભુદાસ શ્રી આચાર્યજીના મહાકૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વાર્તા ૨૭ મી.

### શ્રી આચાર્યજીના સેવક પુરૂશોતમદાસની વાર્તા.

એક દીવસ શ્રી ગુંસાઈજી આગ્રા પધારયા હતા ત્યારે પુરૂષોતમદાસને ઘેર ઉતર્યા હતા. ત્યારે પુરૂષોતમદાસની સ્ત્રી સંતાઈ ગઈ ત્યારે પુરૂષોતમદાસને શ્રી ગુંસાઈજીએ પુછયું કે તારી સ્ત્રી કયાં ગઈ છે ? ત્યારે પરશોતમદાસે કહ્યું જે જનોઈ તુટી હશે પછી શ્રી ગુંસાઈજી તુરત રસોઈ કરી, દાળ, ભાત, શાક; ચાર પાંચ કરયાં અને રોટલી વણવા વખત પુરૂષોતમદાસની સ્ત્રી આવી ત્યારે શ્રી ગુંસાઈજીએ પુછયું કે તું કયાં ગઈ હતી ! ત્યારે તેણે કહ્યું કે રાજ કાંઈ કામ કરતી હતી. પછી પુરૂષોતમદાસની સ્ત્રીએ રોટલી વણી દીધી ત્યારે રસોઈ સીદ્ધ થઈ; ત્યારે શ્રી ગુંસાઈજીએ શ્રી ઠાકોરજીને ભોગ સમરપ્યો પછી ભોગ સરાવ્યો પછી તેજ થાળ કટોરા પડધી સરવે તે પાત્રોમાં શ્રી ગુંસાઈજીને કહ્યું કે ભોજન કરો, ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું કે આતો શ્રી ઠાકોરજીનાં પાત્ર છે, તેમાં ભોજન કેમ થાય હું તેમના પાત્રમાં ભોજન કરીશ નહી. ત્યારે પુરૂષોતમદાસ તથા તેની સ્ત્રીએ કહ્યું કે મહારાજની કૃપાથી કાંઈ દ્રવ્ય થયું નથી, કે પાત્ર નવાં મંગાવાય માટે આપ એમાંજ ભોજન કરો. ત્યારે શ્રી ગુંસાઈજી ભોજન કરવા બેઠા, ત્યારે પુરૂષોતમદાસની સ્ત્રી શ્રી ગુંસાઈજીની પાસે બેસીને પંખો કરવા લાગી અને કહ્યુ કે મહારાજ ! અન્ય સામગ્રી આરોગો, ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું કેઃ– મને રૂચસે તે હું માગીશ; ત્યારે પુર

કહ્યુ જે મહારાજ? શ્રી નંદરાયજીને ઘેર કેમ આરોગો છો, એમ કહીને સ્ત્રી પુરૂષ બંને જણ શ્રી ગુંસાઈજીને પુષ્કળ સામગ્રી લેવરાવી તેના સંકોચને માટે શ્રી ગુંસાઈજીએ કહ્યુ કે જે તમે કહેશો તેમ કરીશું, ભોજન કર્યા પછી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીની શૈયા ઉપર પછેડી બિછાવી શ્રી ગુંસાઈજીને પોઢાડયા અને પુરૂષોતમદાસ ચરણસેવા કરવા લાગ્યા, અને તેમની સ્ત્રી પંખો કરવા લાગી, પછી એક ઘડી રહીને શ્રી ગુંસાઈજીએ બન્નેને કહ્યુ કે—હવે તમે જઈને મહાપ્રસાદ લીયો ત્યારે તેઓએ કહ્યું જે મહારાજ ! મહાપ્રસાદ તો નીત્ય લઈએ છીએ પણ તમારી સેવા કયારે કરીશું, તે સ્ત્રી પુરૂષ બન્ને શ્રી આચાર્યજીના આવાં કૃપાપાત્ર ભગવદીય હતાં.

---

## વાર્તા ૨૮ મી.

### શ્રી આચાર્યજીના સેવક ત્રિપુરદાસ કાયસ્થની વાર્તા.

ત્રિપુરદાસને શ્રી આચાર્યજી તથા શ્રી ગોવર્ધનનાથજીના વિષે ઘણોજ પ્રેમ હતો જ્યાં બેસતાં જ્યાં ઉભા રહેતા ત્યાં શ્રી નાથજીને પીઠ દઈને બેસતા નહિ; પીઠ દઈને ઉભા ન રહેતા, તે ત્રિપુરદાસ એક તુરકની નોકરી કરતા હતા. જે કાંઈ વસ્તુ લાવે તે પ્રથમ શ્રી નાથજીને પોહોંચાડતા શાક પહોંચાડતા આ પ્રમાણે સદાસર્વદા કરતા એક દીવસ તે તુરકે ત્રિપુરદાસને કેદ કર્યા અને કહ્યું કે—તેં મારૂં પુષ્કળ દ્રવ્ય ખાધું છે, તે તુરક જ્યારે સુઈ ગયો, ત્યારે કોઈ ચાર જણા હાથમાં મુગદર લઈને

આવ્યા અને આવતાંની સાથ તે તુરકને ખાટલાથી ઊંધો નાંખી બહુજ માર્યો ત્યારે તે તુરકે કહ્યું જે તમે મને કેમ મારો છો ? ત્યારે તેઓએ કહ્યું કે તેં ત્રિપુરદાસને કેદ કેમ કરેલ છે ? એ સાંભળી તુરક બહુ ઝંખવાણો પડી ગયો અને હા હા કરીને નાક ભુમિમાં ઘસીને તેઓને કહેવા લાગ્યો કે મને તમે મારો નહીં, હું હમણાંજ ત્રિપુરદાસને છોડું છું. ત્યારે તેઓએ કહ્યું કે જો ત્રિપુરદાસને છોડીશ નહી તો અમે આ પ્રકારે રોજ મારીશું, એમ કહીને તે તો ગયા, ત્યારે તે તુરકે આવીને પોતાના લોકોને કહ્યું કે– ત્રિપુરાદાસને હમણાંજ બંદીખાનામાંથી છોડો ત્યારે મનુષ્ય ત્રિપુરદાસને છોડવા ગયા. ત્યારે ત્રિપુરદાસે પોતે કહ્યું કે અતારે રાત ગઈ છે માટે સવારે છોડજો- એટલે તે મનુષ્ય પાછા આવ્યાં અને તે તુરકને કહ્યું કે—સાહેબ ! ત્રિપુરાદાસ કહે છે કે-અત્યારે રાત ઘણી ગઈ છે સવારે છોડજો. એટલે તે તુરકે પોતાના મનુષ્યોને કહ્યું કે તમે હમણાંજ ત્રિપુરદાસને છોડીને લઈ આવો ત્યારે તે મનુષ્યો તરત જઈને ત્રિપુરાદાસને છોડીને લાવ્યા ત્યારે તે તુરકે ત્રિપુરદાસને કહ્યું કે તમે તમારે ઘેર જાઓ. ત્યારે ત્રિપુરદાસે કહ્યું કે અતારે રાત ઘણી ગઈ છે માટે સવારે જઈશ ત્યારે તે તુરકે ત્રિપુરદાસને કહ્યું કે શું તું કોઈનો જીવ લઈશ ? માટે તું હમણાંજ તારે ઘેર જા એટલે ત્રિપુરદાસ પોતાને ઘેર આવ્યા.

ત્યાર પછી કેટલેક દિવસે ત્રિપુરદાસ તેજ તુરકની સાથે અટક ગયા પછી ચરણોદક મહાપ્રસાદ સર્વ થઈ રહ્યુ ત્યારે રસો-

ઈયાને કહ્યું કે તેં મને પ્રથમ કેમ ન કહ્યું હું તને ચરણોદકમહાપ્રસાદ મંગાવી દેત હવે શું કરીયે, ત્યારે રસોઈયો ચુપ થઈ ગયો. અને સવારે ઉઠીને ત્રિપુરાદાસ તે તુરકના દરબારમાં જાય ત્યારે કહ્યું કે રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમરપી પ્રસાદ લેજે માટે વાટ જોઈશ નહી, આવવું થશે નહી. અને મનમાં નિશ્ચય કર્યો કે—જ્યાં સુધી આ દેહ ચાલશે ત્યાં સુધી કામકાજ કરીશ, અને દેહ જ્યારે ચાલશે નહિ. ત્યારે પડયો રહીશ પણ ચરણોદક મહાપ્રસાદ લીધા વીના જળપાન કરીશ નહી. આ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. અને તુરકના દરબારમાં ગયા; અને રસોઈઓ સ્નાન કરી રસોઈ કરવા લાગ્યો જ્યારે અહી : રસોઈ થઈ એટલામાં એક છોકરો દશ વર્ષનો ત્રણ થેલી લાવ્યો, તેમાં એકમાં ચરણામૃત, અને એકમાં શ્રી આચાર્યજીનુ ચરણામૃત, અને એક થેલીમાં શ્રી નાથજીનો મહાપ્રસાદ આ પ્રમાણે ત્રણે થેલી રસોયાને આપી અને કહ્યું કે આ ત્રણે થેલી ત્રિપુરદાસે મોકલી છે આ પ્રમાણે કહીને તથા થેલી દઈને તે છોકરો તુરત ચાલ્યો ગયો, પછી રસોઈ સિધ થઈ ત્યારે શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો પછી સમયાનુસાર ભોગ સરાવી પછી ત્રિપુરદાસને બોલાવવા માટે માણસ મોકલ્યું ત્યારે ત્રિપુરદાસે કહ્યું કે તું મને શા માટે બોલાવે છે. હું તો ચરણામૃત મહાપ્રસાદ લીધા વગર જળપાન કરીશ નહી. ત્યારે રસોઈયાએ ત્રિપુરાદાસને કહ્યું કે—ચરણામૃત મહાપ્રસાદની થેલી તો તમે મોકલી છે એક દશ વરસનો છોકરો ત્રણ

થેલી આપી ગયો છે. ત્યારે ત્રિપુરાદાસે કહ્યુ કે—એ છોકરો ક્યાં છે? મને દેખાડ ત્યારે રસોઈયાએ કહ્યુ કે તે છોકરો તો થેલી આપીને તુરત ચાલ્યો ગયો, ત્યારે ત્રિપુરદાસે જાણ્યું કે—આ કામ શ્રી ઠાકોરજીનું છે, ત્યારે પોતાને ધીક્કારવા લાગ્યા, કે મેં આવી હઠ કેમ કરી કે જેથી શ્રી ઠાકોરજીને શ્રમ પડ્યો, પછી સ્નાન કરી ચરણામૃત મહાપ્રસાદ લઈ પછી ભોગ સમરપ્યો અને પછી મહાપ્રસાદ લીધો.

ત્યાર પછી કેટલેક દિવસે ત્રિપુરદાસની નોકરી છુટી અને શીતકાળના દીવસ આવ્યા ત્યારે શ્રી નાથજીને કવાય શી રીતે મોકલે એટલી સમ્પતિ ન હતી ત્રિપુરદાસની કવાય દર વરષે જતી હતી તે શ્રી નાથજી પોતે અંગીકાર કરતા હતા, કહ્યું જે શું કરવું? ત્યારે એક દોત પીતળની હતી તે વેચીને તેના પઈસાના ગજી મંગાવી અને તે રંગાવી તેની કવાય બનાવીને શ્રી નાથજીને મોકલી તે રંગીલી જાઈને ભંડારીએ ભંડારમાં નાંખી દીધી, ત્યાર પછી કેટલેક દીવસે શ્રી ગુંસાઈજી શ્રી નાથદ્વાર પધારયા. તે જ્યારે શ્રી નાથજીનો શૃંગાર કરવા લાગ્યા, ત્યારે શ્રી ગુંસાઈજીને શ્રી નાથજીએ કહ્યું કે—મને ટાઢ બહુ લાગે છે ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યુ કે-બીજી અંગડી લાવો; એટલે બીજી લાવ્યા. તોપણ કહ્યું કે મને શીત બહુ લાગે છે. ત્યારે શ્રી ગુંસાઈજીએ ગાદલું ઓઢાડ્યું, તોપણ શ્રી નાથજીએ કહ્યુ કે મને ટાઢ લાગે છે. ત્યારે શ્રી ગુંસાઈજીએ ત્રીજી અંગીઠી મંગાવી, તોપણ મને શીત લાગે છે.

ગુંસાઈજીએ ભંડારીને બોલાવ્યો અને કયા કયા વૈષ્ણવની રજાઈ આવી છે તે પુછયું ત્યારે જે જે વૈષ્ણવની આવી હતી તે તે વૈષ્ણવનાં નામ લીધાં ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યુ કે ત્રિપુરદાસની આવી નથી ત્યારે ભન્ડારીએ કહ્યુ કે ત્રિપુરદાસની એક રંગીન આવેલી છે. તે ભન્ડારમાં પડી છે. ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું કે તે લઈ આવો, એટલે ભન્ડારી તે લઈ આવ્યા. એટલે શ્રી ગુસાઈજીએ જોઈ તેને ઝાટકી લઈને સાફ કરી તુરત દરજી બોલાવી સુધારીને શ્રી નાથજીને ઓઢાડી. ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે હવે ટાઢ નીવૃત થઈ શ્રી નાથજી ભાકત ભાવની વસ્તુને આ પ્રમાણે અંગીકાર કરતા તે શ્રી ત્રિપુરદાસ શ્રી આચાર્યજીના મહાકૃપાપાત્ર ભગવદીય હતા.

---

### વાર્તા ૨૯ મી.

### શ્રી આચાર્યજીના સેવક પુરણમલ્લ ક્ષત્રિયની વાર્તા.

પુરણમલ મહાધનાઢય હતા. તેને શ્રી નાથજીની આજ્ઞા થઈ કે, તું મારૂ મંદીર સમરાવ એટલે તેણે શ્રી આચાર્યજી પાસે આવીને કહ્યું કે મહારાજ ! મને શ્રી નાથજીની આ પ્રમાણે આજ્ઞા થઈ છે કે તું મારૂ મંદીર સમરાવ ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તુરત મંદીર સમરાવ એટલે પુરણમલે શ્રી આચાર્યજી પાસેથી નામ લીધું અને પછી મંદીર ઉઠાવ્યું અને જે દ્રવ્ય હતું તે સર્વે કામે લગાડયું જ્યારે સર્વ દ્રવ્ય કામ આવી ગતું ત્યારે પુરણમલ પુર્વમાં ચાકરી માટે ગયો ત્યારે

રાજસી લોકોએ શ્રી આચાર્યજીને પુછયું કે–આજ્ઞા આપો તો અમે મંદીર સમરાવીએ શ્રી આચાર્યએ શ્રી નાથજીને પુછયું કે મહારાજ ! આ રાજસી લોકો મંદીર સમરાવવાનું કહે છે તે સમરાવે. ત્યારે શ્રી નાથજીએ શ્રી આચાર્યજીને કહ્યુ કે-પુરણમલ આવશે ત્યારે મંદીર સમરાવશે. આ સાંભળી રાજસી લોકો શ્રી આચાર્યજીએ ના કહી, એટલે તે ગયા. ત્યાર પછી કેટલેક દીવસે પુરણમલ પુર્વમાંથી પુષ્કળ દ્રવ્ય કમાઈને આવ્યો અને કેટલેક દીવસે મંદીર સમરાવીને સિદ્ધ કરાવ્યું પછી શ્રી આચાર્યજીએ શુભ મુહુર્ત જોઈને શ્રી નાથ-જીને મંદીરમાં પાટ બેસાડયા ત્યારે પુરણમલે પુષ્કળ દ્રવ્ય ખરચ્યું.

શ્રી ગુંસાઈજી શ્રી નાથદ્વાર પધારયા ત્યારે પુરણમલ શ્રીનાથ જીને દરશને આવ્યો, અને અતિ આનન્દથી દર્શન કરયાં ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યુ કે પુરણમલ તારા મનમાં કાંઈ અન્ય મનોરથ છે તે રાખમા ત્યારે પુરણમલે શ્રી ગુંસાઈજીને કહયું કે-મહારાજ ! મારા મનમાં એક મનોરથ રહેલો છે. જે અતિ સુન્દર અતી સુગન્ધની અગરજા મારા હાથવડે હું સમરપું ત્યારે શ્રી ગુંસાઈજીએ આજ્ઞા આપી કે જા સમર્પ ત્યારે પુરણ-મલ અત્યુત્તમ સુગન્ધિ અરગજા કરીને શ્રી નાથજીને સમરપી પુરણમલ મનમાં અત્યાનંદ પામ્યો. ત્યાર પછી પુરણમલ શ્રી નાથજી પાસેથી શ્રી ગુંસાઈજી પાસે આવ્યો ત્યારે શ્રી ગુંસાઈજી તેના ઉપર બહુજ પ્રસન્ન થયા, ત્યારે શ્રી ગુંસાઈ

ઓઢેલો ઉપરણો પુરણમલ્લને ઓઢાડયો; એટલે પુરણમલ અતિ આનંદ પામ્યો પછી શ્રી ગુંસાઈજીએ શ્રી નાથજીને પંચામૃતથી સ્નાન કરાવ્યું પછી અંગ વસ્ત્ર કરીને; સેવા શૃંગાર કરી રસોઈ કરી ભોગ સમરપ્યો, સમયાનુસાર ભોગ સરાવી પછી શ્રી ગુંસાઈજીએ શ્રી નાથજીની પ્રસાદીનુ ગાદલુ પુરણમલ્લને ઓઢાડ્યું, પછી પ્રતીવર્ષ પ્રસાદી ગોદડી શ્રી ગુંસાઈજી પુરણમલ્લને આપતા, તે પુરણમલ્લ શ્રી ગુંસાઈજીના તથા શ્રી આચાર્યજી મહાપ્રભુજીના આ પ્રકારે પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

---

વાર્તા ૩૦ મી.

શ્રી આચાર્યજીના સેવક યાદવેન્દ્રદાસ કુંભારની વાર્તા.

: શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગુંસાઈજી જ્યારે પરદેશ પધારતા ત્યારે યાદવેન્દ્રદાસ તેની સાથે સામગ્રી લઈને જતા, કનાત વાંસ વિગેરેની નાની રાવટી, તથા એક દીવસનું સીધું એટલો બોજા લઈને તે સાથે ચાલતા, અને રસોઈની સર્વ ચાકરી કરતા અને રાત્રીચે પહેરો દેતા.

શ્રી ગુંસાઈજી ગોકુળમાં હતા, ત્યારે પ્રહર રાત્રી ગઈ હતી ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું કે આવેળા મંદીરનો પાચો ખોદવામાં આવે તો મન્દિર દઢ થઈ જાય આ ઉત્તમ મુહુત છે. આ પ્રમાણે કહીને શ્રી ગુંસાઈજી તો પોઢયા પછી યાદવેન્દ્રદાસે એક પ્રહરમાં પાચો ખોદયો, અને સાફ કર્યો તે જ્યારે

પાછલી રાત્રીયે શ્રી ગુંસાઈજી પોઢીને ઉઠયા અને જુવે છે તો માટીના ઢગલા પડયા છે તે જોઈને કહયું કે આ માટી કેવી છે? ત્યારે વૈષ્ણવોએ કહયું કે મહારાજ! યાદવેન્દ્રદાસે ખોદી છે ત્યારે શ્રી ગુંસાઇજીએ તેને પુછયું કે-આ તમે ખોદેલ છે. ત્યારે તેણે કહયું કે—મહારાજ રાત્રિયે આપે આજ્ઞા કરેલ તેજ વેળાએ ખોદેલ છે. તે એવો પાયો ખોદયો કે એક માસ પરયંત દશ પંદર મજુર લાગે ત્યારે ખોદાય; આવુ સામર્થ્ય યાદવેન્દ્રદાસમાં હતું.

યાદવેન્દ્રદાસે શ્રી નાથજીનો કુવો પોતાને હાથે ખોદેલો તેમાંથી જે માટી નીકળી તેની ઈટ તઈયાર કરી અને પોતાને હાથેજ કુવા ચણ્યો પણ જળ ખારૂં નીકળ્યું ત્યારે યાદવેન્દ્રદાસે શ્રી ગંગાજીમાંથી જળ લઈને આગળી ભરી ભરીને નાખે અને કહે કે આ કુવાનુજળ આપસમાન કરો એમ કહીને તર્પણ કરયું એમ કરતાં જ્યારે જાણ્યું કે જળ મીઠુ થયું ત્યારે શ્રી ગંગાજીમાંથી નીકળ્યો અને પછી શ્રીનાથદ્વાર આવ્યા ત્યારે કુવાનુ જળ શ્રી નાથજીને અંગીકાર કરાવ્યું તે યાદવેન્દ્રદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુના મહાકૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વાર્તા ૩૧ મી.

### શ્રી આચાર્યજીના સેવકગુસાઇદાસ સરિસ્વતની બ્રાહ્મણની વાર્તા.

એક સમય શ્રી આચાર્યજીને શ્રી ઠાકોરજીનુ સ્વરૂપ પ્રાપ્ત થયું તે સ્વરૂપ ગુંસાઈદાસને માથે પધરાવ્યું અને કહુ કે આની

સેવા તું ઉત્તમ પ્રકારે કરજે તેથી ગુંસાઈદાસ ઉત્તમ પ્રકારે સેવા કરવા લાગ્યા તે ગુંસાઈદાસને શ્રી ઠાકોરજી સાનુભવ થઈ બોલવા લાગ્યા પછી કેટલેક દિવસે એક વૈષ્ણવને ગુસાઈ-દાસે કહ્યું કે તમે અહીં રહો. તો મને સહાયતા થાય આપણે મળીને સેવા કરીશું પણ તે વૈષ્ણવે હા ન કહી પછી એક દી-વસ શ્રી ઠાકોરજીએ ગુંસાઈદાસને કહ્યું કે તું મને તે વૈષ્ણવને માથે પધરાવ પછી ગુસાઈદાસે તે વૈષ્ણવને કહયુ કે શ્રી ઠાકો-કોરજીની આજ્ઞા તો એવી થઈ છે કે તું મને તે વૈષ્ણવને માથે પધરાવ માટે ભગવદ ઈચ્છા એવી જણાય છે ત્યારે તે વૈષ્ણવે ગુંસાઈદાસને કહ્યું કે તમે શું કરશો ? ત્યારે ગુસાઈદાસે કહ્યું કે હું તો તો બદરિકાશ્રમમાં જઈશ ત્યાં મારો દેહ છુટશે ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે શ્રી ઠાકોરજીની ગતિ જાણવામાં આવતી નથી માટે જો તમે ત્યાં જાઓ અને દેહ છુટે અને પાછા નહી આવો તો હું શ્રી ઠાકોરજી પાછા આપીશ નહી ત્યારે ગુંસાઈદાસે કહ્યુ કે શ્રી ઠાકોરજી એવું તો નહી કરે અને જો કદાચીત કરશે તો તમારે દ્વારે પોળીઓ રહીશ અને શ્રી ઠાકોરજીનાં દરશન કરીશ ત્યારે તે વૈષ્ણવે શ્રી ઠાકોરજી પધરાવ્યા અને ઉત્તમ પ્ર-કારે સેવા કરવા લાગ્યો પછી ગુસાઈદાસ તો બદ્રિકાશ્રમમાં ગયા. અને ત્યાં તેનો દેહ છુટયો પછી વૈષ્ણવે ગુસાંઈદાસના દેહ પડયાના સમાચાર સાંભળ્યા ત્યારથી વઈષ્ણવ સુખપુર્વક સેવા કરવા લાગ્યો એ તે શ્રી આચાર્યજીની કૃપાથી ઉત્તમ

વૈષ્ણવ થયો તે ગુંસાઈદાસ શ્રી આચાર્યજીના પરમ કૃપાપાત્ર ભગદીય હતા તેની વાર્તા કેટલીક લખીએ.



વાર્તા ૩૨ મી.

શ્રી આચાર્યજીના સેવક માધવદાશ ભટ કાશમીરવાશીની વાર્તા.

માધવભટ પ્રથમ કેશવભટના શિષ્ય હતા. તે કેશવભટ શ્રી આચાર્યજી પાસે આવ્યા અને ઘણા દિવસ રહ્યા. અને શ્રી આચાર્યજી કથા કહેતા તે કેશવભટ સાંભળતા માધવભટ શ્રી આચાર્યજીના સેવકોમાં જઈ બેસતા ત્યારે ભગવદ વાર્તા કહેતા પ્રથમ પ્રસંગ ચાલ્યો ત્યારે માધવભટને કેશવભટે કહયું કે તું મારો સંગ છોડી ત્યાંના સેવકોમાં કેમ જાય છે? ત્યાં જઈને ઠઠ્ઠા મશ્કરી કરે છે; ત્યારે માધવભટે કેશવભટને કહયું કે મને તમારો સંગ તથા તમારી કથાથી ત્યાંની હાંસી સારી લાગે છે, તેથી હું જાઉં છું, ત્યારે કેશવભટે જાણ્યું કે હવે આ મારા કામનો નથી, હવે મારા કામથી ગયો પછી કેશવભટે શ્રી આચાર્યજીને કહયું કે મેં શ્રીમદ્ ભાગવત તમારી પાસેથી સાંભળ્યું પણ મને કાંઈ બોધ થયો નહિ ત્યારે શ્રી આચાર્યજીએ કહયું કે તમે મારા બરાબર બેસીને શ્રવણ કરો· અને જ્ઞાતિનો ભાવ રાખ્યો તેથી બોધ થયો નહી. અને માધવભટને ભાગવતની સ્ફુર્તિ થઈ. એ દૈવી સૃષ્ટીનો પ્રકાર જાણવો; શ્રી ભાગવતની કથા સંપુર્ણ થઈ ત્યારે કેશવભટે શ્રી આચાચાર્યજીને કહયું કે કાંઈ ગુરૂ દક્ષણા લ્યો ત્યારે શ્રીઆચાર્ય

કહયું કે હું કાંઈ લેતો નથી ત્યારે કેશવભટે કહયું હું તમને એક સેવક સમરપુ છું એમ કહી માધવભટ શ્રી આચાર્યજીને સોંપ્યા, પછી કેશવભટ વિદાય થઈને પોતાના દેશમાં ગયા. પછી માધવભટ શ્રી આચાર્યજી પાસેથી નામ પામ્યા અને પછી સમર્પણ કરાવ્યું.

જે ગામમાં માધવભટ રહેતા હતા. તે ગામમાં એક મોટો ગૃહસ્થ રહેતો હતો; તેને એક પુત્ર હતો તે મરણ પામ્યો ત્યારે તે ગૃહસ્થ બહુ જ રોવા લાગ્યો, નાના પ્રકારે વિલાપ કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે કોઈ આને જીવતો કરે, તો હું જીવું નહિ તો હુંજ મરૂં, એ પ્રમાણે કહીને બહુ શોક કરે, તેટલામાં એક વૈષ્ણવ ત્યાંથી જતો હતો, તેણે તેને વિલાપ કરતો જોઈ તેને કહ્યુ કે આ ગામમાં માધવભટ ભગવદીય રહે છે, તે મહાપુરૂષ છે, તેની પાસે તું જા તે કૃપા કરશે તો તારો પુત્ર જીવતો રહેશે ત્યારે તે ગૃહસ્થ ભટની પાસે આવ્યો અને બહુ વિલાપ કરવા લાગ્યો. પછી માધવભટને કહ્યુ કે આ મારો પુત્ર જીવસે તોજ હું જીવીશ નહિતર હું પણ મરીશ, એમ બહુ વિલાપ કરે અને રૂદન કરે, ત્યારે તે ગૃહસ્થને જોઈને માધવભટને દયા આવી અને મનમાં વીચાર કરવા લાગ્યો કે આનો પુત્ર જીવે તો સારૂ આ ગૃહસ્થ ભલો છે, આ બહુજ વીલાપ કરે છે; બહુ દુઃખ પામે છે. એ વિચારી માધવભટના મનમાં બહુ ખેદ થયો, અને કહ્યુ કે આનું દુઃખ દુર થાય તો સારૂં

પછી માધવભટે મંદીરમાં જઈને શ્રી ઠાકોરજીની વિનંતી કરી અને એક શ્લોક શ્રી ઠાકોરજી પાસે કહયો.

दयासर्वसमर्थस्पदुखारोवदयालुताः ।
विश्वोद्धारणदक्षस्यउत्तवेकस्यसोभिते ॥ १ ॥

આ શ્લોક સાંભળીને શ્રી ઠાકોરજીએ કહ્યુ કે—એમાં તે શી વાત છે કે તેમાં તમને દયા આવી, તેને કેહે કે તારો પુત્ર જીવસે, પછી માધવભટ શ્રી ઠાકોરજીને પોઢાડીને બહાર આવ્યા ત્યારે તે ગૃહસ્થને કહ્યુ જા તારો પુત્ર જીવશે પણ તે ગૃહસ્થને વિશ્વાસ ન બેસે તેથી મનમાં વિચાર કર્યો કે હું ઘેર જઈશ અને કદાચીત ન જીવતો હોય તો શું કરૂં, મુખથી તો કંઈ કહી શકાય નહી, અને મનમાં વિશ્વાસ બેસે નહિ, એટલામાં ઘરનાં માણસ દોડીને આવ્યાં તેઓએ કહ્યું કે તમારો પુત્ર જીવતો થયો છે તેની વધામણી આપો. ત્યારે તે ગૃહસ્થ માધવભટને દન્ડવત કરીને પોતાને ઘેર આવ્યો પછી વધામણી આપી અને બહુ હર્ષિત થયો, પછી માધવભટે પોતાના મનમાં વિચાર કર્યો કે બહુજ અનુચીત કરયું. હવે આ લોકો આ પ્રમાણે નીત્ય દુઃખ આપશે માટે હવે આ ગામમાં રહેવાનું કામ નથી એમ વીચારી અર્ધરાત્રે શ્રી ઠાકોરજીને જગાડી સંપુટમાં પધરાવી તુરત ગામ છોડીને ચાલ્યા અને અડેલમાં શ્રી આચાર્યજીની પાસે આવ્યા દયા આવવાથી સ્થળ છુટયું શ્રી ઠાકોરજીને અર્ધરાત્રે ભાગવું પડયું માટે ભગદીયે જે કામ કરવું તે વિચારીને કરવું વગર વીચારે કદી કરવું નહી,

શ્રી આચાર્યજી મહાપ્રભુજી ભાગવતની સુબોધીની કહેતા હતા અને માધવભટ તે ઉતાવળા લખતા હતા. અને જે સ્થળે સમજ ન પડે તે સ્થળે લેખીની છોડીને બેસી રહેતા ત્યારે શ્રી આચાર્યજી માધવભટને સમજાવીને અર્થ કહેતા ત્યારે માધવભટ સમજીને આગળ લખતા અને શ્રી આચાર્યજીની પાસે માધવભટ આ પ્રકારે બેસતા તે પગ ન દેખાય એમ સાવધાન પણાથી બેસતા હતા.

એક સમય શ્રી આચાર્યજી પ્રદેશ પધાર્યા. ત્યારે માધવભટ સાથે હતા; શ્રી આચાર્યજી એક ગામમાં ઉતર્યા ત્યારે દોઢ પ્રહર રાત ગઈ હતી ત્યારે માધવભટ લઘુશંકા માટે ઊઠીને ગામમાં આવ્યા ત્યારે ચોરે તીરચલાવ્યું તે માધવભટને વાગ્યુ ત્યારે શ્રી આચાર્યજીનું નામ લઈ માધવભટે દેહ ત્યાગ કર્યો. એટલામાં આચાર્યજીની સાથેના વૈષ્ણવ આવ્યા અને જોયું તો માધવભટનો દેહ છુટયો છે. ત્યારે વૈષ્ણવોના મનમાં સંદેહ થયો કે માધવભટ સરખા વૈષ્ણવની આવી ગતી કેમ થાય ? એમ વીચારી વૈષ્ણવોએ શ્રી આચાર્યજીને પુછ્યું કે મહારાજ! આ વાત શી રીતે થાય ? માધવભટ સરખા વૈષ્ણવની આવી ગતી કેમ થાય ? ત્યારે શ્રી આચાર્યજીએ તે વઇષ્ણવોને કહ્યું કે માધવભટે શ્રી ઠાકોરજીનાં ચરણાવિંદ ચાંપ્યાં તેથી તેને કાંઈ કર્તવ્યતા રહી નહી. તે મહા ભગવદીય હતો પણ તેનાથી એક ભગવદ અપરાધ થયો હતો, ત્યારે વઈષ્ણવોએ પુછયું કે મહા

રાજ! એવો શો અપરાધ થયો હતો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે એ પ્રથમ પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીની સેવા ઉપર પુષ્પ બીછાવતો હતો, તે એક દિવસ અજાણતાં પુષ્પમાં સોય રહી ગઈ. તેનો સ્પર્શ શ્રી ઠાકોરજીના અંગમાં થયો, તે અપરાધથી આ પ્રમાણે થયું પણ એનો દેહ સાવધાનતાથી છુટયો છે. ભગવદ નામ લેતાં છુટયો તેથી શ્રી નાથજીની પાસે છે શ્રી નાથજી તેને બુરિ ગતિ કદી આપે નહી, પોતાની પાસેજ રાખશે, આ પ્રમાણે શ્રી આચાર્યજીએ પોતાના શ્રી મુખથી કહ્યું માટે વઈષ્ણવોએ શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરવી માધવદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વાર્તા ૩૩ મી.

### શ્રી આચાર્યજીના સેવક ગોપાળદાસની વાર્તા.

ગોપાળદાસે પોતાના ઘર પાસે રસ્તે ચાલનારાઓ ને વિશ્રામને માટે સ્થળ કરી રાખ્યું હતું, જે માર્ગમાં વિશ્રામ કરે તેનો હેતુ એ હતો કે કોઈ ભગવદ ભક્ત આવીને રહે; અને તે સાથે ભગવદ વાર્તા કરે તે માટે સ્થળ કરી રાખ્યું હતું. ત્યાં એક સમય ઉજ્જન નિવાસી પદમરાવળ દ્વારકાથી આવેલા હતા તે રાત્રિના ગામમાં આવીને રહ્યા. ત્યારે ગોપાળદાસ સેવાથી પોહોંચીને પદમરાવળ પાસે આવ્યા, અને પદમરાવળને પુછયું કે—તમે કયાંથી આવો છો, ત્યારે તેણે કહ્યું કે—હું શ્રી દ્વારકાથી આવું છું,-એટલે ગોપાળદાસે શ્રી રણછોડજીના કુશળ સમા-

ચાર પુછયા, એટલે ત્યાંના સર્વ સમાચાર પદમરાવળે કહ્યા. પછી પદમરાવળની જે બાલ્યાવસ્થા હતી તે વાર્તા નીકળી પદમરાવળ શ્રી દ્વારકામાં રહેતા, શ્રી રણછોડજીના બહુ દર્શન કરતા; પદમરાવળના યજમાન માવજી પટેલ આજ તકુનવી ગામના દેશાઈ હતા, તે પદ્મરાવળ દ્વારકાથી આવતા ત્યારે માવજી પટેલ ખરચી દેતા, તે લઈને પદમરાવળ દ્વારકા જાતા એ પ્રમાણે વર્ષમાં ત્રણવાર જાતા, પદમરાવળને શ્રી રણછોડજી વિષે બહુજ આસ્થા હતી, શ્રી રણછોડજીની વાર્તા પદમરાવળે ગોપાળદાસની પાસે કહી ત્યારે ગોપાળદાસે પોતાના મનમાં કહ્યું કે જેવી આને શ્રી રણછોડજીના દર્શનમાં આસક્તિ છે, તેવી એને મહાપ્રભુજીને વિષે હોય તો એનું કાર્ય થાય માટે એને જરા કહું ત્યારે ગોપાલદાસે પદમરાવળને પુછયું કે– કોઈ સમય તમારી સાથે શ્રી રણછોડજી બોલે છે, કાંઈ માગે છે; ત્યારે પદમરાવલે કહ્યું કે, મને તો કોઈ સમય કાંઇ કહેતા નથી. ત્યારે પદમરાવલે ગોપાળદાસને કહ્યું કે શું શ્રી રણછો-ડજી કોઈથી બોલે છે ત્યારે ગોપાળદાસે કહ્યું જે હાહા બોલે છે એમ કહીને શ્રી આચાર્યજીની વાર્તા કહી અને કહયું કે તમે આટલા દીવસ શ્રી રણછોડજી સેવ્યા છે તે શ્રી રણછોડજી પ્રકટ થયા છે ;ત્યારે પદમરાવળે પુછયું કે તે કયાં છે ? ત્યારે ગોપા-ળદાસે કહ્યું કે તે અડેલમા છે ત્યારે પદમરાવળે કહ્યુ કે–જેમ દર્શન શ્રી રણછોડજી આપે છે, તેમ દર્શન શ્રી આચાર્યજી મહાપ્રભુજી આપશે, ત્યારે ગોપાળદાસે કહ્યું હા હા આપશે.

ત્યારે પદમરાવળના મનમાં વિશ્વાસ આવ્યો કે આ વાર્તા સત્ય છે. તેજ દીવસથી પદમરાવળને આતુરતા થઈ કે હું કયારે જાઉં ? અને કયારે શ્રી આચાર્યજીનાં દર્શન પામું તે રાત તો ત્યાંજ રહ્યા, ત્યારપછી સવારે ગોપાળદાસ પાસેથી વિદાય થઈને ત્યાંથી ચાલ્યા. તે માર્ગમાં વિચાર કરતા જાય કે હું કયારે જાઉં અને કયારે શ્રી આચાર્યજીના દર્શન કરૂં એમ વિચાર કરતા પોતાને ઘેર ઉજ્જેનમાં આવ્યા પણ ચિત્ત ઉદાસ રહે. પછી માવજી પટેલે પુછયું કે—ગુરૂજી તમારૂ મન પ્રસન્ન કેમ દેખાતું નથી ? તેનું શું કારણ છે ? ત્યારે પદમરાવળે ગોપાળદાસ પાસેથી જે વાર્તા સાંભળી હતી, તે વાત કહી કે શ્રી રણછોડજી અડેલમાં પ્રકટ થયા છે અને મારો મનોરથ દર્શન કરવાનો છે. તે વિચાર થાય છે કે કયારે જાઉં ત્યારે માવજી પટેલે કહ્યું કે;—તમે શ્રી રણછોડજીને દર્શન જાઓછો. માટે મને પણ સાથે લઈ જાવ; ત્યારે પદમરાવળે કહ્યું કે તમે રાજસી લોક છો, તમારી સાથે ઘણાં મનુષ્ય હશે, અને આ દર્શન તો એકાન્ત સ્થળનાં છે. માટે તે તમારી વાત મને રૂચતી નથી. ત્યારે માવજી પટેલે કહ્યું કે—હું તો તમારી સાથે એકલોજ આવીશ, ત્યારે પદમરાવલે કહ્યું કે—ભલે ત્યારપછી માવજી પટેલે આ સર્વ વૃત્તાંત પોતાની સ્ત્રીને કહયો અને કહ્યું કે હું તો પદમરાવલ સાથે અડેલ દર્શન કરવા જોઉંછુ ત્યારે માવજી પટેલની સ્ત્રીએ કહ્યું કે ત્યાં શું છે ? ત્યારે માવજી પટેલે કહ્યું કે ત્યાં શ્રી વલ્લભાચાર્યજી પ્રકટ થયા છે; તે સાક્ષાત

છે, અને જેવાં દરશન શ્રી રણછોડજી આપે છે, તેવાં દર્શન શ્રી આચાર્યજી આપે છે આ વાત શ્રવણ કરી માવજી પટેલની સ્ત્રીના મનમાં ઘણો આનંદ થયો અને કહ્યું કે આપની સાથે હું પણ આવીશ ત્યારે પટેલે કહ્યું કે હું તો ચાલતો જઈશ. અને તું શી રીતે ચાલી શકીશ, ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે— હું પણ ચાલીને આવીશ. મારે કાંઈ છોકરૂ નથી ત્યારે પટેલે કહ્યુ કે આપણે બે જઈશું એટલે ઘર કોને સોંપીશું, સ્ત્રીએ કહ્યું કે—મારે ઘરનું કાંઈ કામ નથી. હું તો અવશ્ય તમારી સાથે આવીશ. આવા સ્ત્રીના આગ્રહથી પટેલે મનમાં વિચાર કર્યો કે આને દરશન કરવા ઘણી જીજ્ઞાસા છે એમ વિચારીને કહ્યુ કે—ખુશીથી તું પણ ચાલ. માવજી પટેલે પોતાનું ઘર ભરૂસાના માણસને સોંપ્યું અને પદમરાવલની સાથે પોતે તથા સ્ત્રી ચાલ્યાં તે જ્યારે પ્રથમ પ્રયાગ આવ્યાં ત્યારે અડેલના દર્શન થયાં ત્યારે ઘણી આતુરતા થઈ કે—શ્રી જમુનાજી થઈને જઈએ તે સમયથી આચાર્યજી જમુનાજી ઉપર પધાર્યા હતા; અને સંધ્યા કરતા હતા, ત્યાં બેચાર સેવક પણ હતા. તે સમય શ્રી આચાર્યજીનાં એ ત્રણેએ દર્શન કર્યાં. અને તેઓ ઘણાં આતુર થયા એટલે શ્રી આચાર્યજીએ સેવકોને કહ્યું કે-આ મછવો લઈ જાઓ; કારણકે શ્રી રણછોડજીના સેવક પદમરાવળ આ-વ્યા છે તેમને તુરત લઈ આવો આ પ્રમાણે આજ્ઞા થતાં વઈ-ષ્ણવો ગયા અને પદમરાવલ વિગેરે ત્રણેને લઈ આવ્યા. અને તેઓને શ્રી આચાર્યજીના ગોપાલદાસે જે પ્રમાણે કહેલ તે પ્ર-

માણે દર્શન થયાં; અને તેઓ બહુજ આનંદ પામ્યાં ત્યાર પછી પદમરાવલ શ્રી આચાર્યજી પાસેથી નામ પામ્યા, અને ત્યારપછી ઉઠયા ત્યારે પદમરાવલે વિનંતી કરી કે-મહારાજ! અંગિકાર કરો, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે-શું કહે તે? ત્યારે પદમરાવલે કહ્યું કે—ગોપાલદાસના કહેવાથી નિવેદન કરૂં છું એમ કહીને કહ્યું કે-માવજી પટેલ તથા તેની સ્ત્રી એ બંને આપને શરણ આવેલ છે. માટે તેને નીવેદન કરાવો શ્રી આ-ચાર્યજીએ તેઓને નામ સમર્પણ કરાવ્યું, પછી શ્રી આચા-ર્યજી પધાર્યા, ત્યારે પદમરાવલને કહ્યું કે-તમે મહાપ્રસાદ અહિ લેજો, ત્યારે પદમરાવલે પ્રાથના કરી કે-મને આપે શ્રી રણછોડજીનાં દરશન આપ્યાં છે. તે સ્વરૂપે આપ કૃપા કરીને આરોગશો. એટલે પદમરાવલને શ્રી રણછોડજી સાક્ષાત ભોજન કરે છે એમ દરશન થયાં અને પદમરાવલને દ્રઢ નિશ્ચય થયો અને શ્રી આચાર્યજી ભોજન કરી બીરાજ્યા ત્યારે પદમરાવલ મહાપ્રસાદ લેવા બેઠા, પછી રાવલે વિનંતી કરી કે મને શું આજ્ઞા છે? ત્યારે શ્રી આચાર્યજીએ આજ્ઞા કરી કે-તમે શ્રી ઠાકોરજીની સેવા કરો ત્યારે પદમરાવલે કહ્યું કે-જેવું મારૂં મન મહારાજના સ્વરૂપમાં લાગ્યું છે તેવું મન જો સેવામાં લાગે તો સેવા કરૂં, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તમે સેવા તો કરો, તમારા સર્વ મનોરથ શ્રી ઠાકોરજી પુર્ણ કરશે, એટલે પદમરાવલ ત્યાંથી વિદાય થઈ દેશમાં આવ્યા અને શ્રી ઠાકો-

રજીની સેવા કરવા લાગ્યા. અને પોતાના સેવ્ય શ્રી ઠાકોરજી માટે સજ્યા બનાવી તે નાની થતાં શ્રીઠાકોરજીએ કહ્યું કે આના ઉપર હું શયન કરી શકુ તેમ નથી, તેથી બીજી મોટી કરાવી, એટલે તેના ઉપર શ્રી ઠાકોરજી પોઢવા લાગ્યા, એક દિવસ પદમરાવલની સ્ત્રીએ શ્રી ઠાકોરજીને ભોગ સમરપ્યો, તેમાં ખીર ઉની હતી, તેથી શ્રી ઠાકોરજીએ પોતાનો હસ્ત શ્રી આચાર્યજીને દેખાડયો; તે રાતો થઈ ગયો હતો, ત્યારે પદમરાવલ શ્રી આચાર્યજી પાસે બેઠા હતા; તેને કહ્યું કે-તમારી સ્ત્રીએ શ્રી ઠાકોરજીને ગરમાગરમ ખીર સમરપી, પણ હવેથી ઉની સમરપવી નહિ. ત્યારે પદમરાવલે કહ્યું કે શ્રી ઠાકોરજીએ ટાઢી થવા કેમ દીધી નહી? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે-શ્રી ઠાકોરજી તો બાળક છે, શ્રી ઠાકોરજીથી ભોગ ધર્યા પછી ધીરજ ધરવી રહેતી નથી. માટે ઉનો ભોગ ધરવો નહી, આ પ્રમાણે પદમરાવલને શ્રી આચાર્યજીની આજ્ઞા થઈ પછી પદમરાવલ પોતાને ઘેર ગયા, અને આ વાર્તા પોતાની સ્ત્રીને કહી, અને ત્યાર પછી પદમરાવલ ઘણી ખબરદારીથી સેવા કરવા લાગ્યા, અને શ્રી આચાર્યજીની કૃપાથી શ્રી ઠાકોરજી સાનુભાવતા જણાવવા લાગ્યા અને જે જોઈએ તે માગી લેતા પોતાની બધી વાત કહેતા, ગદમરાવલ ગોપાળદાસના સંગથી આવા ભગવદીય થયા. તેની વાર્તાનો પાર નથી.

વાર્તા ૩૪ મી.

શ્રી આચાર્યજીના સેવક પદ્મરાવલ સાચોરા વાર્તા.

અડેલમાં આવીને પદ્મરાવલ શ્રી આચાર્યજીના સેવક થયા હતા; તે ગોપાલદાસ વાંસડાવાળાની વાર્તામાં વિસ્તાર પુરવક લખેલ છે પછી તે પોતાને દેશ જવા તઈયાર થયા, અને ત્યારે શ્રી આચાર્યજીને વિનંતી કરી કે-મહારાજ! હું તો અતિ મુર્ખ છું અજ્ઞાન છું કાંઈ જાણતો નથી, મારી જ્ઞાતિના બ્રાહ્મણ જડ છે, સ્મર્ત્ત છે તે મને દુઃખ આપે છે ત્યારે શ્રી આચાર્યજીએ પોતાના ચરણાવિંદનું ચંદન અને ચરણામૃત આપ્યું અને કહ્યું કે-તમને સર્વ સિદ્ધાંત સ્ફુરશે તે ચરણામૃત લીધું એટલામાં સર્વ સીદ્ધાંત સ્ફુરયા. પછી પોતાના દેશ ઉજ્જેન આવ્યા. અને મોટા વિદ્વાનોને પુછવા લાગ્યા અને તેને જેઓએ પુછ્યું તેનો પ્રત્યુત્તર સર્વને આપી વિદાય કર્યા. પદ્મરાવલને શ્રી આચાર્યજીની કૃપાથી આ પ્રમાણે વિદ્યાની પ્રાપ્તી થઈ કે તેણે મહાસમર્થ પંડિતોને જીતી લીધા હતા.

પદ્મરાવલ શ્રી રણછોડજીનાં દરશન કરવાને દ્વારકા ગયા ત્યારે શ્રી રણછોડજીએ શ્વપ્નામાં કહ્યુ કે-રાજનગરમાં મારો એક સેવક છે. તેને ઘેર તું જજે અને રશોઈ ત્યાંજ કરજે ત્યારે પદ્મરાવલે કહ્યું કે-મહારાજ! હું તો એને ઓળખતો નથી, માટે વગર બોલાવે કોના ત્યાં જાઉં ત્યારે શ્રી રણછોડજીએ કહ્યુ કે-એ જાતે તને બોલાવવા આવશે પછી શ્રી રણછોડજીએ પોતાના સેવકને કહ્યું કે પદ્મરાવલ અહિં

તેની તું ઉત્તમ પ્રકારે સેવા કરજે, અને તારે ઘેર પધરાવી પદ્મરાવલને સારી રીતે રસોઈ કરાવજે ત્યારે તે સેવકે શ્રી રણછોડજીને કહ્યું કે—મહારાજ! હું કેવી રીતે જાણી શકીશ? ત્યારે શ્રી રણછોડજીએ કહ્યુ કે—એતો પ્રસિદ્ધ છે તું તારી મેળે એને જાણીશ. ત્યારપછી કેટલેક દીવસે પદ્મરાવલ ત્યાં આવ્યા, અને તે ગામમાંથી બહાર ઉતર્યા પદ્મરાવલ સાથે એક વિદ્યાર્થી હતો, તેને રાવલે કહ્યું કે તું ગામમાં જઈને કોરી ભીક્ષા માગી આવ. એટલે તે શિષ્ય ગામમાં ગયો અને કોરી ભીક્ષા લાવ્યો. ત્યારે પદ્મરાવલે કહ્યું કે તું વધારે અનાજ શા માટે લાવ્યો, આમ કહેતાં તે શિષ્ય જેને ત્યાંથી અનાજ માગી લાવ્યો હતો તેને ત્યાં પાછુ આપવા ગયો. ત્યારે કહ્યું કે—તમે લઈ ગયા કેમ? અને વળી આપી જાઓ છો કેમ? ત્યારે વિદ્યાર્થીએ કહ્યું કે—મારા મોટા ગુરૂ છે; તેની આજ્ઞા મારે માનવી જોઈએ. ત્યારે તેણે ગુરૂનું નામ વીદ્યાર્થીને પુછ્યું ત્યારે વીદ્યાર્થીએ પદ્મરાવલનું નામ આપ્યું આ નામ સાંભળતાં શ્રી રણછોડજીનો સેવક તે વીદ્યાર્થીને સાથે ગયો, અને પદ્મરાવલ આગળ આવી કહ્યુ કે મારે ઘેર પધારો, રાવલે કહ્યુ કે હું કોઈને ઘેર જતો નથી, ત્યારે તેણે કહ્યુ કે મને શ્રી રણછોડજીએ આજ્ઞા આપી છે કે તું રાવલને તારે ઘેર પધરાવજે. અને સારી રીતે રસોઈ કરાવજે, એટલે પદ્મરાવલ તેને ઘેર ગયા અને રસોઈ કરી ભોગ સમરપ્યો પછી પ્રસાદ લીધો; અને ત્યાંજ રહ્યા

બીજે દીવસે પ્રભાતે ચાલવા લાગ્યા, ત્યારે શ્રી રણછોડજીનો સેવક રાખવા લાગ્યો પણ પદ્મરાવલ રહ્યા નહી.

વળી એક દીવસ ઘણો લોટ મળ્યો અને ઘી થોડું મળ્યું. તેથી એ ઘીથી જેટલી રોટલી ચોપડાણી, તે ઊપર રાખી અને કોરી હતી તે નીચે રાખી અને શ્રી ઠાકોરજીને ભોગ સમરપ્યો અને કહ્યુ કે મહારાજ! ચોપડયા વગરની રોટલી રહેવા દેજો આમ કહેલ છતાં શ્રી ઠાકોરજી બધી રોટલી આરોગી ગયા. અને પદ્મરાવલને કહ્યુ કે એ મારી પાસે શા માટે ધરી. મારી પાસે તું જે ધરીશ તે હું આરોગીશ પછી મહાપ્રસાદ લેવા બેઠા તે સમય રોટલીનો ગણો સરસ સ્વાદ થયો, થોડી ઘણી જે રોટલી રહી તે સાથે લઈ લીધી અને નીત્ય જ્યારે ભોગ ધરે અને મહાપ્રસાદ લેવા બેસે ત્યારે બે રોટલીમાંથી એક કટકો મુકે, અને પછી મહાપ્રસાદ લે, આમ કરતાં કેટલેક દિવસે દ્વારકા પોહોંચ્યા, અને શ્રી રણછોડજીનાં દર્શન કરયાં પાંચ સાત દીવસ ત્યાં રહીને પાછા ફર્યા અને રસ્તામાં વાંસડાવાળા ગોપાળદાસને ઘેર આવ્યા, અને રાત ત્યાં રહ્યા અને ગોપાળદાસને કહ્યું કે-તારી કૃપાથી શ્રી આચાર્યજીનાં દરશન થયાં, અને મારા ઉપર તેમણે કૃપા કરી પદમરાવળ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા, તેની વારતાનો પાર નથી.

## વાર્તા ૩૫ મી.

### શ્રી આચાર્યજીના સેવક સાચોરા બ્રાહ્મણની પુરૂષોત્તમ જોશીની વાર્તા

એક સમય પુરૂષોતમદાસ બનારસ જતા હતા, ત્યારે માર્ગમાં ઉજ્જેન આવતા ત્યાં પુછયુ કે પદ્મરાવળનો પુત્ર કયાં રહે છે? રાવળજીને ચાર પુત્ર હતા. તેમાં કૃષ્ણ ભટકે જે મોટા પુત્ર હતા તે નોખા રહેતા હતા, પુરૂષોતમ જોશી પદમરાવળના ત્રણ પુત્ર એકઠા રહેતા હતા ત્યાં ગયા, તેઓએ જોશીને થોડું અનાજ આપ્યું તેથી જરા ભુખ્યા રહ્યા તેથી મનમા વીચાર થયો કે પદમરાવળના પુત્ર આવા કેમ થયા? તે તો સીદ્ધ બ્રાહ્મણ હતા, પછી પુરૂષોતમ જોશી આવવાના સમાચાર કૃષ્ણભટને થતાં તે પોતાને ત્યાં તેમને તેડી લાવ્યા અને ઉત્તમ પ્રકારનો મહાપ્રસાદ લેવરાવ્યો. ત્યારે જોશી બહુજ પ્રસન્ન થયા, ચાર દીવસ ત્યાં રહ્યા અને જ્યારે વીદાય થવા લાગ્યા, ત્યારે કૃષ્ણભટ સાથે ચાલ્યા અને ઉતારો જયાં કર્યો ત્યાં રાતે કૃષ્ણભટ નિંદ્રાવશ થયા; ત્યારે પુરૂષોતમ જોશીએ પોતાની સ્ત્રી પાસે શ્રી આચાર્યજીની વાત કહી, આ વાત કૃષ્ણભટે સુતાં સુતાં સાંભળી અને મનમાં વીચાર કર્યો કે જોશીએ શ્રી મહાપ્રભુજીની વાત કહી નહી, પણ હું કાંઈ ચર્ચા કરૂં, આ પ્રમાણે વીચાર કરી જ્યારે પાંચ સાત મજલ ગોકુલ રહયું ત્યારે કૃષ્ણભટે પ્રસંગ ચલાવ્યો, તે સમય જોશી ઘોડા ઉપર હતા, તે વિહવળ થઈ ગયા ત્યારે કૃષ્ણભટે જોશીની સ્ત્રીને

કહયું કે એક તરફ તમે પકડી રાખો અને બીજી તરફ હું પ-
કડી રાખું એ રીતે કહી કૃષ્ણભટે વાર્તા ચલાવી તે ભગવદ
વાર્તાથી પુરૂષોતમ જોશી એવા વિહવળ થઈ ગયા કે ઘોડા
ઉપર બેશી શકે પણ નહિ, ત્યારે બન્ને તેને ઝાલી રાખવા લા-
ગ્યાં એમ કરતાં મજલે આવીને ઉતર્યા અને ત્યાં ઘોડા ઉપ-
રથી ઉતરતાં જોશીએ કહ્યું—કે તમે મને કેમ ઊતારો છો?
ત્યારે કૃષ્ણભટે કહ્યું કે મુકામે આવી પહોંચ્યા છીએ પણ જો-
શીને કાંઈ ભાન નહતું, ભગવદ વાર્તામાં લીન થઈ ગયા હતા
આખો દીવસ ગયો પણ પ્રસાદ લેવાનુ કાંઈ ભાન રહ્યુ નહી.
એમ કરતાં કરતાં ગોકુળ આવ્યા. અને શ્રી ગુંસાઈજીના દર-
શન કરયાં અને પુછ્યુ કે મહારાજ ! કૃષ્ણભટના ઉપર આવી
કૃપા શી રીતે થઈ? ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું કે-એના કાકા
હરીવંશનો તેને સંગ છે. આ સાંભળતા જોશી ગર્વ રહીત થઈ
ગયા અને કૃષ્ણભટને પુછવા લાગ્યા પછી ત્યાં થોડા દીવસ
રહીને ચાલ્યા તે ભગવદ વાર્તા કરતા ઉજ્જેન આવ્યા તે પુ-
રૂષોતમ જોશી શ્રી આચાર્યજીના આતો કૃપાપાત્ર ભગવદીય
હતા. તેની વાર્તાનો પાર નથી.

---

## વાર્તા ૩૬ મી.

### શ્રી આચાર્યજીના સેવક જગન્નાથ જોશીની વાર્તા.

જગન્નાથ જોશીએ શ્રી ઠાકોરજીને વાઘા પહેરાવી. સર્વ શૃં-
ગાર કરી રાજભોગનો થાળ આગળ ધર્યો તે સમય તેના મ-

નમાં આવ્યું કે શ્રી ઠાકોરજી વાઘા પહેરીને આરોગે છે માટે થાળ અભડાશે આ જગન્નાથ જોશીનો વીચાર શ્રી ઠાકોરજી ના જાણવામાં આવતાં થાળને લાત મારી નાખી દીધો એટલે જગન્નાથ જોશીએ બીજી સામગ્રી સીદ્ધ કરીને થાળ ધર્યો, એટલે તેને પણ શ્રી ઠાકોરજીએ ફેંકી દીધો, આ પ્રમાણે થતા ચાર વખત નવી સામગ્રી સીદ્ધ કરી ધરી પણ શ્રી ઠાકોરજીએ ફેંકી દીધી ત્યારે જગન્નાથ જોશી માથું નીચું કરી વિચાર કરવા લાગ્યા કે શ્રી ઠાકોરજી શું કારણથી આરોગતા નથી આ પ્રમાણે વીચાર કરી વીનતી કરતાં શ્રી ઠાકોરજીએ કહ્યું કે તું થાળ અભડાવાથી ડરે છે. તો પછી શા માટે મને થાળ ધરેછે, આવાં વચન સાંભળી જગન્નાથ જોશી આશ્ચર્ય પામ્યા અને પૃથ્વી ઉપર નાક ઘસી ઘણી પ્રાર્થના કરીને કહ્યું કે—મહેરાજ ! હું તો અજ્ઞાન છું, મારા અપરાધ ક્ષમા કરો, પછી શ્રી ઠાકોરજી આરોગ્યા પણ બે માસ સુધી બોલ્યા નહિ.

જગન્નાથ જોશી ભોગમા ખીર ઉની ધરતા તેથી શ્રી ઠાકોરજી પણ ઉનીજ આરોગતા, કેટલાક દીવસ પછી શ્રી આચાર્યજીનું ગુજરાત પધારવું થતાં ખેરાળુમાં જગન્નાથ જોશીને ત્યાં ઉતર્યા અને ઠાકોરજીનાં દરશન કરતાં શ્રી ઠાકોરજીના હોઠ લાલ જણાયા; તે જણાવાથી શ્રી ઠાકોરજીને પુછયું કે મહારાજ જીભ અને હોઠ લાલ કેમ છે ? ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે ઊની ખીર જગન્નાથ જોશી ધરે છે, તેથી હું તેવીજ ઉની ખાઉં

છું, આ સાંભળતાં શ્રી આચાર્યજીએ જગન્નાથ જોશીને કહ્યું કે તું ઊની ખીર શ્રી ઠાકોરજીને કેમ ધરે છે? ત્યારે તેણે કહ્યુ કે-મહારાજ હુંતો જાણુતો નથી. હુંતો ઉની ખીર સારી સમજતો હતો, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે–ખીર સુવાતી સારી. ત્યાર પછી શ્રી આચાર્યજીના કહેવા પ્રમાણે જગન્નાથ જોશી કરવા લાગ્યા.

એક સમય જગન્નાથ જોશી શ્રીઆચાર્યજીનાં દર્શન માટે એડેલ આવ્યા. ત્યારે અણકોટનો દિવસ માર્ગમાં આવતાં એક સેવક સાથે હતો તેને કહ્યુ કે અણકોટ માટે ઉત્તમ સામગ્રી લાવ ત્યારે તે સેવક ગામમાં ગયો પણ ગામમાં કાંઈ મળે નહિ તેથી પાછો આવ્યો. અને કહ્યું કે આ ગામમાં જાર વગર બીજું કાંઈ મળતું નથી. ત્યારે જગન્નાથ જોશીએ જાર લાવ-વાનું કહ્યું ત્યારે તે જાર લાવ્યો અને તેને ખાંડી, ઝાટકીને સાફ કરી તે જારનો ઢોર જગન્નાથ જોશીએ કરચો. ત્યારે સેવકે કહ્યુ કે–તેની કુશકી મેં રાખી મુકી છે તેની બીકથી ઝટ થઈ જશે. આ સાંભળી જગન્નાથ જોશીએ કહ્યુ કે–સારૂ એમ કરતાં તે ઢોર ખદખદવા લાગ્યો. પછી જેવો તે તૈયાર કરી શ્રીઠાકોરજીને ભોગ ધરચો. અને પછી પોતે મહાપ્રસાદ લીધો, રાતે સરવે સૂઈ રહ્યા. ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યુ કે મારા પેટમાં દુઃખે છે. એટલે જગન્નાથ જોશીએ સવા શુંઠ અને અજમો ધરચો પણ મનમાં બહુ ખેદ પામ્યા.

એક સમય પોતાના સેવ્ય શ્રી ઠાકોરજી પાસે જગન્નાથ જોશી ઉભા હતા. વૈષ્ણવો દર્શન કરતા હતા. તે સમય એક રજપૂત આવ્યો. તે પણ વૈષ્ણવ હતો. તે સમય ફુલની માળા લઈને એક ડોસી આવી. તેણે માળા છેટેથી શ્રી ઠાકોરજીના ઉપર નાખી. તેથી જગન્નાથ જોશી ગુસ્સે થયા. અને તે માળા વૈષ્ણવના ઉપર નાખી દીધી એટલે વૈષ્ણવના કન્ઠમાં પડી. તેથી તે રજપૂત ગુસ્સે થયો. અને મનમાં વિચાર કર્યો કે—આ માળા જોશીએ મને ન આપી. માટે જો હું રજપૂત છું તો જોશીને અવશ્ય મારીશ. આ પ્રમાણે વિચાર કરી તરવાર હાથમાં લઈને લાગ જોયા કરે. એક સમય જગન્નાથ જોશી આવતા હતા ત્યારે તેણે પાછળથી તલવાર ચલાવી. ત્યારે શ્રીહસ્તથી શ્રીઠાકોરજીએ તલવાર પકડી રાખી. અને જોશી પાછળ જુવે છે તો શ્રી ઠાકોરજી ઉભા છે આ જોઈને જગન્નાથ જોશીએ તે રજપૂતને કહ્યું કે-શરમ છે! પાપી! તેં આ શું કર્યું? આટલું કહેતાંની સાથે તે તેના પગમાં પડયો. અને કહેવા લાગ્યો કે મારા ઉપર કૃપા કરો. એમ કહી પગ પકડી રહ્યો. એટલે જોશીને દયા આવતાં તેને નામ આપ્યું. નિવેદન કરાવ્યું એટલે તે રજપૂત ઉત્તમ વૈષ્ણવ થયો. જગન્નાથ જોશી આવા કૃપાપાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.

---

## વાર્તા ૩૭ મી.

### શ્રી આચાર્યજીના સેવક જગન્નાથ જોશીની માતાની વાર્તા

નરહરજોશી અને જગન્નાથ જોશી એમ તેને બે પુત્ર હતા. તે બે પુત્રને માતાએ આજ્ઞા કરી કે-તમે શ્રી આચાર્યજી પાસેથી નામ લઈ આવો. અને સમર્પણ કરાવી આવો. એમ કહી પુત્રના હાથમાં એકેકી મોહોર આપી. તે લઈ બે ભાઈ અડેલ ગયા. તો શ્રી આચાર્યજી ત્યાં નહતા. તે તો શ્રી જગન્નાથજીનાં દર્શન કરવા પધારયા હતા. તેથી તે બન્ને ભાઈ જગન્નાથજી ગયા. અને ત્યાં શ્રી આચાર્યજીનાં દર્શન કરીને બેઠા. ત્યારે શ્રી આચાર્યજીએ પુછયું કે-તમારી માતાજી તો સારાં છે ! એ સાંભળી તેઓ વિસ્મય પામ્યા. વળી શ્રી આચાર્યજીને પુછયું કે-શ્રી ઠાકોરજીનાં દર્શન કરી આવ્યા. ત્યારે તે બે ભાઈઓએ કહ્યું કે-મહારાજ ! નથી કરી આવ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી કે-જઈને દર્શન કરી આવો. એટલે તે બે દર્શન કરવા ગયા. ત્યાં જુવે છે તો જગન્નાથજીની પાસે શ્રી આચાર્યજી ઉભા છે. તેથી તો તે મહાવિસ્મય યુક્ત થયા કે-હમણાં તેને ઘેર જોયા છે. વળી મનમાં વિચાર કર્યો કે બીજો રસ્તો હશે. ત્યાંથી પધારયા હશે. વળી મનમાં સંદેહ થયો અને દર્શન કરીને આવ્યા. અને જુવે છે તો શ્રી આચાર્યજી બેઠા છે. તે જોઈ પ્રણામ કરી બેઠા. અને વિસ્મયયુક્ત થઈ એક બીજાના સામુ જોવા લાગ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે-દર્શન કરી આવ્યા. અને તમારા મનમાં જે શંકા હતી તે

નિવૃત્ત થઈ ? ત્યારે તે બે ભાઈએ હા પાડી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે ભેટ માટે તમારી માતાએ મોહોર મોકલી છે તે આપો. એમ કહેતાંની સાથે મોહોર આગળ ધરી પછી નામ નિવેદન કરાવ્યું. પોતાનું માહાત્મ્ય બે ભાઈને એવુ દર્શાવ્યું કે-આજ્ઞા માગીને તેઓ ગયા તે માર્ગમાં શ્રી આચાર્યજીના સ્વરૂપનો વિચાર કરતા જાય એમ વિચાર કરતા પોતાને ઘેર આવ્યા. અને માને સર્વ વાત કહી, ત્યારે મા બહુ પ્રસન્ન થયાં અને તેઓ શ્રી આચાર્યજીની કૃપાથી ઉત્તમ ભગવદીય થયા.



વારતા ૩૮ મી.

શ્રી આચાર્યજીના સેવક નરહર જોશીની વાર્તા.

એક સમય જગન્નાથજીનાં દર્શન માટે પુરૂષોત્તમ જોશી ચાલ્યા તે રસ્તામાં સ્નાન કરી સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ ધરયો. તે સમય જુવે છે તો એક દશવર્ષનો બાળક ઉપરથી ઉતરીને ઉભો રહ્યો. તેને જોઈ નરહર જોશી ચકિત થઈ ગયા. અને તે છોકરો તો હાથ લાંબો કરી માગવા લાગ્યો. ત્યારે નરહર જોશીએ વિચાર કર્યો કે-આ કેમ હાથ લાંબો કરે છે. એમ વિચાર કરી એક રોટલી ઘીથી ચોપડી દાળ મુકી તેના હાથમાં દીધી ત્યારે તે બાળક આંબલીના ઝાડ ઉપર ચડી ગયો. પછી તે નરહર જોશીના જોવામાં આવ્યો

નહિ. બીજે દિવસે જ્યાં ઉતારો કરયો અને ત્યાં સ્નાન કરી ભોગ ધરયો તો ત્યાં પણ બાળકે આવી હાંથ લાંબો કરયો, ત્યારે નરહર જોશીને સંદેહ થયો કે—આ કોઈ છળવા આવે છે. માટે તેને કેમ અપાય? અને જો ભગવન્ સ્વરૂપ હોય તો પ્રસાદી મહાપ્રસાદ શી રીતે દઉં? આ પ્રમાણે વિચાર કરી કાંઈ આપ્યું નહિ. તેથી તે બાળક ઝાડ ઉપર ચડી ગયો અને નર—હરજોશીએ મહાપ્રસાદ લીધો. આ વાત ખેશલુમાં તેના નાના ભાઈ જગન્નાથ જોશીને શ્રી ઠાકોરજીએ કહી કે આજ હું નરહર જોશી પાસે ગયો હતો. અને ત્યાં મેં માગ્યું પણ તેણે કાંઈ આપ્યું નહિ. ત્યારે જગન્નાથ જોશીએ તે દિવસ, તે માસ, તે સંવત્સર લખી લીધો. એને જ્યારે નરહર જોશી આવ્યા, અને શ્રી આચાર્યજીના કુશળ સમાચાર જગન્નાથ જોશીએ પુછ્યા અને કહ્યું કે-અમુક દિવસે પટણાથી આગળ તમે ઉતારો કર્યો હતો ત્યાં તમારી પાસે કોઈ બાળક માગવા આવેલ ત્યારે નરહર જોશીએ સર્વ વાર્ત્તા કહી. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું કે-તમે ખોટું કર્યું કે કાંઈ આપ્યું નહિ. તે તો શ્રી ઠાકોરજી પોતે હતા. આપણા માર્ગમાં શ્રી આચાર્યજી કે શ્રી ઠાકોરજી વગર બીજો સન્દેહ કરવોજ નહિ.

મહીધરજી નામનો નરહરજોશીનો યજમાન આલિમાન ગામમાં રહેતો હતો. તેની બેનનું નામ પુલબાઈ હતું તેને નરહર જોશીએ કહ્યું કે—તમે શ્રી ગુસાંઈજી પાસેથી નામ લઈ વૈષ્ણવ થાઓ ત્યારે તેઓએ કહ્યું કે—ભલે તમે શ્રીગુસાંઈજીને પધરાવો

આવતો હતો. તે સમય આલિમાનમાં આગ લાગી હતી તે સર્વ વાત કહેતાં જગન્નાથ જોશીએ કહ્યું કે—આપણે એવી હઠ ન કરવી. એ આપણા માર્ગની રીતી નથી ત્યારે નરહર જોશીએ કહ્યું કે મેં તો હઠ કરેલ નથી પણ મારા મનમાં એવું આવ્યું કે તે હાલમાંજ વઈષ્ણવ થયેલ છે. અને આગ લાગી માટે મેં એ પ્રમાણે કરયું અને કહ્યું કે—પ્રભુ મહા કઉતુકી છે એની કૃપાથી સર્વ સારૂંજ થાય.આપણેહઠ ન કરવી આપણો ધર્મએ નથી. શ્રી વલ્લભ રાજકુમારની અદ્દભુત લીલા છે. શરણાગતનું અતિ કલ્યાણજ થાય.તે નરહર જોશી અને તેની માતા આવાં કૃપાપાત્ર ભગવદ્દીય હતા કે જેણે પરમાર્થ માટે આ પ્રમાણે કરયું હતું. તેની વાર્તાનો પાર નથી.

---

વાર્તા ૩૯ મી.

શ્રી આચાર્યજીના સેવક ગોધરાવાળા રાણાવ્યાસની વાર્તા

જગન્નાથ જોશીએ પ્રથમ રાણાવ્યાસ પાસેથી નામ લીધું હતું. અને તે રાણાવ્યાસ પાસે બહુ રહેતા. એક સમય ભગવદ ઈચ્છાથી રાણાવ્યાસે વેશ્યાની સાથે સંગ કર્યો. તે વાર્તા રાજદ્વારમાં જતાં અમલદારના સિપાઈ રાણાવ્યાસને પકડવા લાગ્યા. ત્યારે જોશીએ બીજે ગામ વ્યાસને મોકલી દીધા. અને ત્યાં પોતે એકલાજ રહ્યા. અને જે માણસો આવ્યાં હતાં તે રાણાવ્યાસનેશોધવા લાગ્યા. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું કે—વ્યાસ અહીંનથી પણ હુંઆવુંછું ચાલો જવાબઆપીશ

ત્યારે નરહર જોશી શ્રીગુસાંઈજીને પધરાવીને આલિમાનમાં ગયા. અને મહીધરજી તથા પુલબાઈને કહ્યું કે શ્રીગુસાંઈજી પધરાયા છે.તે સમય તેબન્ને બહુઆનંદ પામ્યાં અનેમહીધરજી એ નરહર જોશીને કહ્યું કે—શ્રીગુસાંઈજીને ખાલી હાથે શી રીતે પધરાવું ? ત્યારે નરહર જોશી પાસે મહીધરજીએ ખીચડી કરાવી ત્યાં નોછાવર કરાવીને શ્રી ગુસાંઈજીને પોતાના ઘરમાં પધરાવ્યા. અને પછી સર્વ બાલગોપાલને નામ અપાવ્યું નિવેદન કરાવ્યું અને સારી રીતે સેવા કરીશ્રીગુસાંઈજીને વિદાય કર્યા પછી શ્રીગુસાંઈજી દ્વારકા પધાર્યા. ત્યારે નરહર જોશી ખેરાલુ આવ્યાં. ત્યાર પછી કેટલેક દિવસે આલિમાન ગામમાં આગ લાગી.ત્યારેનરહર જોશીખેરાલુના તળાવ ઉપર નિત્યકર્મ કરીને ઘેર આવતા હતા. તે સમય મનમાં વિચાર થયો કે આલિમાનમાં આગ લાગી છે. એમ વિચાર કરી ઉભા રહી તુલસીદળ વચમાં ધરી ઝારીમાંથી જળ લઈને ધારા કુડલી કરી એટલે તે ગામમાં આગ શાન્ત થઈ ગઈ અને મહીધરજીની હવેલી અને ઘર વગેરે બચ્યાં ત્યાર પછી કેટલેક દિવસે નરહર જોશી આલિમાન ગયા ત્યારે પુલબાઈએ કહ્યું કે—અહિ આગનો ઉપદ્રવો ઘણો થયો હતો ને શ્રીગુસાંઈજીની કૃપાથી આપણું તો કલ્યાણ થયું ત્યારે જોશીએ કહ્યું કે પ્રભુની કૃપાથી નિરંતર કલ્યાણજ હોય.આટલુંકહીને જોસીનો ખેરાળુ આવ્યા મહાપ્રસાદ લઈ બે ભાઈ એકાન્તમાંબેઠા. ત્યારે નરહર જોશીએ જગન્નાથ જોશીને કહ્યું કે—હું એક દિવસ નિત્ય[illegible] કરવા

આવતો હતો. તે સમય આલિમાનમાં આગ લાગી હતી તે સર્વ વાત કહેતાં જગન્નાથ જોશીએ કહ્યું કે—આપણે એવી હઠ ન કરવી. એ આપણા માર્ગની રીતી નથી ત્યારે નરહર જોશીએ કહ્યું કે મેં તો હઠ કરેલ નથી પણ મારા મનમાં એવું આવ્યું કે તે હાલમાંજ વઈષ્ણવ થયેલ છે. અને આગ લાગી માટે મેં એ પ્રમાણે કર્યું અને કહ્યું કે—પ્રભુ મહા કઉતુકી છે એની કૃપાથી સર્વ સારૂંજ થાય.આપણેહઠ ન કરવી આપણો ધર્મએ નથી. શ્રી વલ્લભ રાજકુમારની અદભુત લીલા છે. શરણાગતનું અતિ કલ્યાણજ થાય.તે નરહર જોશી અને તેની માતા આવાં કૃપાપાત્ર ભગવદીય હતા કે જેણે પરમાર્થ માટે આ પ્રમાણે કર્યું હતું. તેની વાર્તાનો પાર નથી.

---

## વાર્તા ૩૯ મી.

### શ્રી આચાર્યજીના સેવક ગોધરાવાળા રાણાવ્યાસની વાર્તા

જગન્નાથ જોશીએ પ્રથમ રાણાવ્યાસ પાસેથી નામ લીધું હતું. અને તે રાણાવ્યાસ પાસે બહુ રહેતા. એક સમય ભગવદ ઈચ્છાથી રાણાવ્યાસે વેશ્યાની સાથે સંગ કર્યો. તે વાર્તા રાજદ્વારમાં જતાં અમલદારના સિપાઈ રાણાવ્યાસને પકડવા લાગ્યા. ત્યારે જોશીએ બીજે ગામ વ્યાસને મોકલી દીધા. અને ત્યાં પોતે એકલાજ રહ્યા. અને જે માણસો આવ્યાં હતાં તે રાણાવ્યાસનેશોધવા લાગ્યા. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું કે—વ્યાસ અહીંનથી પણ હુંઆવુંછું ચાલો જવાબઆપીશ

એમ કહી જગન્નાથ જોશી અમલદાર પાસે આવ્યા. ત્યારે અમલદારે કહ્યું કે—રાણુાવ્યાસ કયાં છે ? તેણે પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરેલો છે. માટે તેને લાવો હું જગન્નાથ જોસીને સારી રીતે જાણું છું કે તેનું નામ જગન્નાથ જોસી તે કદી પણ અન્યાય કરેજ નહિ. આતો રાણાવ્યાસે અન્યાય કરેલો છે, માટે એને લાવોત્યારે જોશીએ કહ્યુંકે રાણાવ્યાશે અન્યાય કરેલો નથી રાણાવ્યાસએવુંકામકદિ કરે નહિ. ત્યારે અમલદારે કહ્યું કે એ સી રીતે જણાય ? ત્યારે જગન્નાથે કહ્યું કે મારૂં કહેવું માનો તો કહું રાણાવ્યાસને બદલે જે કહો તે હું કરૂં ત્યારે અમલદારે એક મુગદલ મંગાવીઉનુંકરયું એટલે જોસી નાહીને આવ્યા અને કહ્યું કે જો રાણાવ્યાસે અન્યાય કર્યો હોય તો અગ્નિ મને બાળીને ભસ્મકરી નાખજો અને જો ન્યાય કર્યો હોય તો અગ્નિ મને બાધા કરશો નહી. પછી મુગદલને બે હાથે પકડીને પોતાના કંઠમાં એક ઘડી સુધી રાખ્યું સર્વ કહેવા લાગ્યા કે જોશી કાઢો ત્યારે જગન્નાથ જોસીએ કહ્યુ કે હું કાઢીને કોના ગળામાં નાખુ ત્યારે અમલદારે કહ્યુ કેમારા ગળામાં માખો એટલે જોશીને જમીન ઉપર નાખી દીધું ત્યારે પૃથ્વી બળી ગઈ ત્યારે સર્વ કહેવા લાગ્યા કે જોસી ધન્ય છે તમને તમે સાચા છો તમને તમારા ધણીનું આવું સાચ છે આ પ્રમાણે કહી તેનું સમાધાન કરીને કહ્યુ—કેજોશી કંઈક માગો હું તમારા પર પ્રસન્ન થયોછું ત્યારે જોશીએ કહ્યુ કે હું એટલું માગું છું કે જેણે આ ચાડી કરીછે તેને કાંઈ 'કરશો

નહિ આ સાંભળી અમલદાર તથા બીજા સર્વ બહુજ પ્રસન્ન થયા, અને જગન્નાથ જોશી પોતાને ઘેર આવ્યા શ્રી આચાર્યજીની કૃપાથી આવા ભગવદીય થયા તેમાં કહેવુંજ શું?

રાણાવ્યાસ માધવદાસ સારસ્વત પાસેથી પ્રથમ નામ પામ્યા હતા. પછી શ્રી આચાર્યજીના સેવક થયા. તે સિદ્ધપુરમાં રહેતા હતા. તે રાણાવ્યાસ અને જગન્નાથ જોશી સરસ્વતીમાં સ્નાન કરતા હતા. તે સમય એક રજપુતાણી સતી થવાને આવી. ત્યારે જગન્નાથ જોશીએ રાણાવ્યાસને પુછયું કે સતી થવાનું કારણ શું? ત્યારે રાણાવ્યાસે કહ્યું કે વૃથા પ્રેત સાથે

શરીર બાળે છે આ પ્રમાણે માથું હલાવીને કહેતાં તે રજપુતાણીએ પોતાની સાથેના માણસોને કહ્યું કે-હું તો બળીશ નહિ, મને સત નથી, તેથી મારી હત્યા લાગશે એમ કહીને હસી ને બળી નહી,, ત્યારે લોકો શબને બાળીને તે સ્ત્રીને ગામ બહાર રાખી પછી રાણાવ્યાસ સ્નાન કરવા આવ્યા, ત્યારે તે સ્ત્રીએ પુછયું કે—તમે માથું હલાવીને શું વાત કહી? ત્યારે વ્યાસે કહ્યું કે અમે તો હસતા હતા તથા વાતો કરતા હતા. ત્યારે સ્ત્રીએ કહ્યું કે શા માટે અસત્ય બોલો છો, જે વાત હોય તે કહો, ઘણા આગ્રહથી રાણા વ્યાસે કહ્યું કે આવો ઉત્તમ દેહ પામી વૃથા પ્રેત સાથે બળે છે આ દેહે શ્રી ઠાકોરજીની સેવા ન કરી ભજન ન કર્યું ત્યારે તે સ્ત્રીએ રાણાવ્યાસને કહ્યું હું તો આપને શરણ છું જે પ્રકારે આ દેહ શ્રી ઠાકોરજીને

કામ આવે તેમ કરો. રાણાવ્યાસે કહ્યું કે-હમણાં તો તમે સુતકી છો, સુતક ઉતરયા પછી વાત એટલે તે સ્ત્રી પોતાને સ્થળે ગઈ પણ તેને ઘણો વિરહ થયો, દીનપ્રતિદિન આવી વ્યાસનાં દર્શન કરી જાય. એમ કરતાં જ્યારે સુતક ઉતરયું ત્યારે શુદ્ધ થઈ વ્યાસ પાસે આવી ત્યારે વ્યાસે કહ્યું કે પ્રભાતે આવજે, તે સ્ત્રી પ્રથમ ચણા ખાઈને રહેતી પણ તે દીવસે જળપાન પણ કર્યું નહિ, અને પ્રભાતે રાણાવ્યાસને આવવાનો સમય થતાં તે આવી. એટલામાં રાણાવ્યાસ આવ્યા, તેણે શ્નાન કરી ભગવદ સ્મરણ કરયું, પછી શ્રી આચાર્યજીનું ધ્યાન ધરીને તે સ્ત્રીના કાનમાં નામ સંભળાવ્યું નામ શ્રવણ કરતાં ભગવદભાવ ઉત્પન્ન થયો, અને તે સ્ત્રીએ રાણાવ્યાસને પુછયું કે-હવે શું કરૂં? વ્યાસે કહ્યુ કે-ભગવદ સેવા કર ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે મારી સ્થિતિના પ્રેમાણમાં તો કાઈ ટેલ આપો તે હું કરૂં, પછી રાણાવ્યાસ ઉપરણા વિગેરે ધોવાને આપતાં તે ધોઈ સીદ્ધ કરી પોહોચાડતી, અને વ્યાસનું ઘરનું સઘળું કામકાજ કરતી હતી. પછી ભગવદ સેવાનું સર્વ કામકાજ કરવા લાગી, પછી કેટલેક દીવસે રાણાવ્યાસને ત્યાં આચાર્યજી પધારયા ત્યારે તે સ્ત્રીને શ્રી આચાર્યજી પાસે નામ નિવેદન કરાવતાં તે મહા વઈષ્ણુવ થઈ રાણાવ્યાસ મહાભગવદીય હતાં.

## વાર્તા ૪૦ મી.

### શ્રી આચાર્યજીના સેવક રાજનગરવાળા રામદાસ સારસ્વતની વાર્તા.

રામદાસજી નટવરગોપાળજીની તથા શ્રી આચાર્યજીની પાદુકાની સેવા ;કરતા હતા, રામદાસ પૃથ્વી પ્રદક્ષણા માટે ચાલ્યા તે પ્રદક્ષિણા કરી કેટલેક દિવસે ઘેર આવ્યા. પણ રામ-દાસે સ્ત્રીનો અંગિકાર કર્યો નહિ, પછી બે ચાર દીવસ રહીને દ્વારકા ચાલ્યા, ત્યારે તેની સ્ત્રી પણ સાથે આવવા લાગતાં રામદાસે તેને આવવા ના પાડી. એટલે સ્ત્રીએ આવવાનો દુરાગ્રહ કરયો સ્ત્રીના દુરાગ્રહથી ઈટવડે મારવા લાગ્યા, એટલે તેની સ્ત્રી છેટે છેટે પાછળ ચાલતી સાથે ગઈ, અને રામદાસની પાતળમાં જે એઠું પડ્યું રહે તે આપે અને જો તે ન મળે તો ભુખી રહે. અને પતિની સાથેજ રહે, પછી કેટલેક દિવસે શ્રી રણછોડજીએ રામદાસને કહ્યુ કે તું તારી સ્ત્રીનો અંગીકાર કર, ત્યાગ શા માટે કરે છે, ત્યારે રામદાસે કહ્યુ કે હું વિરકત છું વેરાગી છું, મારે સ્ત્રીનું શું કામ છે. ત્યારે શ્રી રણછોડજીએ કહ્યું કે તેં વિવાહ શા માટે કર્યો ? જો તું શ્રી આચાર્યજીનો સેવક છે તો તારે આવી નિષ્ઠુરતા ન જોઈયે, શ્રી આચાર્યજીનો સેવક જાણી કાંઈ કહેતો નથી, હવે કહું છું કે તું તારી સ્ત્રીનો અં-ગીકાર કર, ત્યારે રામદાસે પોતાની સ્ત્રીને કહ્યુ કે—તું મારી સાથે ચાલી આવ, ત્યારે માર્ગમાં રામદાસની સાથે જવા લાગી અને 'જ્યારે મજલ જઈને ઉતર્યા ત્યારે રામદાસે પો-

તાની સ્ત્રીને કહ્યું કે તું વસ્ત્ર વિગેરે સાચવીને ઉતારામાં બેસી રહેજે અને હું ઊંબરા વીણી લાવું. પછી સ્નાન કરી રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો પછી ભોગ સરાવી પ્રસાદ લીધો, અને સ્ત્રીને પ્રસાદ આપ્યો, ને કેટલાક દીવસ માર્ગમાં ચાલ્યા આવ્યા. પછી એક દિવસ શ્રી રણછોડજીએ રામદાસને આજ્ઞા આપી કે તું તારી સ્ત્રીને નામ દે ત્યારે રામદાસે કહ્યું કે હું શી રીતે દઉં ત્યારે શ્રી રણછોડજીએ કહ્યુ કે–તું નામ દે મારી આજ્ઞા છે. ત્યારે શ્રી આચાર્યજીનું નામ દઈ શ્રી રણછોડજીની આજ્ઞાથી સ્ત્રીને નામ દીધું ત્યારે સ્ત્રીના હાથનો મહાપ્રસાદ લેવા લાગ્યો. પછી કેટલેક દીવસે શ્રી આચાર્યજી રાજનગર પધાર્યા. ત્યારે રામદાસે આવીને દરશન કરયાં અને કહ્યુ કે મહારાજ! મારી સ્ત્રીને નામ સમર્પણ કરાવો ત્યારે તેમણે કહ્યું કે તેં નામ તો આપેલ છે. વળી શું છે? ત્યારે રામદાસ કહે કે–મહારાજ મેં તો શ્રી રણછોડજીની આજ્ઞાથી નામ આપેલ છે, અને મને તેની આજ્ઞા છે કે–શ્રી આચાર્યજી પાસેથી નામ નિવેદન કરાવજે. આ સાંભળીને શ્રી આચાર્યજીએ નામ નિવેદન કરાવ્યું અને પછી ઘેર આવી ગૃહસ્થાશ્રમ કરવા લાગ્યા. આવા રામદાસજી શ્રી આચાર્યજીના કૃપાપાત્ર હતા.

## વાર્તા ૪૧ મી.

### શ્રી આચાર્યજીના સેવક ગોવિંદ દવેની વાર્તા.

ગોવિંદ દવે શ્રી ઠાકોરજીની સેવા ઉત્તમ પ્રકારે કરતા હતા પણ મનમાં વિગ્રહ હતો, તેથી ગોવિંદ દવેએ શ્રી આચાર્યજીને એક વિનંતિ પત્ર લખી મોકલ્યો કે મહારાજ! મારા મનમાં વિગ્રહ બહુ રહે છે હું શું કરૂં? શ્રી આચાર્યજીએ નવરત્ન ગ્રન્થ પ્રગટ કરી ગોવિંદ દવેને લખી મોકલ્યો અને પત્રમાં લખ્યું કે-આ ગ્રન્થનો તું પાઠ નિત્ય કરજે તેથી સર્વ વિગ્રહતા મટી જશે. તે કૃપાપત્ર આવ્યો ત્યારે ગોવિંદ દવે નવરત્નનો પાઠ કરવા લાગ્યા તે પાઠ કરવાથી ગોવીંદ દવેની સર્વ વીગ્રહતા મટી ગઈ, અને શ્રી ઠાકોરજીની સેવા સારી રીતે કરવા લાગ્યા,

એક સમય ગોવિંદ દવે મીરાંબાઈને ઘેર હતા ત્યાં મીરાંબાઈ સાથે ભગવદ વાર્તા કરતા હતા ત્યારે શ્રી આચાર્યજીએ શ્રવણ કર્યું કે ગોવિંદ દવે મીરાંબાઈને ઘેર ઉતર્યા છે. ત્યારે શ્રી ગુંસાઈજીએ એક શ્લોક લખી વ્રજવાસી સાથે મોકલ્યો તે વ્રજવાસીએ ત્યાં જઈ ગોવીંદ દવે સન્ધ્યા વંદન કરતા હતા તે-સમય પત્ર આપ્યો તે પત્ર વાંચતાંજ તત્કાળ ઉઠયા ત્યારે મીરાંબાઈએ બહુ સમાધાન કર્યું પણ ગોવીંદ દવેએ પાછું જોયુ જ નહીં.

એક સમય શ્રી આચાર્યજી દ્વારકા પધાર્યા, ત્યારે ગોવીંદ

દવે અને જગન્નાથ જોશી અને પાંચ સાત વૈષ્ણવ હતા તેઓએ શ્રી આચાર્યજીને વિનતી કરી કે-મહરાજ! કાંઈક કથા કોહો, ત્યારે શ્રી આચાર્યજીએ કથા કહેવા માટે પોથી ઉઘાડી એટલામાં ગોવીંદ દવે સાથે શ્રી રણછોડજી વાતો કરવા લાગ્યા ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે પોથી ઉઘાડવી છે હવે વાતો કેમ કરે છે ? આમ કહીને શ્રી આચાર્યજી વાતો કરે છે, ત્યારે પોતે પોથીને બાંધી અને પછી પોઢયા.

સર્વ વૈષ્ણવ શ્રી આચાર્યજીના થાળનો મહાપ્રસાદ લેતા એક દીવસ શ્રી આચાર્યજીએ ખવાસને કહ્યું કે-તું આ વઈષ્ણવને થાળનો પ્રસાદ આપીશ નહીં, તે દીવસથી શ્રી આચાર્યજીનો મહાપ્રસાદ વૈષ્ણવોને મળ્યો નહી તેથી તે દીવસે સર્વ વઈષ્ણવોએ ઉપવાસ કર્યો, ત્યારે શ્રી રણછોડજીએ શ્રી આચાર્યજીને કહ્યુ કે-તમે વૈષ્ણવોને નિત્ય થાળ આપો છો, તેમ તેઓને નીત્ય આપો છો ત્યારે બીજે દીવસે શ્રી આચાર્યજીએ ગોવીંદ દવે અને જગન્નાથ જોશીને કહ્યું કે-તમે કાલે મહાપ્રસાદ કેમ ન લીધો,ભુખ્યા શા માટે રહ્યા, ત્યારે ગોવીંદ દવે અને જગન્નાથ જોશીએ શ્રી આચાર્યજીને વિનંતી કરી કે—મહારાજ ! કાલે આપનો થાળનો મહાપ્રસાદ ન મળ્યો, ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે—તમને મારા થાળનો મહા પ્રસાદ આપત તો નહિ પણ તમારી સીપારસ મોટે ઠેકાણેથી થઈ છે, તેથી હવે દેવો પડયો, ત્યાર પછી નીત્ય જેમ થાળનો

મહાપ્રસાદ દેતા હતા તેમજ દેવા લાગ્યા ત્યારે તે વૈષ્ણવ પ્રસન્ન થઈને રસોઈ કરવા લાગ્યા, અને શ્રી આચાર્યજી દ્વારકામાં બીરાજ્યા ત્યાંસુધી વઈષ્ણવ પાસે રહ્યા, પછી શ્રી આચાર્યજી શ્રી રણછોડજી પાસેથી વીદાય થઈને અડેલમાં પધાર્યા ત્યારે સર્વ વઈષ્ણવ શ્રી આચાર્ય સાથે આવ્યા, તેથી આચાર્યજીને અડેલમાં પહોંચાડીને પછી પોત પોતાને ઘેર આવ્યા; અને શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા, તે ગોવીંદ દવે આવા શ્રી આચાર્યજીના મહા કૃપાપાત્ર ભગવદીય હતા તેની વારતાનો પાર નથી.

---

### વારતા ૪૨ મી

### શ્રી આચાર્યજીના સેવક રાજા દવે તથા માધવ દવે બે ભાઈઓની વાર્તા.

સોતા ગામમાં બે ભાઈ સાચોરા બ્રાહ્મણ રહેતા હતા, તેમાં એકનું નામ હરીકૃષ્ણ અને બીજાનું રામકૃષ્ણ નામ હતું મોટો ભાઈ રામકૃષ્ણ ઘણું ભણ્યો હતો, અને નાનો મુર્ખ હતો, અને મોટો જે ભણ્યો હતો તે, ગામના ચોતરા ઉપર બેસીને પટેલની પાસે કથા કહેતો હતો, અને નાનો ભાઈ મુર્ખ હતો, તે ખેતરનું રક્ષણ કરતો હતો, સર્વ ટહેલ કરતો, એક દીવસ મોટો ભાઈ કોઈ કામે ગામ ગયો હતો, તે દીવસે અહીં કથા રહી ગઈ, એક દીવસ વરસાદ ઘણો થયો, તેથી નાનો ભાઈ ખેતરથી ઘેર આવ્યો ત્યારે તેની ભાભીએ કહ્યું કે-તમે જમી

હ્યો, ત્યારે તે દીયરે કહ્યુ કે ટાઢ ભહુ લાગે છે. અને હું બહુજ પલળ્યો છું, માટે તું ગરમ ગરમ પીરસે તે હું જમી લઉં, ત્યારે ભોજાઈએ કહ્યું કે તું ખાતો ખા હું તો સુઈ રહું છું, અને જેવું છે તેવું ખા નહિ તો ઉઠી જા, ત્યારે તે દીયરના મનમાં બહુજ ખોટું લાગ્યું અને પોતાના મનમાં વિચાર કર્યો કે હું દેશનો ત્યાગ કરૂં અને કયાંક નીકળી જાઉં ત્યાર પછી ઘરમાથી નીકળીને વિચાર કરવા લાગ્યો કે રાજા દવે તથા માધવ દવે મોટા મહા પુરૂષ છે માટે એઓને નમસ્કાર કરીને પછી જાઉં એમ વિચારીને ત્યાં ગયો અને બે ભાઈઓને નમસ્કાર કર્યા અને રોવા લાગ્યો ત્યારે દવેજીએ પુછયું કે તું કોણ છે ? પછી તેને જોઈને ઓળખ્યો અને તેને કહ્યુ કે તું તો અમુકનો પુત્ર છે હરીકૃષ્ણ તારૂં નામ છે દવેજીએ કહ્યું કે તમારો સેવક આવ્યો છે અને આ પ્રસંગ તેના મોટા ભાઈ પાસે કહેશો નહી ત્યારે તે બે ભાઈ બેઠા અને ત્યાર પછી દવેજીને નાના ભાઈએ સર્વ વાર્તા નીવેદન કરી, ત્યારે દવેજીએ કહ્યું કે તારા ઉપર શ્રી આચાર્યજીનો હાથ છે, તેથી આવું કેમ ન થાય ત્યારે તેના મોટા ભાઈએ કહ્યું કે-મેંતો શ્રી આચાર્યજીનાં દરશન કરયાં નથી, મેં તો તેમને જોયા છે, અને જે પ્રમાણે આના ઉપર કૃપા કરી ને કૃતાર્થ કરેલ છે તે પ્રમાણે મારા ઉપર કૃપા કરીને કૃતાર્થ કરો. ત્યારે દેવજીએ તેને પણ કૃતાર્થ કર્યો. નામ સંભળાવ્યું પછી બન્ને ભાઈને મહાપ્રસાદ લેવરાવ્યો પછી નાના ભાઈએ દવેજીને કહ્યુ કે-જો આજ્ઞા હોય તો અનાજ, મુદ્રા

ગાય અને ભેંસો તથા કપડાં વગેરે જે ત્યાંથી મળેલું છે તે સર્વ આપના મંદીરમાં આપે, ત્યારે દવેજીએ કહ્યુ કે તમે તો જાણો છોજ કે એ ધનના માલિક શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. ત્યારે તેણે કહ્યું કે આપની આજ્ઞા પ્રમાણે છે. ત્યારે દવેજીએ કહ્યું કે અન્ન, ગાય ભેંસ એ સર્વ દ્રવ્ય એક સ્થળે નાખો પછી દવેજી પાસેથી બે ભાઈ વિદાય થઈને પોતાને ઘેર આવ્યા. અને સર્વ દ્રવ્ય એક સ્થળે રાખ્યું પછી થોડા દિવસમાં શ્રી આચાર્યજી દ્વારકાં પધાર્યા ત્યારે સીદ્ધપુરમાં રાણાવ્યાસને ત્યાં ઉતર્યા. ત્યારે દવેજી એ સર્વ દ્રવ્ય લઈને શ્રી આચાર્યજીનાં દર્શન માટે સીદ્ધપુરમાં આવ્યા અને આવીને શ્રી આચાર્યજીનાં દરશન કરયાં પછી તે બંને ભાઈને શ્રી આચાર્યજી પાસે નામ નિવેદન કરાવ્યું અને તે દ્રવ્ય હતું તે ભેટ કરયું. પછી બે ચાર દિવસ રહીને પોતે આગળ પધાર્યા, ત્યારે રાજાદવે તથા માધવદવે તથા તે બે ભાઈ બ્રાહ્મણ શ્રી આચાર્યજી પાસેથી વિદાય થઈ પોતાને ઘેર આવ્યા પછી તે બે ભાઈ રાજાદવે તથા માધવદવે આચાર્યજીના સંગથી મહા ભગવદીય થયા માટે સંગ કરવો તો ભગવદીયનો કરવો તે બે દવેજી શ્રી આચાર્યજીના મહાકૃપાપાત્ર ભગવદીય હતા.

---

લ્યો, ત્યારે તે દીયરે કહ્યુ કે ટાઢ ભહુ લાગે છે. અને હું બહુજ પલળ્યો છું, માટે તું ગરમ ગરમ પીરસે તે હું જમી લઉં, ત્યારે ભોજાઈએ કહ્યું કે તું ખાતો ખા હું તો સુઈ રહું છું, અને જેવું છે તેવું ખા નહિ તો ઉઠી જા, ત્યારે તે દીયરના મનમાં બહુજ ખોટું લાગ્યું અને પોતાના મનમાં વિચાર કર્યો કે હું દેશનો ત્યાગ કરૂં અને કયાંક નીકળી જાઉં ત્યાર પછી ઘરમાથી નીકળીને વિચાર કરવા લાગ્યો કે રાજા દવે તથા માધવ દવે મોટા મહા પુરૂષ છે માટે એઓને નમસ્કાર કરીને પછી જાઉં એમ વિચારીને ત્યાં ગયો અને બે ભાઈઓને નમસ્કાર કર્યા અને રોવા લાગ્યો ત્યારે દવેજીએ પુછયું કે તું કોણ છે ? પછી તેને જોઈને ઓળખ્યો અને તેને કહ્યુ કે તું તો અમુકનો પુત્ર છે હરીકૃષ્ણ તારૂં નામ છે દવેજીએ કહ્યું કે તમારો સેવક આવ્યો છે અને આ પ્રસંગ તેના મોટા ભાઈ પાસે કહેશો નહી ત્યારે તે બે ભાઈ બેઠા અને ત્યાર પછી દવેજીને નાના ભાઈએ સર્વ વાર્તા નીવેદન કરી, ત્યારે દવેજીએ કહ્યું કે તારા ઉપર શ્રી આચાર્યજીનો હાથ છે, તેથી આવું કેમ ન થાય ત્યારે તેના મોટા ભાઈએ કહ્યું કે-મેંતો શ્રી આચાર્યજીનાં દરશન કરયાં નથી, મેં તો તેમને જોયા છે, અને જે પ્રમાણે આના ઉપર કૃપા કરી ને કૃતાર્થ કરેલ છે તે પ્રમાણે મારા ઉપર કૃપા કરીને કૃતાર્થ કરો. ત્યારે દેવજીએ તેને પણ કૃતાર્થ કર્યો. નામ સંભળાવ્યું પછી બન્ને ભાઈને મહાપ્રસાદ લેવરાવ્યો પછી નાના ભાઈએ દવેજીને કહ્યુ કે—જો આજ્ઞા હોય તો અનાજ, મુદ્રા

ગાય અને ભેંસો તથા કપડાં વગેરે જે ત્યાંથી મળેલું છે તે સર્વ આપના મંદીરમાં આપે, ત્યારે દવેજીએ કહ્યુ કે તમે તો જાણો છોજ કે એ ધનના માલિક શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. ત્યારે તેણે કહ્યું કે આપની આજ્ઞા પ્રમાણે છે. ત્યારે દવેજીએ કહ્યું કે અન્ન, ગાય ભેંસ એ સર્વ દ્રવ્ય એક સ્થળે નાખો પછી દવેજી પાસેથી બે ભાઈ વિદાય થઈને પોતાને ઘેર આવ્યા. અને સર્વ દ્રવ્ય એક સ્થળે રાખ્યું પછી થોડા દિવસમાં શ્રી આચાર્યજી દ્વારકાં પધાર્યા ત્યારે સીદ્ધપુરમાં રાણાવ્યાસને ત્યાં ઉતર્યા. ત્યારે દવેજી એ સર્વ દ્રવ્ય લઈને શ્રી આચાર્યજીનાં દર્શન માટે સીદ્ધપુરમાં આવ્યા અને આવીને શ્રી આચાર્ય-જીનાં દરશન કરયાં પછી તે બંને ભાઈને શ્રી આચાર્યજી પાસે નામ નિવેદન કરાવ્યું અને તે દ્રવ્ય હતું તે ભેટ કરયું. પછી બે ચાર દિવસ રહીને પોતે આગળ પધાર્યા, ત્યારે રાજાદવે તથા માધવદવે તથા તે બે ભાઈ બ્રાહ્મણ શ્રી આચાર્યજી પાસેથી વિદાય થઈ પોતાને ઘેર આવ્યા પછી તે બે ભાઈ રાજાદવે તથા માધવદવે આચાર્યજીના સંગથી મહા ભગવદીય થયા માટે સંગ કરવો તો ભગવદીયનો કરવો તે બે દવેજી શ્રી આચાર્યજીના મહાકૃપાપાત્ર ભગવદીય હતા.



## વાર્તા ૪૩ મી.

### શ્રી આચાર્યજીના સેવક શ્લોકદાસ સાચોરા બ્રાહ્મણની વાર્તા.

તે ઉત્તમસ્લોકદાસ શ્રી નાથજીના સેવકની રસોઈ કરતા અને સર્વને પોતે પીરસતા હતા, તેથી સર્વ સેવક ઉત્તમ સ્લોકદાસને માતાજી કહીને બોલતા હતા, સેવકને પ્રીતિથી પીરસતા હતા તેથી શ્રી ગુસાંઈજી તેના ઉપર બહુ પ્રસન્ન રહેતા હતા. તે ઉત્તમ સ્લોકદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વારતા ૪૪ મી.

### શ્રી આચાર્યજીના સેવક સાચોરા બ્રાહ્મણ ઇશ્વરદવેની વાર્તા.

ઈશ્વર દવે શ્રી નાથજીની રસોઈ કરતા હતા. અને ઉત્તમ શ્લોકદાસ પણ શ્રી નાથજીના સેવકની રસોઈ કરતા હતા. જ્યારે ઉત્તમ સ્લોકદાસનો દેહ પડયો ત્યારે ગુંસાઈશ્રીએ ઈશ્વર દવેનું ઉત્તમ સ્લોકદાસ નામ રાખ્યું તે શ્રી નાથજીના સેવકની રસોઈ કરતા, અને પોતાની ગાંઠના પૈસાનુ ઘી મગાવીને પોત પોતાના નેક કરતાં સર્વને વિશેષ પીરસતા હતા તેથી સર્વ સેવક તેને માતાજી કહેતા હતા આ વારતા શ્રવણ કરી શ્રી ગુંસાઈજી બહુજ પ્રસન્ન થયા અને દવેને પુછયું કે—ભાવ્યું મારા પૈસાનું ઘી મંગાવીને કેમ પીરસો છો ? ત્યારે ભાઈ દવેકહ્યું કે—મહારાજ! એઓને સેવામાં શ્રમ બહુ

થાય છે આ સાંભળી શ્રી ગુસાંઈજી બહુજ આનન્દ પામ્યા.
અને કહ્યું કે શેવકના ઉપર આને વાત્સલ્ય છે. ઈશ્વરદવેને શ્રી
ગુસાઈજીએ કહ્યુ કે મરજીમાં આવે તે માગો. હું તમારા ઉપર
બહુ પ્રસન્ન થયો છું ત્યારે ઈશ્વરદવેએ કહ્યું કે મહારાજ! મારૂં
મન આપ ઉપરથી અપ્રસન્ન થાય ત્યારે વઈષ્ણવોએ શ્રી
ગુસાઈજીને કહ્યું કે મહારાજ! આણે આશું માગ્યું? આરે શ્રી
વણ કરતાની સાથે શ્રી ગુંસાઈજી તો ચુપ થઈ ગયા. ત્યારૂપ કરી
દાશે શ્રી ગુંસાઈજીને પુછ્યું કે મહારાજ! મારા મનમ કહ્યું કે
છે કે—ઉત્તમશ્લોકે આશું માગ્યું ત્યારે શ્રી ગુસાંઈજીએ
આ શંકાનું સમાધાન તેથીજ થશે તેથી તે વૈષ્ણવોએ ગશ્રૂાર
શ્લોકદાસને પુછ્યું કે-તમે શ્રી ગુંસાઈજી પાસે શું માગ્યું-ને
ત્યારે ઊત્તમશ્લોકદાશે કહ્યું કે જ્યારે શ્રી ગુંસાઈજીએ મારા
ઉપર પ્રસન્ન થઈને કહ્યુ કે-હું તારા ઊપર પ્રસન્ન થયો છું
માટે તું માગ. ત્યારે શ્રી ગુસાંઈજી મને પ્રિય લાગ્યા. ત્યારે
મનમાં વિચાર થયો કે આજ પ્રભુની પ્રસન્નતાથી બરાબર
પ્યારો લાગું છું. અને હું સેવક છું અને જો કદાચ કોઈ
અપરાધથી મન પ્રસન્ન થઈ જાય તો મારૂં મન કયાંક બગડે
તો તેથી એ માગ્યું કે-નિરંતર આપના ચરણકમળ ઊપર મન
રહે તે એના દેવાથી રહે આ વાતથી વઈષ્ણવ પ્રસન્ન થયા.
અને વીચારયું કે સેવકનો આવોજ ધર્મ જોઈએ પછી શ્રી
ગુસાઈજીએ પ્રસન્ન થઈને શ્રી અંગની સેવા આપી તેથી તે
મુખીઆ ભીતરીઆ થયા તે ઊત્તમસ્લોકદાસ શ્રી આચાર્ય

જીના પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી કેટલીક લખીએ.

---

વારતા ૪૫ મી

શ્રી આચાર્યજીના સેવક સારસ્વત બ્રાહ્મણ વાસુદેવની વાર્તા.

એક સમય શ્રી આચાર્યજીના મોટા પુત્ર શ્રી ગોપીનાથજી પીરસલી આગરા પધાર્યા, આગરાના વઈષ્ણવોએ એકશોએક રહેતા હ ેટ કરી પછી શ્રી ગોપીનાથજીએ આજ્ઞા કરી કે કોઈ આવા ઈષ્ણવ છે કે આ મોહોર અમારે ઘેર પહોંચાડે ત્યારે દાસે કહ્યું કે મહારાજ! મોહોર મને આપો હું પોહો- ા, ત્યારે તે મોહોર વાસુદવદાસ છકડાને આપી તેણે તે મોહોરનો ગોળો કર્યો તે ગોળાની માર્ગમાં પુજા કરતા હતા એમ કરતાં પાંચમે દિવસે અડેલ પહોચ્યા. એટલે ગામથી બહાર ગોળાને વીંખી નાખી મોહોર કાઢી અને શ્રી ગુંસાઈ- જીને આપી. તથા પત્ર પણ આપ્યો પછી પત્ર વાંચી શ્રીગુસાં- ઈજીએ મોહોર ગણી લીધી પછી શ્રી ગુસાંઈજીએ વાસુદેવદા- સને લેવરાવ્યો. પછી વાસુદેવદાસે વિજ્ઞપ્તિ કરી કે મોહારાજ! પત્રનો પ્રત્યુત્તર લખાવી આપો અને મોહોરોની પોહોચ લખાવી અપાવો હું પ્રભાતે જઈશ. એટલે શ્રી ગુસાંઈજીએ મોહોર તથા પત્ર પોહોચ્યાનો જવાબ લખાવી અપાવ્યો. અને વાસુદેવદાસને આપ્યો પછી વાસુદેવદાસ નિદ્રાવંશ થયા જ્યારે પાછલી એકઘડી રાત રહી ત્યારે વાસુદેવદાસ

ઉઠયા અને શ્રી ગુસાંઈજી પાસે આવી દંડવત કરી અડેલથી ચાલ્યા. તે પાંચમે દિવસે શ્રી દ્વાર આવ્યા અને શ્રી ગોપીનાથજીને શ્રી ગુંસાઈજીનો પત્ર આપ્યો તે પત્ર વાંચીને શ્રી ગોપીનાથજીને શ્રી બહુજ પ્રસન્ન થયા અને પુછયું કે—મોહોર શી રીતે લઈ ગયા ત્યારે વાસુદેવદાસે કહ્યું કે મહારાજ ! મોહોરનો ગોળો બનાવી તેનું પુજન કરતો લઈ ગયો હતો ત્યારે શ્રી ગોપીનાથજીએ કહ્યું કે એ પ્રમાણે ન કરવું જેને સ્વરૂપ કરી માનીએ તેને એમ કેમ કરાય ? ત્યારે વાસુદેવદાસે કહ્યું કે મહારાજ પ્રતીષ્ટા થઈ ન હતી.

કે--આપણા જેટલો પ્રસાદ હોયતેલઈને છારછુ દરવાજે આવજે ત્યારે નાનોભાઈ તેમ કરી છારછુ દરવાજે બેઠા અને તે બોએ સર્વસામગ્રી દ્રઢ કરી કેડ સાથેબાંધી અને તેબન્ને છારછુદરવાજે આવ્યા અને જુવે છે તો નાનોભાઈ પ્રસાદ લઈને બેઠેલ છે તે પ્રસાદથી વાસુદેવદાસની ઝોળી ભરી. અને તેને વિદાય કર્યા. અને પોતે બે ભાઈઓ પોતાને ઘેર આવ્યા અને વાસુદેવદાસ મથુરા આવ્યા. ત્રીજેપહોરે શ્રી ગુસાંઈજી સ્નાન કરવા પધાર્યા હતા. તે સમય વાસુદેવદાસ સામગ્રીલઈને આવીને ઉભા રહ્યા ત્યારે શ્રી ગુસાંઈજીએ ઉઠીને વાસુદેવદાસની કેડેથી સામગ્રી છોડી લીધી અને શ્રી ગુસાંઈજી તેના ઉપર બહુજ પ્રસન્ન થયા અને આજ્ઞા આપી કે મહાપ્રસાદની સામગ્રી રાખી છે. તેનો પ્રસાદ લીઓ. ત્યારે વાસુદેવદાસ સ્નાન કરીને આવ્યા. અને પ્રસાદ લીધો વાસુદેવદાસનેક્ષુધા બહુહતી. તેથી દોઢમણ પ્રસાદ ખાધો તેનો ખોરાક જેમ ઘણો હતો, તેમ પરાક્રમ પણ વિશેષ હતું.

શ્રીગુસાંઈજી શ્રીઠાકોરજીની સેવા કરી નિત્ય બહાર આવીને ખવાસ કે--તું થેલી લઈને વિશ્રાંત જજે, અને પોતે દર્શન માટે જન્મસ્થાન પધારતા અને ત્યાં દર્શન કરી વિશ્રાંતસ્થાન પધારતા હતા. આ પ્રમાણે નિત્ય શ્રી ગુસાંઈજી કરતા હતા, એક દિવસ કાજીની પાસે મથુરાના સર્વ ગોબાએ આવીને ચાડી કરી કે--તમે એની પાસેથી લાગો લીધો એના શેવક આવ્યા છે. તે તમને બે ચાર હજાર રૂપીઆ આપસે. એટલે

કાજી બસો મનુષ્ય હથિયાર બંધ લઈને જન્મસ્થાન આવ્યો એટલામાં શ્રી ગુસાંઈજીકેશવરાયજીનાદર્શનેપધાર્યા અને દર્શન કરી બહાર આવી ઘોડા ઉપર બેઠા ત્યારે કાજીએ કહ્યું કે--હવે તમે ક્યાં જસો ? ત્યારે વાસુદેવદાસે શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે મહારાજ !મને એમની દાનત ખરાબ લાગે છે ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે--એ શું કરનાર છે ? તારાથી થાય તે તુ કર. એટલે વાસુદેવદાસે એકના હાથમાં ઢાલ અને ગુરજ જોઈ એટલે તેને તમાચો મારી તેની પાસેથી ઢાલ અને ગુરજ લઈ લીધી એટલે તેની પાછળ જે વીશપચીશ માણસ હતાં તે બધાં ભાગીને હવેલીનાં બારણાં બંધ કરીનેસંતાઈ ગયા. અને શ્રી ગુસાંઈજી અસ્વારૂઢ થઈ પધાર્યા. ત્યારે વાસુદેવદાસે કહ્યું કે--મહારાજ ! આજ્ઞા હોયતો દરવાજો ભાંગીને આ સર્વને મારૂં ત્યારે શ્રી ગુસાંઈજીએ ના પાડી અને કહ્યું કે--તારૂં એ શું લે છે. પછી શ્રી ગુસાંઈજી વિશ્રાંત પધારયા. ત્યારે તે કાજી ગળામાં પાદુકા લઈ પોતાનાં માણસો સાથે લઈ આવીને વિનંતિ કરવા લાગ્યો કે મહારાજ ! આજ અમે કનઈયાને જોયો ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તે એવો છે કે જો હું તેને આજ્ઞા આપત તો તે એકલો સર્વને મારત. આ પ્રમાણે કહી કાજીનું સમાધાન કરીને તેને ઘેર મોકલ્યો. શ્રી ગુસાંઈજીની કૃપાથી શ્રી આચાર્યજીના શેવક આવા પ્રબળ હતા.

એક સમય સિહનન્દમાં ઉત્સવ હતો. ત્યારે વાસુદેવદાસને બોલાવ્યા નહિ. સિહનન્દના વઈષ્ણવો મળીને ગોકુળમાં શ્રી

ગુસાંઈજીને દર્શને આવ્યા. અને તેની સાથે વાસુદેવ પણ આવ્યા ત્યારે વઈષ્ણવોએ શ્રી ગુસાંઈજીનાં દર્શન કરર્યા. પછી એક સમયવાસુદેવદાસેશ્રીગુસાંઈનેવિનંતિ કરી કે મહારાજ! સિહનન્દમાં ઉત્સવ થાય છે ત્યારે મને બોલાવતા નથી. ત્યારે શ્રી ગુસાંઈજીએ તે વઈષ્ણવો પઈકી જે ચાર પાંચ મુખ્ય હતા તેને પુછ્યું કે તમેવાસુદેવદાસનેઉત્સવકીર્ત્તનમાં કેમ બોલાવતા નથી ત્યારે વૈષ્ણવોએ વિનંતિકરીને કહ્યુંકે મહારાજ! વાસુદેવ દાસનેમોટામાંબોલાવીએછીએઅને નાના ઉત્સવમાં બોલાવતા નથી. પણ તેને ન બોલાવવાનું કારણ એ છે--જો એ ભુખ્યા રહેતો દોષ લાગે ત્યારે શ્રીગુસાંઈજીએ એવો ઠરાવ કર્યો કે જ્યારે સૌ વૈષ્ણવને બોલાવવામાં આવે ત્યારે ૫૦ વૈષ્ણવ અને બીજા પચાશનાબદલામાંવાસુદેવદાસ એકલા આવે. એ પ્રમાણે જ્યાં પચાસ બોલાવવામાં આવે ત્યાં પચીસ વૈષ્ણવ અને પચીશનાબદલામાંવાસુદેવદાસએ પ્રમાણે જેટલા બોલાવવામાં આવે તેટલાના અર્ધમાં વાસુદેવદાસને બોલાવવાનો ઠરાવ કર્યો. ત્યારે વૈષ્ણવોએ કહ્યું કે—મહારાજ! એતો ભુખ્યા રહેસે. ત્યારે શ્રીગુસાઈજીએકહ્યું કે દશ શુધીમાં અર્દ્ધમાં વાશુદેવદાસને બોલાવવા. તેમ ગમે તેમ થાય તેમાં તમે શું કરસો? માટે આ મારી આજ્ઞા પ્રમાણે કરતાં તમને કાંઈ બાધ નથી. તમે વાશુદેવદાસ ને બોલાવજો અને તે ભુખ્યા રહે તો તેમાં તમને કાંઈ દોપ નથી. એ આચાર્યજીનો સેવક છે. માટે તેને બોલાવ્યા વગર ઉત્સવ કરશોનહી ત્યારે વૈષ્ણવોએ કંહ્યું કે—મહારાજની

આજ્ઞા પ્રમાણે કરશું પછી વૈષ્ણવોએ કેટલોક સમય ત્યાં રહીને સર્વ વૈષ્ણવ પાછા સિહનન્દન ગયા. અને તે પ્રમાણે કરવા લાગ્યા, શ્રીગુસાંઈજી વાશુદેવદાસને શ્રી આચાર્યજીનો સેવક જાણી આવીઅનુપમ કૃપા કરતાહતા. શ્રીઆચાર્યજીના આવા વાશુદેવદાસ કૃપાપાત્ર હતા.

વાર્તા ૪૬ મી.

શ્રી આચાર્યજીના સેવક વેણુબાવાઅનેકૃષ્ણદાસઘઘરીઆતથા યાદવદાસની વાર્તા

વેણુબાવા હૃદયનાનેત્રથી નિહાળતા હતા. વેણુબાવા અને તેના નાનાભાઈ કૃષ્ણદાસ એ બે શ્રી કેશવરાયજી પાસે કીર્તન કરતા હતા. ત્યાં યાદવદાસ પણ સાથે રહેતા જ્યારે કીર્ત્તન કરવા લાગ્યા ત્યારે આ પદ ગાતા હતા, 'દેખરીનૈનન ગિરવર ધરન' આ પદ ગાતાં ગાતાં કૃષ્ણદાસે પોતાનો દેહ ત્યાગ કર્યો ત્યારે યાદવદાસે વેણુબાવાને કહ્યુ કે—આ પદ ગાતાં કૃષ્ણદાસે પોતાના દેહનો ત્યાગ કર્યો છે ત્યારે વેણુબાવાએ કહ્યું કે-હુંતો મારો દેહ શ્રી નાથદ્વારમાં છોડીશ. પછી કૃષ્ણદાસનો સંસ્કાર કર્યો. અને શુતક ઉતર્યા પછી શ્રી નાથદ્વારમાં છોડીશ પછી ચાલ્યા. અને ત્યાં આવી પર્વત ઉપર વેણુબાવાએ શ્રી નાથજીના દર્શન કર્યા. પછી કીર્તન કર્યું ત્યારે શ્રીનાથજીના ગળામાંથી પુષ્પની માળા પડતાં તે માળા અને એક બીડું રામદાસ ભીતરીઆએ વેણુબાવાને આપ્યું એટલે તેણે તે મસ્તક ઉપર ચડાવ્યું ત્યારે ભીતરીઆએ કહ્યુ કે—તમને શ્રી નાથજીએ વિદાયગીરી કરી. એટલે તેણે શ્રીનાથજીને દંડવત. કર્યા. અને નીચે ઉતર્યા. તે સમય યાદવદાસને કહ્યુ કે-હું તો પર્વતથી નિચે ઉતરી મારો દેહ ત્યાગ કરીશ. તમે સાવ

રહેજો. અને તરત આવજો. આ પ્રમાણે કહી શ્રીનાથજીને દંડવતકરી નિચેઉતરી પોતાનોદેહત્યાગકર્યો પછી વેણુબાવાનો સંસ્કાર યાદવદાસે કર્યો અને શુતક ઉતર્યા પછી શુદ્ધ થઈને શ્રી ગુસાંઈજી પાસે યાદવદાસ આવ્યા દર્શન કરી દંડવત કર્યા એટલે શ્રીગુસાંઈજીયે તેનેપરમભગવદીય જાણી મનમાં વિચાર કર્યો કે-કોઈ દિવસ આની પણ આવીજ સ્થિતિ છે આ પ્રમાણે વિચાર કરી તેને શ્રીનાથજીની શેવામાં રાખવાનો વિચાર કર્યો. આ પ્રમાણે વીચાર કરી કહ્યું કે તમે એકલા છો માટે હવે શ્રી નાથજીની સેવા કરો. આ પ્રમાણે આજ્ઞા થતાં યાદવદાસે ઉતમ પ્રકારે શ્રીનાથજીની સેવા કરી. સેવાથી પરવારી નીચે ઉતરતા અને લાકડાં પડેલાં હોય તે એકઠાં કરતા એમ એકઠાં કરતા જાણ્યું કે લાકડાં પુર્ણ થયાં ત્યારે શ્રીનાથજીની આજ્ઞા માગી દંડવત કરી નીચે ઉતર્યા અને અગ્નિ લાકડામાં મુકયો તે લાકડાનો પ્રથમ ચોતરો કરેલો તે ઉપર પોતે પોઢયા. અને ધ્વજાને પ્રણામ કર્યા અને શ્રીનાથજીનું સ્મરણ કરી યાદવદાસે પોતાનો દેહ ત્યાગ કર્યો આ પ્રમાણે પોતાના હાથે પોતાનો સંસ્કાર કર્યો પોતાનો હાથે કરવાનું કારણ એ છે કે-સંસ્કાર કરતા સેવકને કષ્ટ પડે છે અને સેવામાં વીરોધ આવે એ કર્યા પછી બે દીવસ થયા ત્યારેશ્રીગુસાંઈજીએ કહ્યુકે યાદવદાસ કેમ જણાતા નથી તે કયાં ગયા છે? ત્યારે સેવકોએ કહ્યુ કે મહારાજ! યાદવદાસ વનમાં લાકડાં ભેગાં કરતા હતા ત્યારે ગુસાંઈજીએ કહ્યુકે ત્યાં જઈનેજોઈઆવોશ્રીગુસાંઈજીએ આજ્ઞાથી

વૈષ્ણવો જઈને જુએ છે તો રાખનો ઢગલો પડયો છે. આ વાર્તા વૈષ્ણવોએ શ્રી ગુસાંઈજીને કહી ત્યારે શ્રીગુસાંઈજીએ શ્રી મુખથી કહ્યું કે—આવો ભગવદ ભકત કે કોઈને દુખ આપ્યું નહિ. યાદવદાસ શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય કે જેણે સ્વેચ્છાથી પોતાનો દેહ ત્યાગ કર્યો. વેણુબાવા કૃષ્ણદાસ અને યાદવદાસ આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

### વારતા ૪૭ મી.

#### શ્રી આચાર્યજીના સેવક સારસ્વત બ્રાહ્મણ જગતાનદની વાર્તા

જગતાનંદ, સરસ્વતી ઉપર કથા કહેતા હતા. તે સમય શ્રી આચાર્યજી થાણેશ્વર પધાર્યા. શ્રી આચાર્યજી પધાર્યા ત્યારે જગતાનંદે એક શ્લોકનું વ્યાખ્યાન કરયું ત્યારે શ્રી આચાર્યજીએ કેહ્યું કે આનો ભાવ ઘણો છે ત્યારે જગતાનન્દે કહ્યુ કે-કે શ્લોકનો અર્થ તો જે શ્રી શુકદેવજીએ કહેલ છેતે તો કહયો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે— શ્રી શુકદેવજી તો બાળક છે. ત્યારે જગતાનન્દે કહ્યું કે-વિશેષ વ્યાખ્યાન હોય તો તમે જ આવીને કહો. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તું વ્યાસાસન ઉપર બેઠેલ છો. હું તારો અતિક્રમ કેમ કરૂં ? આટલું સાંભળતાં વેંત જગતાનન્દ આસનનો ત્યાગ કરી ઉભા થયા. ત્યારે શ્રી આચાર્યજીએ આસન ઉપર વસ્ત્ર પાથરી પોથી પધરાવી. અને તેની નીચે પોતે બેઠા. અને તે શ્લોકનો ભાવ ફેરવીને તેનો અર્થ કહયો. તે વ્યાખ્યાન કરતાં ત્રણ પહોર થઈ ગયા. ત્યારે શ્રી

આચાર્યજીએ કહ્યું કે આ શ્લોકનું વ્યાખ્યાન બે ત્રણ માસ સુધી ચાલે પણ હમણાં તમે ભુખ્યા હશો માટે ઉઠો. જગતાનન્દે કહ્યું કે-મહારાજ ! આપતો ઈશ્વર ગમે તેમ અર્થ કરો આપને ભાવ ઘટાડવાનો નથી. ત્યારે શ્રી આચાર્યજીએ પોથી બાંધી એટલે જગતાનંદે સાષ્ટાંગ દન્ડવત કરી કહ્યું કે મહારાજ? મારૂં ઘર પાવન કરો. તમે તો સાક્ષાત પુર્ણ પુરૂષોતમ છો. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે-તું તો અન્ય માર્ગીય છે. હું તારે ઘેર શી રીતે આવું ? ત્યારે જગતાનન્દે સ્નાન કરી વિનતિ કરી કે મહારાજ ! મારા ઉપર કૃપા કરીને મને નામ આપો. ત્યારે શ્રી આચાર્યજીએ નામ આપ્યું અને તેને ઘેર પધાર્યા. અને જગતાનંદના સેવ્ય ઠાકોરજીને તે તુળશીમાંજ રાખી નિત્યે એક લોટી શ્રી ઠાકોરજીના ઉપર રેડતો તે શ્રી ઠાકોરજીને શ્રી આચાર્યજીએ તુળશીમાંથી કાઢી પંચામૃતથી સ્નાન કરાવ્યું નોખા પધરાવી શૃંગાર કરી રાજભોગ ધર્યો અને જગતાનંદને સેવાનો પ્રકાર સીખવ્યો. ત્યારથી જગતાનંદ ઊત્તમ ભગવદીય થયા. અને શ્રી ઠાકોરજીની ઉત્તમ પ્રકારે સેવા કરવા લાગ્યા. તે જગતાનન્દ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

વાર્તા ૪૮ મી.

શ્રી આચાર્યજીના સેવક વિશ્વમ્ભરદાસ અને આનન્દદાસની વાર્તા

તે બે ભાઈ ક્ષત્રિય હતા, મહાકૃપાપાત્ર ભગવદીય હતા. તે બે બાપ સાથે બેસીને ભગવદ વાર્તા કરતા. તથા શ્રી આચા-

ર્યજીની વાર્તા અહર્નીશ કરતા. કોઈ સમય વાર્તા કહેતાં જો નાના ભાઈને નિદ્રા આવતી તો શ્રી ઠાકોરજી હોંકારો દેતા. પણ તે વાર્તા ભગવદ વાર્તાના આવેશથી મોટો ભાઈ આનન્દદાસ જાણતા નહિ કે કોણ હોંકારો આપે છે. જ્યારે વાર્તા કહી રહેતા ત્યારે આનન્દદાસ વિશ્વમ્ભરદાસને પુછતા કે-મેં તને વાર્તા કરી તે તું સમજ્યો, ત્યારે વિશ્વમ્ભરદાસ કહે કે મેં તો આટલે સુધી જ સાંભળી છે. પછી મને નિદ્રા આવતી હતી. ત્યારે આનન્દદાસે કહ્યું કે તું તો હમણાં સુધી હોંકારો આપતો હતો, ત્યારે વિશ્વંભરદાસે કહ્યું કે મેં તો હોંકારો આપ્યો નથી. ત્યારે આનન્દદાસે કહ્યુ કે શ્રી ઠાકોરજીએ હોંકારો આપ્યો હશે. ત્યારે તે બે ભાઈ પોતાના મનમાં બહુજ પ્રસન્ન થયા. અને કહ્યું કે આપણાં મહાભાગ્ય છે કે જે શ્રી આચાર્યજીની કૃપાથી શ્રી ઠાકોરજીએ હોંકારો આપ્યો, અને આપણી સર્વ વાર્તા શ્રવણ કરી, તે બે ભાઈ શ્રી આચાર્યજીના મહા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

## વાર્તા ૪૯ મી.

### શ્રી આચાર્યજીની સેવીકા એક બ્રાહ્મણીની વાર્તા

શ્રી આચાર્યજીએ તે બ્રાહ્મણીના ઉપર શ્રી બાલકૃષ્ણજીની સેવા પધરાવી હતી. તે પોતાના ઘરમાં કેવળનિકંચન હતી તેથી તે શ્રી ઠાકોરજી પાસે માટીનો કુંજો ભરી રાખતી. અને સામગ્રી પણ માટીના વાસણમાં કરતી હતી. ઘર નાનું હતું તેથી

લામાં જ મંદિર વિગેરેની ગોઠવણ કરી હતી, આંખે થોડું દેખતી હતી. ઘરડી હતી. તે જોઈને સર્વ કહેવા લાગ્યા કે-શ્રી આચાર્યજીએ શું જોઈ ને સેવા પધરાવી છે. આતો કાંઈ પણ સમજતી નથી. આ પ્રમાણે પરસ્પર સર્વ વૈષ્ણવ ચર્ચા કરતા હતા. એક દિવસ ફરતા ફરતા શ્રી આચાર્યજી તે બ્રાહ્મણીના ઘર પાસેથી નિકળ્યા. ત્યારે સાથે વૈષ્ણવ હતા. તેઓએ શ્રી આચાર્યજીને વિનંતિ કરી કે મહારાજ ! આપે આ વૃદ્ધ બ્રાહ્મણીના ઉપર શ્રી બાલકૃષ્ણની સેવા પધરાવી છે. તેનું આ ઘર છે. માટે તેને ઘેર પધારીને જુઓ. ત્યારે શ્રી આચાર્યજી અન્તર્યામી તે બ્રાહ્મણીને ઘેર પધારયા. તે સમય તે બ્રાહ્મણી રસોઈ કરતી હતી. રોટલી કરીને ઘીથી ચોપડતી જાય અને શ્રી ઠાકોરજી આરોગતા જાય પણ તેને તો કાંઈ દેખાય નહી. તેથી કહે કે ઉંદર કે બીલાડી લઈ જાય છે કે શું ? એમ કહેતી જાય અને રોટલી કરતી જાય અને શ્રી ઠાકોરજી આરોગતા જાય તે શ્રી આચાર્યજી પોતે ઊભા ઊભા જોયા કરે પછી શ્રી આચાર્યજીએ તે ડોશીને કહ્યું કે અરે બાઈ ! તારાં મહાભાગ્ય છે કે તારી કરેલી રોટલી શ્રી ઠાકોરજી પોતે આરોગે છે. ત્યારે તે બાઈએ દંડવત કર્યા અને કહ્યું કે—મહારાજ ! હું જાણતી નહતી કે રાજ પધાર્યા છે. મને તો કાંઈ દેખાતું નથી પણ તમારા કહેવાથી શ્રી ઠાકોરજી માની લઉં છું. ત્યારે શ્રી આચાર્યજીએ વૈષ્ણવોને કહ્યું કે શ્રી ઠાકોરજી તો કેવળ સ્નેહાધીન છે તેથી શ્રી ઠાકોરજી આરોગે છે અને તેની ભક્તિ માની લે છે. ત્યારે તે વૈષ્ણવ હસીને

મૌન થઈ ગયા. પછી શ્રી આચાર્યજી પોતાને ઘેર પધારયા, અને તે બાઈના ઊપર બહુજ પ્રસન્ન થયા, તે બાઈ શ્રી આચાર્યજીની આવી પરમ કૃપાપાત્ર ભવદીય હતી.

---

વારતા ૫૦ મી.

શ્રી આચાર્યજીની સેવીકા એક ક્ષત્રિયાણીની વાર્તા

તે ક્ષત્રિયાણી પોતે રેંટીયો કાંતતી હતી અને સુતર કાંતવાના જે બે ત્રણ પૈસા આવે, તેની જે સામગ્રી આવતી તે લાવતી. અને બાળભોગ કરીને શ્રીઠાકોરજીને સમર્પણ કરતી. અને નિર્વાહ કરતી એક દિવસ એવો વિચાર કર્યો કે-હવે દિવસે દિવસે સુતર જરા જરા વિશેષ કાંતું. આવો વિચાર કરી વધારે કાતતી ને એકઠું કરતી જાય. તે દશબાર ટકાનું એકઠું કર્યું તે વેચીને પૈસા કર્યા. અને તેનું ઘી તથા ખાંડ લાવી અને ઘેર લાવી મેંદો છાણી પછી બીજે દિવસે શેવના લાડુ સિદ્ધ કર્યા. અને મનમાં કહ્યુ કે-દશ બાર દિવસની સામગ્રી થઈ છે તેથી તેટલા દીવસમાં નિશ્ચિત થઈ તેદીવસ શ્રી ઠાકોરજીને આરોગાવી અને તેની સામગ્રી એક હાંડલામાં ભરી મંદીરમાં રાખી પછી શ્રીઠાકોરજીને રાજભોગ ધર્યો. પછી ભોગ સરાવી આરતી કરી પોતે મહાપ્રસાદ લઈ સુતર કાંતવા લાગી. એટલે શ્રી ઠાકોરજી પોતે સિંહાસન ઉપરથી ઉતરીને સામગ્રીનું વાસણ લઈ આરોગવા લાગ્યા. ત્યારે મંદીરમાં વાસણનો અવાજ થવા લાગ્યો. ત્યારે ક્ષત્રીયાણીએ કહ્યું કે-શું

ઉંદર કે બીલાડી છે જોઉં તો ખરી. એમ વીચાર કરી ત્યાં જોવા ગઈ અને જોયું તો શ્રીઠાકોરજી સિંહાસન ઉપર વાસણ લઈને બેઠા છે અને તેમાંના લાડુ ખાય છે આ જાઈને તે ક્ષત્રીયાણી છાતી કુટવા લાગી. અને કહેવા લાગીકે-આ સામગ્રી તો આપનેજ માટે દશબાર દીવસની કરી રાખી હતી. આ તમે શુંકર્યું ! કે આજેજઆરોગી ગયા.ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે-શું તેં ગણીને આજેજ કરી રાખી તે આળસુ થઈ સામટી કરી રાખી, રોજનવીન થતીહતી ત્યારે તે ક્ષત્રીયાણી બોલી કે-મહારાજ! મારો અપરાધ ક્ષમા કરો. હવેથી નવી સામગ્રી કરી નીત્ય સમર્પણ કરીશ, ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે રોજના કરતાં વધારે સામગ્રી કરવી નહી. શ્રી ઠાકોરજીને આરોગતા જોઈને તે બાઈ છાતી કુટતી હતી તોપણ શ્રી ઠાકોરજી તો આનંદપુર્વક આરોગતા હતા. તેણે છાતી તે માટે કુટી ન હતી શ્રી આચાર્યજીના માર્ગની એ મર્યાદા છે. તે શ્રી ઠાકોરજી પાસે ભોગ ધરીએ તે આરોગે ઉપાડીને મુકીએ તે ન આરોગેશ્રીઠાકોરજીએશ્રીઆચાર્યજીના માર્ગની મર્યાદાનો ભંગ કર્યો. તે પ્રમાણે કદાચિત મને પણ છોડે તે કારણથી તે બાઈએ છાતી કુટી હતી. ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યુ કે- તું તો આજેજ એવું કરીને પરવારી હતી રોજ નવી ન થાત. ત્યારે તે બાઈને નિશ્ચય થયો કે-માર્ગની મર્યાદા તો શ્રી ઠાકોરજીએ છોડી નથી. દશ બારદિવસમાટે નિશ્ચંત થઈ તેથી શ્રી ઠાકોરજી આરોગ્યા, તે ક્ષત્રિયાણી આવી પરમ ભગવદીય હતી. તેને

એક ક્ષણ પણ સેવાથી શ્રી ઠાકોરજી સ્વસ્થ થવા દેતા નહી. સેવામાં સદા તતપર રહે. તે બાઈને શ્રી ઠાકોરજી આ પ્રમાણે સાનુભાવ હતા. જે જોઈએ તે માગી લેતા, એવી કૃપા પાત્ર ભગવદીય હતી. તેની વાર્તાનો પાર નથી.

---

વારતા ૫૧ મી

શ્રી આચાર્યજીની સેવકાઓ સાસુ-વહુની વારતા

સાસુ-વહુને માગે શ્રી આચાર્યજીએ શ્રી દામોદરજીની સેવા પધરાવી હતી. તેને શ્રીઠાકોરજી સાનુભાવ હતા. એક સમય શ્રી આચાર્યજીનું થાણેશ્વર પધારવું થયું અનેત્યાંજ રહ્યા પણ સિંહનન્દ પધાર્યા નહિ; કારણ કે થાણેશ્વર અને સિંહન્નદ વચમાં સરસ્વતી નદી છે તેને શ્રી આચાર્યજી ઉલંઘતા નહી; કારણકે પોતે આચાર્યજી હતા આકારણથી થાણેશ્વરમાં રહેતા તેથી જ્યારેશ્રીઆચાર્યજીથાણેશ્વર પધાર્યા ત્યારે સાસુએ વહુને કહ્યુકે હુંશ્રીઆચાર્યજીનાંદર્શને જાઉંછું તું શ્રીઠાકોરજીની સેવા સારી કરજે શૃંગાર કરી સામગ્રી સીદ્ધ કરી ભોગ ધરજે આ પ્રમાણે વહુને કહી સાસુ શ્રી આચાર્યજીના દર્શને ગઈ. એટલે વહુતો સ્નાન કરી સેવા કરવા લાગી જ્યારે સામગ્રી સીદ્ધ થઈ ત્યારે શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો સમયાનુસાર ભોગ સરાવી જુવે છે તો સામગ્રી તેમની તેમ પડી છે તે જોઈને વહુએ વીનંતી કરી કે-મહારાજ ? હું તો કાંઈ જાણતી નથી અને સાસુએ કહ્યુ પણ નથી. અને આરોગતા નથી તેનું

કારણ શું ? હવે હું શું કરૂં ? આ પ્રમાણે ઘણાં કરૂણાજનક વચનો કહીને ખેદ કરવા લાગી, કે જો મારામાં કાંઈ ભુલ હોય રસોઈ સારી થઈ ન હોય, તથા વાસણ માજવામાં ભાન રહ્યુ નહી હોય તેથી શ્રી ઠાકોરજીઆરોગતાનથી પછી ભોગ સરાવી વાસણ માજી સારી રીતે ધોઈ સ્વચ્છ કરી સામગ્રી કરીને ભોગ ધર્યો અને સમય થતાં ભોગ સરાવવા ગઈ અને જુએ છે તો જેમની તેમ સામગ્રી પડેલી છે તેથી બહુજ રોવા લાગી અને વીનંતી કરીને કહ્યુ કે મહારાજ! હું કાંઈ જાણુતી નથી કે તમે આરોગતા નથી મારા દેહનો કાંઈ દોષ છે એમ વીચાર કરતી જાય છાતી ભરાઈ આવે, અને વળી કહે કે- મારો શું અપરાધ હશે ? કે શ્રી ઠાકોરજી આરોગતા નથી વળી પાછાં વાસણ માંજીને તીજીવાર ભોગ ધર્યો અને સમય થતાં સરાવવા જતાં સામગ્રી જેમની કેમ પડી હતી ત્યારે તો મહા ખેદ પામી કે- હવે તે કરૂં શું ? શ્રી ઠાકોરજી ભુખ્યા રહેશે સાસુ તો કાંઈ કહી ગયા નથી એમ કહી મુર્છા યુક્ત થઈને શ્રી ઠાકોરજીની પાસે પૃથ્વી ઉપર પડી ગઈ અને બહુજ દુ:ખ પામી તેથી તે જરા નીદ્રા યુક્ત થઈ ગઈ. પ્રભાતથી જળ પણ લીધું ન હતું તેથી ગળું સુકાવા લાગ્યૂં અને તેથી અતી વ્યાકુળ થઈ ગઈ ત્યારે શ્રી ઠાકોરજી તેવું દુખ સહન કરી શકયા નહી એટલે સિંહાસનથી નીચે ઉતરીને શ્રી ઠાકોરજીએ તેને કહ્યું કે તું ભુખી છે માટે કાંઈક ખાઈલે ત્યારે તેણે કહ્યું કે— હું તો ખાઈશ નહી, જ્યાર આપને આરોગતા જોઈશ ત્યારે પ્રસાદ લઈશ, ત્યારે શ્રી ઠાકો-

રજીએ કહ્યું કે તું જળની ઝારી લઈને આવી અને કહ્યુ કે આ માંજવી નથી. અરે ! તારૂં ગળું સુકાઈ જાય છે. તું જરા જળ-પાન તો લે; ત્યારે શ્રી ઠાકોરજીએ પોતાના શ્રી હસ્તથી તેના મુખમાં જળ રેડયું અને કહ્યું કે-પ્રભાતે તું જોઈશ તેમ હું આ-રોગીશ એટલે તેણે ઉઠીને સખડી મહાપ્રસાદ ગાયોને લેવરાવ્યો અને રસોઈ માટે સર્વ તઈયારી કરી રાખી રાત્રે ઉત્સાહ પુર્વક સુઈ રહી. અને પ્રભાતે ઉઠીને નિત્ય કર્મ તથા સ્નાન કરી પછી રસોઈ કરી અને જયારે પાક સિદ્ધ થયો. ત્યારે શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો અને જયારે ટેરો સરકાવવા લાગી ત્યારે શ્રી દામોદરજી બોલ્યા કે તું હમણાં શામાટે ટેરો સરકાવે છે. હવે તું જો હું આરોગું છું. અને સર્વ સામગ્રી યથાસ્થિત રહેશે. ત્યારે તેણે ત્યાં ઉભા રહીને શ્રી ઠાકોરજીને ભોજન કરતા જોયા શ્રી ઠાકોરજીના ભોજન કર્યા પછી સર્વ સામગ્રી થાળમાં જે-મની તેમ જોઈ. ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે-આ પ્રમાણે તું નિત્ય જાણજે ત્યારે તેણે કહ્યું કે હું તો નજરે જોઉં ત્યારે જાણુ ત્યારપછી નીત્ય ભોગ ધરે અને ઠાકોરજી ભોજન કરતા જુવે અને શ્રી ઠાકોરજી પણ તેના દેખતા ભોજન કરે જે જોઈએ તે માગી લે પછી હાંસી ઈત્યાદી કરે પછી તેને સર્વ સેવાનો અનુભવ કરાવ્યો, અને આ વાત શ્રી ઠાકોરજીએ શ્રી આચાર્ય જીને કહી ત્યારે શ્રી આચાર્યજીએ આ વાત તેની સાસુને કહી કે શ્રી ઠાકોરજી સાનુભાવ જણાવે છે. ત્યારે શ્રી તેની સાસુએ કાંઈ પણ કહ્યુ નહિ. પછી તે શ્રી આચાર્યજી પાસેથી વિદાય

થઈને પોતાને ઘેર આવી. અને બીજે દિવસે પોતે સેવા કરી રસોઈ કરીને ભોગ ધર્યો. અને જ્યારે ભોગ સર્યો ત્યારે વહુ ચમકી કે શ્રી ઠાકોરજી આરોગ્યા નહિ. ત્યારે સાસુએ કહ્યું કે સાંભળ શ્રી ઠાકોરજી તો બાળક છે માટે તારાથી હળ્યા હસે. માટે તું રસોઈ ઝટ કર એટલે વહુએ રસોઈ કરી ભોગ ધરયો ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યુ કે હું તો હમણાં જમેલો છું. ત્યારે વહુ કહે કે હું તો નજરે જોઉં તો માનું એમ કહ્યુ ભોગ ધરી કહ્યું કે મહારાજ આરોગો. ત્યારે સાસુનાં જોતાં શ્રી ઠાકોરજી આરોગ્યા ત્યારથી સાસુ રસોઈ કરે અને થાળ ધરવા વહુને બોલાવે એ-ટલે વહુ થાળ લઈ જઈ આરોગાવે આ વાર્તા શ્રી ઠાકોરજીયે શ્રી આચાર્યજીને કહી પછી તે થાણેશ્વર શ્રી આચાર્યજીના દરશન માટે ગઈ અને ત્યાં જઈ દરશન કર્યા તો શ્રી આચાર્ય-જી પાક કરતા હતા ત્યારે વહુ રોટલી વણવા બેઠી ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તારી સર્વ વાત મને શ્રી ઠાકોરજીએ કહી છે એ સાંભળી તે હસવા માંડી અને કહ્યુ કે આટલી વાત શ્રી ઠાકોરજીના પેટમાં રહી નહિ; પછી કહ્યું કે મહારાજ! બા-ળકને શું પુછો છો? આ સાંભળી શ્રી આચાર્યજી પ્રસન્ન થઈ શ્રી મુખથી કહેવા લાગ્યા કે વાહ, કેવો સંબંધ છે શ્રી આચા-ર્યજીએ કહ્યું કે નિત્ય સાલન કેમ કરતી નથી, ત્યારે વહુએ કહ્યું કે બાળકના મનમાં આવે તે કરીએ તે શ્રવણ કરી શ્રી આચાર્યજી બહુ પ્રસન્ન થયા, તેની સાસુ ઉત્તમ સામગ્રી કરતી તે શ્રી ઠાકોરજીને બહુ પ્રિય લાગતી હતી અને તે સાસુ વહુ

૫૨ બહુ પ્રસન્ન રહેતા હતા તેથી સાસુ વહુને દરશન દેવા તથા જોવા શ્રી આચાર્યજી પ્રતિવર્ષ થાણેશ્વર પધારતા હતા અને ત્યારે કહેતા કે હું શું કરૂં ! સરસ્વતી ઉલંઘવી નથી નહી તો હું આને સિહનન્દમાં દર્શન દેત તે સાસુ-વહુ આવા કૃપાપાત્ર ભગવદીય હતાં.

---

વારતા ૫૨ મી

શ્રી આચાર્યજીની સેવીકા કૃષ્ણાદાસીની વારતા.

કૃષ્ણાદાસી અડેલમાં શ્રી રૂકમણી વહુજીની ખવાસી કરતી હતી એક સમય વહુજીને ગર્ભ રહયો ત્યારે કૃષ્ણાદાસીએ કહ્યુ કે આ સમય પુત્ર થસે તેનું નામ શ્રી ગોકુળનાથ રાખીશ તે પછી જયારે પુરા દહાડા થયા ત્યારે વહુજીના પેટમાં દુખ થતાં દાસીએ જોશીને પુછયું કે હાલ મુહુર્ત કેવું છે? ત્યારે જોશીએ તે દીવસ સારો ન કહયો ત્યારે કૃષ્ણાદાસીએ વહુજીના પેટે હાથ ફેરવી કહ્યુ કે મહારાજ! હાલ તો ન પધારો આજનો દિવસ ચોખો નથી આમ કહેતાની સાથે દુખ મટી ગયું અને બે ત્રણ દીવસ ગયા પછી કૃષ્ણાદાસીએ વિચાર કર્યો કે હવે જોશીને પુછુ કે આજનો દીવસ કેવો છે એમ વીચારી જોશીને પુછતાં જોશીએ કહ્યુ કે આજનો દિવસ ઉત્તમ છે. ત્યારે કૃષ્ણા દાસીએ વહુજીને વિનતી કરી કે હવે પોઢો બાળક પ્રગટ થસે ત્યારે વહુજી મહારાજ પોઢયા એટલે દાસીએ તેના પેટ ઉપર હાથ ફેરવી કહ્યુ કે મહારાજ! હવે પધારો ત્યારે શ્રી ગુંસાઈજી

તો શ્રી નાથજી પધાર્યા હતા તે સમય પેટમાં દુખ થવા માંડ્યું, અને બાળકનો જન્મ થયો. એટલે દાસીએ શ્રી ગોકુળનાથજી નામ રાખ્યું અને પછી શ્રી ગુંસાઈજીને વધામણી મોકલી એ-ટલે શ્રી ગુસાંઈજી અડેલ પધાર્યા અને નામ કરણ કર્યું ત્યારે વલ્લભ નામ રાખ્યું પછી કૃષ્ણાદાસીના કહેવાથી શ્રી ગોકુળનાથજી નામ રાખ્યું આવી કૃષ્ણાદાસીના ઉપર કૃપા હતી અને તેથી બે નામ પ્રસિદ્ધ થયા.

પછી ધનપર્યમજીનો જન્મ થયો ત્યારે નામનો વીચાર કરતાં શ્રી વલ્લભજીએ કહ્યું કે શ્રી ગોકુળનાથજી નામ રાખો ત્યારે શ્રી ગુસાંયજી કહ્યું કે એ નામ તો તમારૂં છે ત્યારે બે નામ પ્રમાણ કરયાં, શ્રી વલ્ભકુળમાં સર્વ શ્રી વલ્લભ નાત કહે છે અને સર્વ જગતમાં શ્રી ગોકુળનાથજી નામ પ્રસિદ્ધ છે. અને જન્મપત્રિ-કામાં શ્રી કૃષ્ણ છે તે ગુપ્ત રાખ્યું શ્રી ગુસાંઈજીએ કહ્યું કે એક નામ ગુપ્ત રહે. કૃષ્ણાદાસી શ્રી આચાર્યજીની આવી કૃપાપાત્ર ભગવદીય હતી.

વારતા ૫૩ મી.

શ્રી આચાર્યજીના સેવક બુલામિશ્ર પંડિતની વારતા

પંડિતજી ક્ષત્રીયના પુરોહિત હતા. તેની સ્ત્રીને સંતતી ન હતી. તેથી તેણે બીજી સ્ત્રી કરી. તો તેને પણ છોકરૂ થયું નહિ. ત્યારે વહએ ક્ષત્રીયને કહ્યું કે તમે હરિવંશ પુરાણ સાંભળો તો સંતતિ થસે ત્યારે તેણે જઈને સેલામિશ્રને પ્રાથના કરી કે તમે

મને હરિવંશ પુરાણ સંભળાવો. ત્યારે તેણે કહ્યું કે હવણાં તો મને નવરાશ નથી જ્યારે અવકાશ મળશે ત્યારે તમારે ઘેર આવીને સંભળાવીશ એટલે તે ક્ષત્રી પોતાને ઘેર આવ્યો અને જ્યારે એક મહિનો થયો ત્યારે અચાનક પંડીતજી તે ક્ષત્રીયને ઘેર આવ્યા એટલે તે ક્ષત્રિએ તેનો ઘણો સતકાર કર્યો, ત્યારે પંડીતજીએ કહ્યુ કે તમે બન્ને સ્ત્રી પુરૂષ સ્નાન કરી આવીને પછી બેસો. પછી દેહ શુદ્ધિ માટે દાન કરાવ્યું અને પછી હરી-વંશનો છેલો એક શ્લોક સંભળાવ્યો.

इदंमयातेहरिकीर्तनंमहत
श्रीकृष्णमहात्म्यायपारमद्भुतं।
श्रेवणयवस्त्रीपूसमायुमरफलैं
पच्यापिलोकेपुसदुर्लभंमहत् -

આ છેલો હરિવંશનો શ્લોક ક્ષત્રિયને પંડિતજીએ સંભળાવી આશીરવાદ આપ્યો. અને મંત્રાક્ષત ભણીને તે ક્ષત્રિયની મોટી સ્ત્રીના ખોળામાં નાખ્યા. ત્યારે તે ક્ષત્રિયે કહ્યુ કે-પંડિતજી આ તમે શું કરયું ? આ સ્ત્રીને રજસ્વલા ધર્મ પણ થતો નથી. તે સાંભળી પંડિતજીએ કહ્યુ કે-શ્રીઠાકોરજી સમર્થ છે. જો આપશે તો એનેજ શ્રીઠાકોરજી પુત્ર આપશે. મેં તો આને અક્ષત આપ્યા તે તો આવ્યા. આ પ્રમાણે કહીને પંડીતજી તો પોતાને ઘેર જવા લાગ્યા. ત્યારે સ્ત્રીએ વીનંતી કરી કહ્યુ કે મને આખું હરિવંશ પુરાણ સંભળાવો ત્યારે પંડીતજીએ કહ્યુ કે-આખાનું ફળ એકજ શ્લોકમાં શ્રીઠાકોરજી આપશે. એમ કહીને પોતાને

નથી. તારી વૃત્તીને મારે શું કરવી છે ? મારે તો સર્વસ્વ શ્રી આચાર્યજી છે. હું તો તેનો છું એના વગર બધું મારે ત્યાગ છે મને તો એના ચરણારવીન્દનો આશ્રય છે, આવી તો વૃત્તીઓ ઘણી છે. રામદાસજી શ્રીઆચાર્યજીનાઆવા કૃપા પાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.

---

## વાર્તા ૫૫ મી.

### શ્રી આચાર્યજીના સેવક રામદાસ ચહુઆણુની વાર્તા

રામદાસ ચહુઆણુ ગોદ્ધનની કંદરામાંરહેતા હતા તે જયારે પ્રથમ શ્રીઆચાર્યજી શ્રીનાથદ્વાર પધાર્યા. અને જયારે શ્રી ગોવર્ધનનાથજીયે પાટ બેસાડયા ત્યારે રામદાસ ગુફામાંથી બહાર આવ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે રામદાસ શ્રી ગોવર્ધનનાથજીની સેવા સાવધાનીથી કરજે. રામદાસે તો ત્યાં ઈટનું નાનું મંદીર બનાવ્યું એટલે શ્રી આચાર્યજીએ તેમાં શ્રી નાથજી પધારાવ્યા. તેપહેલા શ્રીગોવરધન નાથજી તો શ્રીગોવર્ધન પર્વત ઉપર બીરાજતા હતા ત્યાં વ્રજવાસી લોકોએ છાણુની એક ઓટલી કરી હતી ત્યાં બેસતા હતા અને કોઈ કોઈ વેળા તથા દહી દુધ વ્રજ વાસી ધરતા, દેવદમન એ નામ કહેતા દુધ દહી અને માખણુ વીગેરે સર્વઆરોગતા તથા શ્રી ગોપાલલાલજી એ નામ પણુ કહેતા શ્રી નાથજી નામ પ્રકટ કર્યું અને ત્યારથી શ્રી નાથજી સર્વ કહેવા લાગ્યા. રામદાસજી

ઘેર ગયા અને પછી મોટી સ્રીને ઋતુકાળ પ્રાપ્ત થતાં તે ગર્ભવતી થઈ. અને પુરા દિવસે પુત્રનેજન્મ આપ્યો પંડીતજી શ્રી આચાર્યજીના આવા ભગવદીય હતા. તેના અનુગ્રહથી તેને પુત્ર થયો હરિવંશ પુરાણનો એક શ્લોક સાંભળવાથી આખું સાંભળવાનું ફળ મળ્યુ તે બુલામિશ્ર પંડીત પરમ કૃપા પાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

---

### વારતા ૫૪ મી.

#### શ્રી આચાર્યજીનાં સેવક મીરાં બાઇના પુરોહિત રામદાસજીની વાર્તા

એક દિવસે મીરાંબાઈના શ્રીઠાકોરજી પાસે રામદાસજી કીર્તન કરતા હતા. અને શ્રીઆચાર્યજીનાં પદ ગાતા હતા. ત્યારે મીરાંબાઈએ કહ્યું કે-બીજા પદ શ્રીઠાકોરજીનાં ગાઓ ત્યારે રામદાસજીએ ક્રોધાવેશ થઈ મીરાંબાઈએ કહ્યુ કે અરે! આ કોનું પદ છે. આ શું તારા ધણીનુંમાથું છે જા, જા, આજ થી તારૂં મુખ કોઈ દિવસ જોઈશ નહિ. આ પ્રમાણે કહી કુટુમ્બ લઈ ત્યાંથી ચાલ્યા. ત્યારે મીરાંબાઈએ ઘણું કહ્યું પણ રામદાસજીએ માન્યું નહિ. એટલુંજ નહિ પણ તેનું મુખ જોયું નહિ, આવા પોતાના પ્રભુથી અનુરક હતા. અને તે દિવસથી મીરાંબાઈની વૃત્તિનો ત્યાગ કર્યો. તેના ગામના સમીપમાંથી નિકળે પણ નહિ. મીરાંબાઈએ ઘણીવાર બોલાવ્યા. પણ તે આવ્યાજ નહિ. એટલે તેને ઘેર ભેટ મોકલી તો તે પણું રાખી નહિ, અને કહ્યુ કે-રાંડ? તને શ્રી આચાર્યજીના ઉપર મમત્વ

નથી. તારી વૃત્તીને મારે શું કરવી છે ? મારે તો સર્વસ્વ શ્રી આચાર્યજી છે. હું તો તેનો છું એના વગર બધું મારે ત્યાગ છે મને તો એના ચરણારવીન્દનો આશ્રય છે, આવી તો વૃત્તીયો ઘણી છે. રામદાસજી શ્રીઆચાર્યજીનાઆવા કૃપા પાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.

---

વાર્તા ૫૫ મી.

શ્રી આચાર્યજીના સેવક રામદાસ ચહુઆણની વાર્તા

રામદાસ ચહુઆણ ગોદ્ધનની કંદરામાંરહેતા હતા તે જ્યારે પ્રથમ શ્રીઆચાર્યજી શ્રીનાથદ્વાર પધાર્યા. અને જ્યારે શ્રી ગોવર્ધનનાથજીયે પાટ બેસાડયા ત્યારે રામદાસ ગુફામાંશ્રી બહાર આવ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે રામદાસ શ્રી ગોવર્ધનનાથજીની સેવા સાવધાનીથી કરજે. રામદાસે તો ત્યાં ઈટનું નાનું મંદીર બનાવ્યું એટલે શ્રી આચાર્યજીએ તેમાં શ્રી નાથજી પધારાવ્યા. તેપહેલા શ્રીગોવરધન નાથજી તો શ્રીગોવર્ધન પર્વત ઉપર બીરાજતા હતા ત્યાં વ્રજવાસી લોકોએ છાણાની એક ઓટલી કરી હતી ત્યાં બેસતા હતા અને કોઈ કોઈ વેળા તથા દહી દુધ વ્રજ વાસી ધરતા, દેવદમન એ નામ કહેતા દુધ દહી અને માખણ વીગેરે સર્વઆરોગતા તથા શ્રી ગોપાલલાલજી એ નામ પણ કહેતા શ્રી નાથજી નામ પ્રકટ કર્યું અને ત્યારથી શ્રી નાથજી સર્વ કહેવા લાગ્યા. રામદાસજી

શ્રી આચાર્યજીના પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેની વાં તે તાનો પાર નથી.

---

### વાર્તા ૫૬ મી.

#### શ્રી આચાર્યજીના સેવક પંડિતજી રામાનંદની વાર્તા

એક સમય થાણેશ્વરમાં શ્રી આચાર્યજી રામાનન્દ પંડિતને ઘેર પધાર્યા અને રાતત્યાંજ રહયા.પાછલી રાત થતાં રામાનન્દે પોતાની સ્રીને કહ્યુ કે તુરત ઉઠ છાણુ વધારે લાવ. ચોકા માટે જોઈશે પ્રભાતમાં વઈષ્ણવ લઈ જશે. તે સમયહાથ પગ ધોવા શ્રી આચાર્યજી ઉઠતા હતા તેના સાંભળવામાં આ વાત આવતાં બહું ક્રોધ યુકતથયા.અને રામાનન્દપંડિતને બોલાવ્યા અને પોતાના પાત્રમાં જળ લઈને મંત્ર ભણી તેના ઉપર છાંટયુ અને શ્રી મુખથી કહ્યું કે મેં તારો ત્યાગ કર્યો તેં મારા સેવકને એમ કેમ કહ્યુ કે તુરત ઉઠી ગોબર વધારે લે નહિ તો વૈષ્ણવ ઉઠીને લઈ જસે. આમ છે તો તું રસોઈનો સામાન કયાંથી કરીશ એમ કહી ત્યાંથી ઉઠીને ચાલ્યા એકક્ષણ પણ રહ્યા નહી અને થાણેશ્વરથી જરા છેટે મહા તીર્થ છે ત્યાં આવી સ્નાન કરયું જ્યારે રામાનંદને ઘેરથી શ્રી આચાર્યજીએ ચાલવા લાગ્યા ત્યારે થાણેશ્વરના વૈષ્ણવોએ ઘણી વિનતિ કરી છતાં શ્રી આચાર્યજી રહ્યા નહિ અને કહ્યું કે હું અહિ રહી જળપાન પણ કરીશ નહી ત્યાર પછી જે રામાનંદ પાસેથી નામ પામ્યું હોય તેને શ્રી ગુસાંઈજી ગંગાજળ કહેતા જ્યારે શ્રી આચાર્ય-

નથીજીનું પુનઃ થાણેશ્વર પધારવું થયું ત્યારે રામાનંદની સ્થિતિ વિકળ ગઈ હતી. અને બજારમાં જે વસ્તુ જોવામાં આવે તે ખાય કાંઈ પણ મર્યાદા રહી નહિ માત્ર એટલુંજ હતું કે જે ખાતા તે સમરપીને ખાતા હતા અને એટલું કહેતા હતા કે શ્રી નાથજી આપ આરોગજો આ પ્રમાણે બોલીને પછી મુખમાં મુકતા હતા એક દિવસ કંદોઈને ત્યાં સારી જલેબી જોવામાં આવતાં તેમાંથી જલેબી લઈને કહ્યું કે શ્રી નાથજી આપ આરોગજો એમ કહીને ખાધી તે સમય શ્રી નાથજીયે શ્રી આચાર્યજીને કહ્યું કે, આજે તો મેં ઘણીજ સારી જલેબી ખાધી છે ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે કોણે ધરી હતી ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે તમારા સેવક રામાનંદ પંડીતે ધરી હતી ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે મહારાજ? મેંતો એનો ત્યાગ કરેલો છે આપ તેને ત્યાં આરોગો છો? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે તમે મને શા માટે સોંપો છો! હુતો તમારે લીધે અંગિકાર કરૂં છું તમે મને જેને સોંપોછો તેનો તમે ત્યાગ કરોછો, પરંતુ હું તમારા સોંપેલાનો ત્યાગ કરતો નથી આ સાંભળી શ્રી આચાર્યજી મૌન થઈ ગયા અને દામોદર હરસાણીને આ વાર્તા શ્રી આચાર્યજીએ કહી ત્યારે દામોદરદાસે વિજ્ઞપ્તિ કહી કે—મહારાજ! આપ અને અંગિકાર કરશો. ત્યારે શ્રી આચાર્યજી એ કહ્યું કે એણે વૈષ્ણવનો અપરાધ કરેલો છે માટે લક્ષ જન્મ પછી અંગીકાર કરીશ શ્રી નાથજીએ અંગિકાર કર્યો છતાં આટલો અંતરાય પડ્યો માટે વૈષ્ણવ સાથે વિચારીને બોલવું વગર વિચારે કદી પણ બોલવું નહી.

---

વાર્તા ૫૭ મી.

શ્રી આચાર્યજીના સેવક વ્ણુદ સની વાર્તા.

વિષ્ણુદાસની વૃદ્ધાવસ્થાથતાં શ્રીગોકુળમાં શ્રીગુસાંઈજીની બેઠકને બારણે પાલખી કરતા હતા. અને કોઈ પંડિત આવે તો તેને પુછતા કે આપ કેમ પધારયા છો? કયાં જાઓછો ત્યારે પંડિત કહે કે હું વાદ કરવા માટે આવેલો છું તો વિષ્ણુદાસ કહે કે તમે મારીસાથે વાદ કરો. આમ કહી વિષ્ણુદાસ પંડિત સાથે વાદ કરી તેને નિરૂત્તર કરી દેતા હતા. વ્યાકરણ શાસ્ત્ર પુરાણ, ઈતિહાસ, વિગેરે સર્વ શાસ્ત્ર પુરાણ, ઇતિહાસ વિગેરે સર્વ શાસ્ત્રનાં વચન લઈને નિરૂત્તર કરી દેતા હતા-ત્યારે પંડિતો કહેતા કે—જેના દ્વારપાળ આવા પંડિત છે. તો તેના ધણીની શી વાત હશે. એક દિવસ શ્રી ગુસાંઈજીએ કહ્યું કે—હવે કોઈ પંડિત વાદ કરવા કેમ આવતો નથી? ત્યારે વઈષ્ણવોએ કહ્યું કે-મહારાજ! પંડિતોને વિષ્ણુદાસ નિરૂત્તર કરી દે છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ શ્રી મુખથી કહ્યું કે વિષ્ણુદાસ તમને તો શ્રી આચાર્યજીની કૃપાથી એવું સમર્થ્ય છે કે—તમે પંડિતોને જીતીને નિરૂત્તર કરો છો. પણ તેમ થવાથી બ્રાહ્મણોનો અતિક્રમ થાય છે. માટે હવેથી જો કોઈ પંડિત વાદ કરવાને આવે તો તેને મારી પાસે આવવા દેજો. ત્યાર પછી પંડિતને જવા દેતા. વિષ્ણુદાસ શ્રી આચાર્યજીના આવા કૃપા પાત્ર ભગવદીય હતા.

એક ભટ હતો તે શ્રી ગુસાંઈજીને કહેતો કે—તમારા સેવકોને હું જમાડીશ ત્યારે શ્રીગુસાંઈજી મૌન થઈ જ[illegible] ારણ કે તે

શ્રીગુસાંઈજીનો સસરો હતો. શ્રીઘનશ્યામ લાલજીનો નાનો હતો. એક દિવસ ભટજીએ શ્રીગુસાંઈજીને નોતરૂં આપ્યું એટલે ભોજન કરવાને માટે તેને ઘેર પધાર્યા. ત્યારે વિષ્ણુદાસ જળપાનનો લોટો લઈ સાથે ગયા. જ્યારે શ્રીગુસાંઈજી ભોજન કરીને ઉઠયા. ત્યારે વિષ્ણુદાસે તેને શુદ્ધ આચમન કરાવ્યું અને પછી શ્રીગુસાંઈજી મંદિરમાં પધાર્યા. અને વિષ્ણુદાસને આજ્ઞા આપી કે-કે તમે પ્રસાદ લઈ તુરત આવજો.જે થાળમાં શ્રીગુસાઈજીએ ભોજન કરયું હતું કે થાળમાંથી પ્રસાદ પોતાની પાતળમાં ધરીને થાળ ધોઈને મુકયો. અને પછી પોતે પ્રસાદ લેવાને માટે બેઠા. ત્યારે ભટજી બીજી સામગ્રી લઈને આવ્યા. ત્યારે વિષ્ણુદાસે ના પાડી કે મને જોઈશે નહિ. ત્યારે ભટે કહ્યુ કે-જુઠણુ શા માટે લીયો છો. સારી સામગ્રી લીયો. ત્યારે વિષ્ણુદાસે કહ્યું કે —મને જોઈશે નહિ. મારી પાળમાં નાખશો તો પાતળજ સ્પર્શ થઈ જશે. ત્યારે તો ભટજી ક્રોધ યુક્ત થયા. અને શ્રી ગુસાંઈજીને કહ્યું કે-તમારા શુદ્રે મને આ પ્રમાણે કહ્યું કે-મારી પાતળમાં અભડાશે માટે નાખશો નહિ આ સાંભળી શ્રી ગુસાંઈજી તો મૌન થઈ ગયા. અને પછી મન્દહાસ્ય કરીને ભટજીને કહેવા લાગ્યા કે-તમે અમારા સેવકને જજમાન કહેતા હતા તે તમારાથી અમારો એક શુદ્ર પણ જમાડી શકાયો નહિ અને બે સેવકોને શી રીતે જમાડશો ? ત્યારે ભટજી હસીને મૌન થઈ ગયા. તે વિષ્ણુદાસ શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

## વારતા ૫૮ મી

### શ્રી આચાર્યજીના સેવક જી ણુદાસ ક્ષત્રિયની વાર્તા.

એક સમય સિહનન્દના સર્વ વઈષ્ણવ મલીને શ્રી આચાર્યજીના દર્શનાર્થે અડેલ આવતા હતા. તેઓ માર્ગમાં એક સ્થળે ઉતર્યા. ત્યાં સર્વ વઈશ્ણવ પોતપોતાનો ચોકો દેતા હતા. તે સમય વરસાદ ચડી આવતાં સર્વ વઈશ્ણવો ચિંતા યુક્ત થતાં જીવણદાસે કેહ્યું કે—તમે ચિંતા ન કરો. એમ કહી શ્રી આચાર્યજીનું નામ દઈ વરસાદને આણ આપતાં તે રહી ગયો, એટલે સર્વ વઈશ્ણવોએ ભોગ ધરી મહાપ્રસાદ લીધો અને તે રાત ત્યાં રહી પ્રભાતે સર્વ અડેલ આવ્યા. અને શ્રી આચાર્યજીના દર્શન કરયાં પછી આ વાત શ્રી ગુસાંઈજી પાસે વઈશ્ણોવોએ કહી આ વાત સાંભળી શ્રી આચાર્યજીએ જીવણદાસને પુછ્યું કે-મારી આણ તેં કેમ આપી? અને આણ આપ્યા છતાં વરસાદ થાત તો શું કરત? ત્યારે જીવણદાસે કહ્યું કે—મહારાજ? એ કોણ છે કે આપની આણ આપ્યા છતાં વરશે? એ ઇંદ્રનું શું સામર્થ્ય છે? આવા જીવણદાસનાં વચન શ્રવણ કરતાં વચન શ્રી આચાર્યજી મન્દહાસ્ય કરી મૌન થઈ ગયા. જીવણદાસ ઉપર શ્રી આચાર્યજીની આવી કૃપા હતી. જીવણદાસને શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતી. તેની વાર્તા કેટલીક લખીએ.

### વાર્તા ૫૯ મી.

#### શ્રી આચાર્યજીના સેવક ભગવાનદાસની વાર્તા.

ભગવાનદાસે શ્રી આચાર્યજીની સેવા ઉત્તમ પ્રકારે કરેલી તેથી તેના ઉપર શ્રી આચાર્યજી બહુજ પ્રસન્ન થયા હતા. અને તેને પોતાની પાદુકા સેવા માટે આપી હતી. અને કહેલું કે-તું સારી રીતે તેની સેવા કરજે. શ્રી આચાર્યજીના વચનાનુસાર ભગવાનદાસ એવી સેવા કરતા હતા કે-તેને શ્રી ઠાકોરજી સાનુભાવ હતા. એક સમય શ્રી આચાર્યજીનું ભગવાનદાસને ઘેર પધારવું થતાં જ્યાં શ્રી આચાર્યજી બિરાજ્યા હતા ત્યાં નિત્ય ભગવાનદાસ પ્રણામ કરતા હતા. અને તે સ્થળે કોઈપણ પગ મુકતું નહિ. આવો તેનો ભાવ હતો. ભગવાનદાસ શ્રી આચાર્યજીના ઘણા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

### વાર્તા ૬૦ મી.

#### શ્રી આચાર્યજીના સેવક અચ્યુતદાસની વાર્તા

માનસીંગગા ઉપર અચ્યુતદાસ રહેતા હતા. ત્યાં ચક્રતિર્થ છે. અને તે નિત્ય શ્રીનાથજીના દર્શન માટે સુંગાર સમય આવતા હતા. પ્રદક્ષણા શ્રીનાથજીની દંડવતથી કરતા તેથી શ્રી ગુસાંઈજી તેના ઉપર બહુજ પ્રસન્નહતા. અનેશ્રી મુખથી કહેતા કે-અચ્યુતદાસ મહા ભગવદીય છે. મહા પુરૂષ છે. અચ્યુતદાસ શ્રીઆચાર્યજીના તથા શ્રીગુસાંઈજીનાપરમ કૃપા પાત્ર ભગવદીય હતા.

---

વારતા ૬૧ મી.

શ્રી આચાર્યજીના સેવક શ્રીનાથજીના ભીતરીયા ભગવાનદાસની વાર્તા

એક સમય બાલભોગની સામગ્રી ભગવાનદાસને હાથે દાઝી જતાં શ્રી ગુસાંઈજી તેનાં ઉપર ગુસ્સેથયા. અને તેને સેવાથી દુર કરતાં ભગવાનદાસ ગોવિન્દ કુન્ડ ઉપરઅચ્યુતદાસપાસેઆવ્યા એક સમય ગોવિન્દ કુન્ડ ઉપર સ્નાનર્થે શ્રાગુસાંઈજીનું પધારવું થતાં ભગવાનદાસે સર્વ સમાચાર અચ્યુતદાસને કહ્યા પછી સ્નાન કરી અચ્યુતદાસને દર્શન દેવા માટે શ્રી ગુસાંઈજીનું પધારવું થતાં દરશન કરતાંની સાથે અચ્યુતદાસનાં નેત્રોમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો આ જોઈને શ્રી ગુસાંઈજીએ પુછયું કે-તમને શું કષ્ટ છે ? ત્યારે અચ્યુતદાસે કહ્યું કે-મહ રાજ ? શ્રી નાથજીએ શ્રી આચાર્યજીને જીવને બ્રહ્મ સંબંધકરવાની આજ્ઞા આપી છે. છતાં તમે તો જીવોના અપરાધને નિરખો છો અને જીવતો અપરાધથીજ ભરેલ છે માટે જીવોનોઅંગિકાર શી રીતે થશે આવા વચન શ્રવણ કરીને શ્રી ગુસાંઈજી ભગવાનદાસનો હાથ પકડી ગોવર્ધન પર્વત ઉપર ચડયા. અને પ્રથમ જેમ શ્રી નાથજીની સેવા કરતા હતા, તેપ્રમાણે કરવાનીઆજ્ઞા આપીને કહ્યું કે-હવે સાવધાનપણાથી સેવા તથા સામગ્રી કરજો તે સમય ભગવાનદાસે શ્રી ગુસાંઈજી પાસે એક નવીન પદ ગાયું શ્રી વિઠલેશ ચરણકમળ એ સારંગનું પંદ સાંભળીને શ્રી ગુસાંઈજી બહુજ પ્રસન્ન થયા. અને ભગવાનદાસ સાવધાન પણાથીસેવા કરવા લાગ્યા. શ્રી આચાર્યજીના આવા કૃપા પાત્ર ભગવાનદાસ હતા.

વારતા ૬૨ મી.

શ્રી આચાર્યજીના સેવક ગૌડ બ્રાહ્મણ અચ્યુતદાસની વાર્તા

અચ્યુતદાસમહાભગવદીયહતા.તેનેમાથેશ્રીમદન મોહનજીની સેવા શ્રી આચાર્યજીએ પધરાવી હતી. શ્રી મદનમોહનજીની સેવા અચ્યુતદાસ સારી રીતે કરતા તેથી શ્રી મદનમોહનજી તેને સાનુભાવ હતા. જ્યારે અચ્યુતદાસનું શ્રી આચાર્યજીના દર્શનને આવવું થતું ત્યારે શ્રી ગોવર્ધનનાથજીની એક દંડની પરિક્રમા કરતા હતા. અને જ્યારે શ્રીગુસાંઈજીની પાસે આવતા ત્યારે શ્રી ગુસાંઈજી તેને દંડવત કરવા દેતા નહિ. આવા કૃપા પાત્ર હતા પછી જ્યારે શ્રી આચાર્યજીએલઉકિકલીલા દર્શાવી ત્યારે શ્રી મદનમોહનજીને અચ્યુતદાસે શ્રી આચાર્યજીને ઘેર પધરાવ્યા અને પોતે શ્રી બદ્રિનાથજીના દર્શન માટે ગયા અને ત્યાં અન્ન જળનો ત્યાગ કરી દેહ ત્યાગ કર્યો અચ્યુતદાસ શ્રી આચાર્યજીના આવા ભગવદીય હતા. જેણે શ્રી આચાર્યજીનું સ્વરૂપ સાક્ષાત કરી જાણ્યું હતું. અને તેને શ્રી આચાર્યજીના ઉપર ઘણી અસકિત હતી ભકિત માર્ગનું સ્વરૂપ કેવળ વિરહાશકિત છે. અચ્યુતદાસમહાભગવદીયહતા, તેની વાર્તાનો પાર નથી.

વારતા ૬૩ મી.

શ્રી આચાર્યજીના સેવક સારસ્વત બ્રાહ્મણ અચ્યુતદાસની વારતા

અચ્યુતદાસે શ્રી આચાર્યજી સાથે પૃથ્વી પરિક્રમા કરી હતી. અને તે ને શ્રી આચાર્યજીએ પોતાની પાદુકાનીસેવા શોંપી હતી અચ્યુતદાશે પાદુકાની ઉત્તમ પ્રકારે સેવાં કરી તેથી તેને શ્રી

આચાર્યજી પ્રત્યક્ષ દર્શન દેતા હતા. જ્યારે શ્રી આચાર્યજીએ સંન્યાસ ગ્રહણ કર્યો, તે કેવળ એના ભાવાર્થ ગ્રહણ કરેલ એક વઈષ્ણવને કહ્યુ કે કાશીની એક ગાડી ભાડે કરી લાવ એટલે સેવક ગાડી ભાડે લાવ્યો એટલે તેમાં બેસી શ્રી આચાર્યજી બનારસ પધાર્યા ત્યાં દોઢ માસ સન્યાસ રાખ્યો. અને જે વઈષ્ણવ સાથે ગયો હતો તે કાશીથી કંડામાં આવ્યો અને અચ્યુતદાસ તથા સર્વ વઈષ્ણવોને કહ્યુ કે-શ્રી આચાર્યજીએ સન્યાસ ગ્રહણ કર્યો પછી કાશી પધાર્યા દોઢ માસ રહ્યા અને અસુરવ્યા મોહલીલા દેખાડી ત્યારે અચ્યુતદાસે કહ્યુ કે-તને ભ્રમ થયો હસે. ત્યારે તે કહે કે હું શ્રી આચાર્યજીની સાથે હતો કાશીમાં જોઈને હવે અહીં આવ્યો છું. ત્યારે અચ્યુતદાસે કહ્યુ કે-પ્રભુ એ પ્રમાણે કદિ ન કરે. જીવને આસુરવ્યા મોહલીલા દેખાડે છે. એટલે અચ્યુતદાસે મંદિરના કમાડ ઉઘાડી વૈષ્ણવને શ્રી આચાર્યજીનાદર્શનકરાવ્યા ને જુવેછેતો શ્રી આચાર્યજી બેઠા બેઠા પુસ્તક વાંચે છે તે જો [illegible] ાવે દંડવત કર્યા ત્યારે

રાજ્યદારનું કામ ઘણુંજ હતું તેથી શ્રી આચાર્યજીનાં દર્શને આવી શકતા નહિ પણ મનમાં શ્રીઆચાર્યજીનાં દરશનની ઘણીજ જીજ્ઞાસા હોવાથી એક નોકરને ચાર રૂપીઆનો પગાર કરી રાખ્યો અને કહ્યુ કે મને ઘડીએ ઘડીએ સુચના આપવી કે શ્રી આચાર્યજીનાં દરશને કયારેચાલસો ? આમ કહેવરાવવાનો આંશય એ હતો કે-શ્રી આચાર્યજીના દરશનનું ભાન રહે જ્યારે જ્યારે નારણદાસ કામ ઉપર બેસે ત્યારે પાસે આવી ઘડીએ ઘડીએ ચાકર કહે કે ભાઈ ! શ્રી આચાર્યજીનાં દરશને કયારે જઈશું ? નારણદાસ શ્રી આચાર્યજીને પુષ્કળ ભેટ મોકલતા હતા. નારાયણદાસ આવા ભગવદીય હતા. તેનું ચિત્ત નિરંતર શ્રી આચાર્યના ચરણારવિન્દમાં રહેતું હતું અને તેથી શ્રી આ-ચાર્યજી બહુ પ્રસન્ન રહેતા. તે નારાયણદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તા કેટલીક લખીએ.

---

### વારતા ૬૫ મી.

#### શ્રી આચાર્યજીના સેવક નારા ણદાસ મથુરાવાળાની વાર ।.

નારાયણદાસને શ્રી મદન મોહનજીએ આજ્ઞા આપી હતી કે:—વૃન્દાવનમાં હું અમુક સ્થળે છું. ત્યાંથી કાઢીને બહાર પધ-રાવ. આ ઉપરથી નારાયણદાસે બહાર પધરાવ્યા અને જ્યારે શ્રી ગોપીનાથજીએ શ્રી મદનમોહનજીને પાટ સિંહાસન બેસા-ડ્યા ત્યારે કેટલાક દિવસ નારાયણદાસે શેવા કરી. પણ તેની પાછળ કોઈ ન હોવાથી બંગાલી ખોડીયા સેવા કરવા લાગ્યા

ગોપીનાથજીના પાટ બેસાડયા પછી સર્વ દર્શને જતાં હતાં શ્રી મદનમોહનજીએ શ્રી આચાર્યજીનો સેવક જાણીને નારાયણદાસ ઉપર કૃપા કરી હતી. તેથી નારાયણદાસ શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેની વારતા કેટલીક લખીએ.

---

વારતા ૬૬ મી.

શ્રી આચાર્યજીના સેવક નારાયણદાસ ચહુઆણ ઠઠાનિવાશીની વારતા

નારાયણદાસ ઠઠાના પાદશાહના મુખ્ય દિવાન હતા. નારાયણદાસ જેમ કરે તેમ થાય. પણ કેટલેક દિવસે નારાયણદાસ ઉપર પાદશાહ ગુસ્સે થયો એટલે તેને કેદ કરી પચાસ લાખ રૂપીઆ દંડ કરયો. તે રોજ પાંચ હજાર ભરવા અને જે દિવસે ન ભરે તે દિવસે પાંચસો કોરડા મારવા. આ પ્રમાણે ઠરાવ કર્યો એક દિવસ શ્રી આચાર્યજીના સેવક બે ભાઈઓએ મનમાં વિચાર કર્યો કે-ઠઠામાં નારાયણદાસ દિવાન છે તેની પાસે જઈએ કન્યનો વિવાહ કરવાનો છે માટે જો કાંઈ આપે તો વિવાહમાં કામ લાગે . આ પ્રમાણે વિચાર કરીને તે બે બ્રાહ્મણ ચાલ્યા અને ઠઠે આવી પહોંચ્યા પણ ત્યાં જઈ સાંભળ્યું કે નારાયણદાસ તો કેદમાં છે. આ સાંભળીને તે બે ભાઈ પોતાના મનમાં વિચારકરવા લાગ્યા કે- હવે શું કરવું ? અહીંથી જવું કે કેમ કરવું ? પ્રભાતે નારાયણદાસના સાંભળવામાં આવ્યું કે શ્રી આચાર્યજીના સેવક બે ભાઈ ગામમાં આવેલા છે એ ઉ-

પરથી તેઓ પાસે માણસ મોકલ્યું અને કહેવરાવ્યું કે મારા મહાભાગ્ય છે કે તમે આવ્યા અને તમે પ્રાત:કાળે તમારાં દર્શન આપીને જજો. તે બે ભાઈ પ્રભાતે ઉઠીને નિત્યકર્મ કરી પરવારી શ્રી આચાર્યજીનું ચરણામૃત અને મહાપ્રસાદ લઈને જ્યાં નારાયણદાસ કેદ હતા ત્યાં જઈને મળ્યા. ત્યારે નારાયણદાસને પરમાનંદ થયો અને બહુજ ખુશી થયા. તે બે ભાઈઓએ ચરણામૃત તથા મહાપ્રસાદ નારાયણદાસને આપ્યો એટલે નારાયણદાસે લઈને કહ્યુ કે મને કેદમાં વઈષ્ણવનાં દરશન થયાં. એમ કહીને ખુશી થયા અને શ્રી આચાર્યજીના ક્ષેમકુશળના સમાચાર પુછ્યા અને ભગવત વાર્તાનો પ્રસંગ ચલાવ્યો. એટલામાં નારાયણદાસને ઘેરથી પાંચ હજાર રૂપીઆની કોથળી આવી એટલે દ્વારપાળે તે કોથળી ઉપર મહોર છાપ કરી નાદાયણદાસ પાસે મોકલી. ત્યારે નારાયણદાસે તે પાંચે થેલી તે બે ભાઈને સોંપી દીધી અને દંડવત કર્યા અને કહ્યું કે—હવે તમે તરત પધારો અને શ્રી આચાર્યજીને મારા દન્ડવત કહેજો. અને તમારી કન્યાનો વિવાહ આ પૈસાથી તમે સારી પેઠે કરજો. તે બે બ્રાહ્મણ નારાયણદાસ પાસેથી વિદાય થઈને ચાલ્યા. એટલામાં પાદશાહ બોલ્યોકે પાંચ થેલી નારાયણવાળી લાવો. ત્યારે દરવાન બોલ્યો કે-પાંચ થેલી ઉપર મોહોર છાપ કરીને હંમેશાં નારાયણદાસ પાસે મોકલીએ છીએ તેમ આજે પણ મોકલી છે. ત્યારે પાદશાહે કહ્યું કે-ખજાનચીને બોલાવો. એટલામાં તો ખજાનચી આવીને ઉભો રહ્યો

એટલે પાદશાહે પુછયું કે- કેમરે ! તારી પાસે નારાયણદાસની પાંચ થેલી આવી છે! ત્યારે ખજાનચીએ કહ્યુ કે-મારી પાસે તો આવી નથી. આ સાંભળી પાદશાહને બહુજ ગુસ્સો આવ્યો અને કહ્યુ કે નારાયણનેબોલાવોએટલે નારાયણદાસને કેદખાના-માંથી બોલાવ્યા અને પાદશાહના સન્મુખ ઉભા કર્યા એટલે પાદશાહે પુછયું કે-નારાયણદાસ આજે થેલી કેમ ન આવી ? એમ કહીને જેરબંધવાળાને બોલાવ્યો અને પાંચશો જેરબંધનો હુંકમ કર્યો, પાદશાહે કહ્યું કે નારાયણદાસ સાચું કહેજે કેઆજે થેલી કેમ આવી નહી ? દ્વારપાળે તો મોહોર છાપ કરીને તારા સ્વાધીન કરી હતી. અને તેં આ શું કર્યું ? તું ખરેખરૂં કહી દે નહી તો જેરબંધનો માર પડશે. ત્યારે નારાયણદાસે સલામ કરીને કહ્યું કે-હજરત ! આજ મારા ગુરૂભાઈ આવ્યા હતા અને પાંચે થેલીઓ તેઓને મેં આપી દીધી. અને મેં મારા મનમાં કહ્યું કે-આંજે માર ખાઈને રહીશ પણ આ વખત કયાંથી ફરી ફરીને મળશે. આવું સાંભળી પાદશાહ તો ચુપ થઈ ગયો અને અને એક ઘડી લગી વિચાર કરીને કહ્યું કે—શાબાશ નારાયણ દાસ કે તમે તમારા ગુરૂના માર્ગમાં આવા સાચા છો માટે હું તમારા ઉપર બહુજ પ્રસન્ન થયો છું. એમ કહીને બાદશાહે બેડી તોડી નંખાવી અને તેજ વખવ ઘોડો તથા શિરપાવ મં-ગાવીને નારાયણદાસને આપ્યો અને પહેલાંના જેવો પોતાનો કુલકુલાં દિવાન નિમ્યો અને જે દંડ કર્યો હતો તે માફ કર્યો અને કહ્યુ કે-જાઓ ઘેર જઈઆવોએટલેનારાયણદાસ શિરપાવ

પહેરી ઘોડા ઉપર ચઢીને ઘેર ગયા તે વેળાએ વઈષ્ણવ ભાઈ ગામમાં હતાં તે બે ભાઈ વઈષ્ણવ સાંભળીને નારાયણદાસને મળવા માટે આવ્યા નારાયણદાસ તેને મળ્યા અને કહ્યુ કે- મારા ગુરૂના સેવક આવ્યા તેથી છુટયો. ત્યારે એ વૈષ્ણવે કહ્યું કે શ્રી આચાર્યજીની કૃપાથી કેમ ન છુટે ? ત્યારે નારાયણદાસે એક હજાર મોહોરની એક થેલી એ વઈષ્ણવની સાથે શ્રી આચાર્યજીને ભેટ મોકલી પછી તે બે ભાઈ ત્યાંથી ચાલ્યા તે કેટલાક દિવસે શ્રી ગોકુળ આવ્યા. ત્યારે શ્રી આચાર્યજી મહા પ્રભુજી શ્રી ગોકુળમાં હતા. તેના તે બે ભાઈઓએ દર્શન કર્યા અને નારાયણદાસની એક હજારમોહોરનીથેલી આગળ રાખી અને શ્રી આચાર્યજીએ નારાયણદાસનાકુશળ સમાચાર પુછયા ત્યારે તે વઈષ્ણવે સર્વે સમાચાર કહ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ પોતાના મુખથી કહ્યુ કે જેનો વૈષ્ણવ ઉપર આવો દ્રઢ સ્નેહ છે તેને કષ્ટ શી રીતે રહે? પછીતેવઈષ્ણવબ્રાહ્મણ શ્રી આચાર્યજીની પાસેથી વિદાય થઈને પોતાને ઘેર ગયા. અને પુત્રીનો વિવાહ સારી રીતે કર્યો. પ્રથમ નારાયણદાસનું નારાયણીઓ હતું તે સેવક થયા પછી શ્રીઆચાર્યજીએ નારાયણદાસ નામ રાખ્યું જેનું એવું મન હોય તેના ઉપર શ્રી ઠાકોરજી એવી કૃપા કરે પ્રભુજીનું નામ ભકત વત્સલ છે. તે નારાયણદાસ આવા કૃપા પાત્ર હતા, તેની વાર્તા કેટલીક લખીએ.

વારતા ૬૭ મી.

શ્રી આચાર્યજીના સેવક શ્રીહનંદવાળી ક્ષત્રીયાણીની વાર્તા

તે ક્ષત્રીયાણીને ત્યાં શ્રી નવનીત પ્રીયાજી બિરાજતા હતા. તેને શ્રીઠાકોરજી સાનુભાવ હતા. તે બાઈ અકિંચન હતી સેવા જ્યારે કરી રહે ત્યારેસુતર કાંતેઅને તેવડે પોતાની આજીવીકા નીભાવે અને ઘરને બારણે શાક વેચવા કાછીઓ આવે ત્યારે શ્રી ઠાકોરજી મંદીરમાંથી પોકારીને કહે છે કે અમુક શાક વેચવા આવેલ છે તું લે આ પ્રમાણે શ્રીઠાકોરજી કહે ત્યારે ક્ષત્રીયાણી સર્વ પ્રકારનું શાક લે. અને તેમાંથી કેટલીક કાચી સમર્પે અને કેટલીક રાંધીને સમર્પે અને કોઈ વખતે કાછીયણનો શબ્દ શ્રી ઠાકોરજી સાભળી અને તે કાછીયણ આગળ નીકળી જાય ત્યારે તે બાઈ કાંઈ લઈ ન શકે ત્યારે શ્રી ઠાકોરજી તેની સાથે બહુજ તકરાર કરે, જેમ લઉકિક બાળક કજીઓ કરે તેમ શ્રી ઠાકોરજી કજીઓ કરે. એક દિવસકાંઈ પકવાન બાળભોગનું ન હતું તેથી રોટલી ઘીથી ચોપડીને રાતરે ઢાંકી રાખી. તે જ્યારે અર્દ્ધ રાત્ર થઈ ત્યારે શ્રી ઠાકોરજીએ તે બાઈને જગાડીને કહ્યું કે-હું ભુખ્યો છું ત્યારે તે બાઈએ કહ્યું કે લાલજી પકવાન તો કાંઈ નથી માત્ર રોટલી ઘીથી ચોપડી રાખેલી. છે ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે તું મને રોટલીના કકડા કરી દે. ત્યારે તે બાઈ શ્રી ઠાકોરજીના હાથમાં આપતી જાપ ત્યારે શ્રી ઠાકોરજી પોતાના શ્રી હસ્તમાં લઈને જરા જરા કકડા કરીને ખાય. પછી જ્યારે જળપાન કરીને પોઢયા ત્યારે ક્ષત્રિયાણીના મનમાં

ક્ષોભ થયો. અને કહ્યું કે-સવારે ઉધાર લાવીને પકવાન કરીને ધરીશ; કારણ કે રાત્રીએ શ્રીઠાકોરજીએરોટી રોકલીજ એકલી ખાધી છે પછી બીજે દિવસે શ્રી પકવાન કરીને રાખ્યું અને જ્યારે રાત્રે શ્રી ઠાકોરજીએ માગ્યું ત્યારે પકવાન લઈને આગળ રાખ્યું. ત્યારે શ્રી ઠાકોરજી આરોગ્યા ત્યારે કહ્યું કે- તેં પકવાન ધર્યું પણ મને પકવાન કરતાં રોટલીના કકડાનો અદભુત સ્વાદ લાગ્યો ક્ષત્રીઆણીએ કહ્યું કે-મહારાજ ! હું શું કરૂં મારે કોઈ કમાનારો નથી હું તો એકલી છું. મારાથી તો કશું પણ થઈ શકતું નથી ? ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યુ કે- તું રોજ પકવાન શા માટે કરે છે ! તું મને રોટલી ચોપડીને આપ મને તારી રોટલી બહુજ રૂચે છે માટે તું સંકોચ ન કર. મને તો તારી ચોપડેલી રોટલીનો ઘણો સ્વાદ લાગે છે. ત્યારથીતે બાઈ રોટલી કરી રાખતી તે શ્રી ઠાકોરજી આરોગતા. તે ક્ષત્રીયાણી શ્રી આચાર્યજીની એવી કૃપાપાત્ર ભગવદીય હતી તેની વાર્તાનો પાર નથી.

---

## વારતા ૬૮ મી.

### શ્રી આચાર્યજીના સેવક દામોદરદાસ કાયસ્થની વાર્તા

દામોદરદાસના સેવ્ય શ્રી ઠાકોરજીનું કપુરરાયજીનું ગઉર સ્વરૂપ હતું તેની પાસે શ્રી નવનીતપ્રિયાજી બેસતા તે એક સમય દામોદરદાસની સ્ત્રી વીરબાઈને ગર્ભ રહયો. અને પ્રસવ થયો ત્યારે પુત્ર જન્મ થયો ત્યારે ઘરનાં સર્વ માણસ પ્રસવના

કામમાં લાગ્યાં. તેથી શ્રી ઠાકોરજીની સેવામાં વિલંબ થયો વીરબાઈ સુતિકા ગૃહમાંથી ઘણુએ કહે કે-કોઈ સેવા માટે સ્નાન કરો શ્રીઠાકોરજીની શેવામાં અવાર થાય છે પણ કોઈ ન્હાય નહીં ત્યારે શ્રી ઠાકોરજીએ વીરબાઈને કહ્યુ કે તું સ્નાન સેવા કેમ કરતી નથી? ત્યારે વીરબાઈએ શ્રી ઠાકોરજીને કહ્યું કે મહારાજ! મારી તો અવસ્થા છે. મારે તો સેવામાં આપવું નથી હું તો પ્રસુતિકા છું અપરસ અભડાયત્યારે શ્રીઠાકોરજીએ વીરબાઈને કહ્યું કે-મને તો સેવામાંવિલંબથાય છે મને આટલી અવાર થઈ છે બીજુ સ્નાન કરતું નથી. માટે તુંજ સ્નાન કર. ત્યારે વીરબાઈએ શ્રીઠાકોરજીના આગ્રહથી ઉઠીને સ્નાન કરી કચ્છવાળી શ્રી ઠાકોરજીની સેવા કરીને પછી ભોગ સમર્પ્યો પછી સમયાનુસાર ભોગ સરાવીને પછી પોતે ભોજન કરીને સુઈ રહી. શ્રીઠાકોરજીની આજ્ઞાથી આ પ્રમાણે ચાલીસ દિવસ લગી શેવા કરી ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે તેં મારી આજ્ઞા માનીઅને વેદ માર્ગની રીતી રાખી તેથી શ્રી ઠાકોરજી બહુજ પ્રસન્ન થયા જ્યારે ચાલીસ દીવસ વ્યતીત થયા ત્યારે શુદ્ધ સ્નાન કરીને સેવા કરવા લાગી. પ્રથમના પાત્ર વસ્ત્ર વગેરે સર્વ અપરસ કરી અને સારી રીતે સેવા કરવા વાગી તે વીરબાઈ શ્રી આચાર્યજીની આવી કૃપાપાત્ર ભગવદીય હતી તેની વાર્તા કેટલી લખીએ.



## વારતા ૬૯ મી.

### શ્રી આચાર્યજીનાં સેવક દંપતીની વાર્તા

સ્ત્રી પુરૂષ બંને સિહનંદમાં આવીને રહ્યાં જે ઘરમાં રહેતાં હતાં તે ઘર કેવળ નાનું હતું. શ્રીઠાકોરજી બેસતા અને અર્ધ કોટડીમાં રસોઈ કરતાં હતાં અને અર્ધમાં રહેતાં. સેવાનું સ્થળ હતું તેથી વાંસનો એક મેડો કરેલો હતો તેના ઉપર શ્રી ઠાકોરજી પોઢતા અને પોતે સ્ત્રી-પુરૂષ બે આંગણામાં સુઈ રહેતાં હતાં. એમ કરતાં ચોમાસું આવ્યું અને વરસાદ વરસે તોપણ તેઓ આંગણામાંજ સુઈ રહેતાં હતાં, પણ અંદર સુતાં ન હતાં, ત્યારે શ્રી ઠાકોરજી અંદરથી બોલતા કે અમુકા અમુકી તમે કેમ ભીજાઓ છો અંદર કેમ સુતાં નથી, બાહાર શા માટે પોઢીને પલળો છો. માટે તમે અંદર આવો. હુંતો ઉંચે મેડા ઉપર છું. તમે નીચે કેમ સુતાં નથી. ત્યારે તે ક્ષત્રિયાણીએ કહ્યું કે-મહારાજ! તમે તો ઉંચે મેડે પોઢો છો અને હું નીચે શી રીતે સુઈ રહું. ત્યારે શ્રી ઠાકોરજીએ પ્રસન્ન થઈ કહ્યું કે— કાંઈ અડચણ નહીં, તમે જરાપણ સંકોચ ન કરો. હું તમને પ્રસન્ન થઈને કહું છું માટે તમે અંદર ખુશીથી સુઈ રહો. ત્યારથી તે બે જણાં અંદર સુવા લાગ્યાં તે મહા સાવધાનીથી સુતાં હતાં તે સ્ત્રી પુરૂષ શ્રી આચાર્યજીનાં આં કૃપાપાત્ર ભગવદીય હતાં તેની વાર્તાનો પાર નથી.

## વારતા ૭૦ મી.

### શ્રી આચાર્યજીનો સેવક અડેલવાળા સુથારની વારતા

તે સુથાર ઉપર શ્રી આચાર્યજીની ઘણી કૃપા હતી. તે સુથારનો એવો નિયમ હતો કે શ્રી આચાર્યજીના દર્શન વગર એક પણ દિવસ રહેતો નહીં અને તે ઘરનું સરવે કામકાજ છોડી નિત્ય શ્રી આચાર્યજીનાં દરશને આવતો હતો, ત્યારે ઘરનાં મનુષ્ય બહુજ દુઃખ આપતાં હતાં, તેથી શ્રી આચાર્યજી તેને ઘેર પધારતા હતા, તેની સાથે ઘણી વાતો શ્રી આચાર્યજી કરતા હતા અને શ્રી આચાર્યજીની માતા ઈલમાગારૂજી શ્રી આચાર્યજીના ઉપર ગુસ્સે થતાં અને કહેતાં કે તું આવું અનુચિત કેમ કરે છે? આમ કરવું ઉચિત નથી. આ પ્રમાણે કહીને ઈલમાગારજી બહુજ ક્રોધ કરતાં પણ શ્રી આચાર્યજી મહાપ્રભુજી ચોથે પાંચમે દિવસે પધારતા, આવી કૃપા શ્રી આચાર્યજી સુથારના ઉપર કરતા હતા. તે સુથાર આચાર્યજીનો આવો કૃપાપાત્ર ભગવદીય હતો તેની વાર્તા કેટલીક લખીએ.

---

## વારતા ૭૧ મી.

### શ્રી આચાર્યજીના સેવક એક ક્ષત્રિયની વાર્તા

તે ક્ષત્રિયને અન્ય મારગીયનો એક સ્નેહી હતો. તેને ઘેર એક દિવસ તે ક્ષત્રિય ગયો. ત્યારે તે ક્ષત્રિયને તેના સ્નેહીએ કહ્યું કે-આજ અહીંજ રસોઈ કરજો. તેના અત્યંત આગ્રહથી તે

વૈષ્ણવ ક્ષત્રિએ ત્યાંજ રસોઈ કરીને અન્ય મારગીયની પાસે શ્રી નાથજીનું નામ લઈને ભોગ સમર્પ્યો પછી મમયાનુસાર ભોગ ધરાવી તેને પ્રસાદ આપ્યો અને પછી પોતે લીધો અને ત્યાંજ પછી વિશ્રામ કર્યો. અને નિદ્રાવશ થયો ત્યારે અન્ય માર્ગિયના સેવ્ય સ્વરૂપે સ્વપ્નમાં કહ્યું કે આજ તો હું ભુખ્યો રહયો. ત્યારે તે અન્ય માર્ગીયે કહ્યું કે તમને તો વૈષ્ણવે ભોગ સમર્પ્યો હતો અને તમે ભુખ્યા શી રીતે રહ્યા? ત્યારે તેના સેવ્ય શ્રી ઠાકોરજીએ કહ્યું કે-તે તો શ્રી નાથજી પોતે આરોગ્યા છે મને તો શ્રીનાથજીએ ત્યાંથી દુર કર્યો. ત્યારે તે અન્ય માર્ગીયનો મિત્ર સુતેલો હતો તેને જગાડયો ત્યારે તે જાગ્યો, એટલે તેને સરવે સમાચાર કહયા, ત્યારે તે ક્ષત્રિયે કહ્યુ કે-મેં તને કેટલીકવાર કહ્યું કે—તું શ્રી આચાર્યજીનો સેવક થા. તે કહેવાનું કારણ એટલુંજ કે શ્રી આચાર્યજીની કૃપાથી સેવક હાથનું આરોગે છે. એ ઉપરથી તે અન્ય માર્ગીય સર્વ કુટુંબ સહિત શ્રી આચાર્યજીને શરણે આવ્યો અને સર્વજણ સહિત સેવક થયો. પછી તેનાં સ્વરૂપને શ્રી આચાર્યજીએ પંચામૃતથી સ્નાન કરાવ્યું. અને પછી પાટ બેસાડયા તે પછી ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવીને સર્વ વૈષ્ણવોને બોલાવીને મહાપ્રસાદ લેવરાવ્યો. પછી તે અન્ય માર્ગીય શ્રી ઠાકોરજીની સેવા સારી રીતે કરવા લાગ્યો, પછી તે મહા ભગવદીય થયો. તે ક્ષત્રિય વૈષ્ણવના સંગથી સારો ભગવદીય થયો. માટે સંગ કરવો તો વૈષ્ણવનો કરવો. તે ક્ષત્રિય વૈ-

ષ્ણવ શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો આવો કૃપાપાત્ર ભગવદીય હતો. તેની વાર્તાનો પાર નથી.

વારતા ૭૨ મી.

શ્રી આચાર્યજીના સેવક લઘુ પુરૂષોત્તમદાસ ક્ષત્રીયની વારતા.

લઘુ પુરૂષોતમદાસ શ્રી આચાર્યજીને તથા શ્રી નાથજીને સમાન જાણતો હતો શ્રી આચાર્યજીનું સ્વરૂપ સાક્ષાત પુરૂષોત્તમજ જાણતો હતો. લઘુ પુરૂષોતમની શ્રી આચાર્યજી ઉપર આસક્તિ હતી. તેથી શ્રી મહાપ્રભુજી લઘુ પુરૂષોતમદાસની ઉપર બહુ પ્રસન્ન રહેતા હતા, લઘુ પુરૂષોત્તમદાસ બીજું સ્વરૂપ જાણતા નહીં શ્રી ઠાકોરજીને તથા મહાપ્રભુજીને એક જાણતા હતા. લઘુ પુરૂષોતમદાસ આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

વારતા ૭૩ મી.

શ્રી આચાર્યજીના સેવક ગોપાળદાસની વાર્તા.

ગોપાળદાસના કરેલા છંદ ઘણા છે. શ્રી આચાર્યજીના ઉપર ગોપાળદાસને ઘણોજ પ્રેમ હતો. એક સમયે ગોપાળદાસ અડેલ આવ્યા, તેને બીજે દિવસે શ્રી આચાર્યજીનો જન્મોત્સવ હતો. માટે શ્રી આચાર્યજી માર્કન્ડેયની પુજા કરવા બેઠા હતા. તે સમય ગોપાલદાસે એક નવીન પદ બિલાવલનું ગાયું. માધો-માંસ.ભરી વૈશાખ શ્રી વલ્લભ હરિજન્મ લીગે લવણ

કરી શ્રી આચાર્યજી બહુજ પ્રસન્ન થયા. પછી ગોપાળદાસે ઘણા છંદ કર્યા. તે ગોપાળદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

---

વાર્તા ૭૪ મી.

શ્રી આચાર્યજીના સેવક કવિરાજની વાર્તા.

કવિરાજ ભાટ બ્રાહ્મણ હતા. તે ત્રણ ભાઈ હતા તે શ્રી આચાર્યજીના કૃપાપાત્ર ભગવદીય હતા. તેઓનામ સમર્પણ કર્યા પછી શ્રી નાથજી પાસે ઘણાં નવાં કવિત કરીને ગાતા. પછી શ્રી આચાર્યજીનાં ઘણાં કવિત કર્યાં તેથી શ્રી આચાર્યજી તેના ઉપર બહુ પ્રસન્ન રહેતા હતા. તે કવિરાજ ભાટ શ્રી આચાર્યજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તા કેટલીક લખીએ.

---

વાર્તા ૭૫ મી.

શ્રી આચાર્ય જીના સેવક જનાર્દન ક્ષત્રિયની વાર્તા.

એક સમય શ્રી આચાર્યજી શ્રીનાથદ્વાર પધાર્યા હતા. ત્યાંથી ગોકુળ આવ્યા. ત્યારે જનાર્દનદાસે શ્રીમહાપ્રભુજીનાં દર્શન કર્યા અને કહ્યું કે-આ સાક્ષાતપુર્ણ પુરૂષોતમ છે. ઈશ્વર છે. એમ કહી વિનંતિ કરી કે-મહારાજ મને શરણમાં રાખો. ત્યારે શ્રી આચાર્યજીએ જનાર્દનદાસને કહ્યુંકે-સ્નાન કરી આવો. એટલે સ્નાન કરી જનાર્દનદાસ આવ્યા. એટલે શ્રી આચાર્યજીએ

શ્રી નાથજીના સમક્ષ નામ સમર્પણ કરાવ્યું. પછી શ્રી આચાર્યજીની કૃપાથી જનાર્દનદાસ ઉત્તમ વઈષ્ણવ થયા શ્રીઆચાર્યજી જનાર્દનદાસના ઉપર બહુજ કૃપા કરતા હતા, તે જનાર્દન દાસ શ્રી આચાર્યજીના આવા કૃપા પાત્ર ભગવદીય હતા.

---

### વાર્તા ૭૬ મી.

#### શ્રી આચાર્યજીના સેવક ગડુસ્વામી સનોડીઆ બ્રાહ્મણની વાર્તા

એક સમય શ્રી આચાયજી વૃંદાવન પધાર્યા ત્યારે શ્રીઠાકોરજીએ કૃપા કરીને ગડુસ્વામીને રાત્રેસ્વપ્નામાં જણાવ્યું કેસવારે શ્રી આચાર્યજી અહીં પધારશે. તું એનેશરણ જજે, સેવક થજે શ્રી આચાર્યજી પધાર્યા હતા. ત્યાંજઈ દંડવત કર્યાઅને વિનંતિ કરી કે મહારાજ મને શરણરાખો ત્યારે શ્રી આચાર્યજીએ હસીને કહ્યું કે-તમે પોતેજ સ્વામી છો તમને શી રીતેસેવક કરૂં ! ત્યારે ગડુસ્વામીને શ્રી આચાર્યજીએ વિનંતિ કરી કે મહારાજ ! મને ભગવદ આજ્ઞા થઈ છે કે-તું શ્રી આચાર્યજીને શરણ જજે માટે મને શરણ રાખો. ત્યારે ગડુસ્વામીને શ્રી આચાર્યજીએ નામ આપ્યું પછી નિવેદન કરાવ્યું તે પછી ગડુસ્વામીએ જે સેવક કેરેલા હતા તે સેવકોયે પણ શ્રી આચાર્યજી પાસે નામ અપાવ્યું પછી ગડુસ્વામી મહાભગવદીય થયા. શ્રી આચાર્યજી પોતે ગડુસ્વામીના ઉપર બહુ પ્રસન્ન રહેતા હતા. તે ગડુસ્વામી એવાભગવદીય હતા.

---

વારતા ૭૭ મી.

શ્રી આચાર્યજીના સેવક કનૈયાલાલ ક્ષત્રિયની વાર્તા.

કનઈયાલાલ ઉપર શ્રી આચાર્યજીનો ઘણો પ્રેમ હતો. શ્રી આચાર્યજીએ કૃપા કરીનેપોતાના ગ્રંથકનઈયાલાલને ભણાવ્યા અને તેજ ગંથ શ્રી ગુસાંઈજી કનઈયાલાલ પાસેથી ભણ્યા કનઈયાલાલ ક્ષત્રીય શ્રી આચાર્યજીના આવા કૃપા પાત્ર ભગવદીય હતા.

---

વાર્તા ૭૮ મી.

શ્રી આચાર્યજીના સેવક નરહરદાસની વાર્તા

શ્રીઆચાર્યજીએનરહરદાસનેઘેરમદનમોહનજીને પાટ બેસાડેલા હતા. અને તેની સેવા નરહરદાસ સારી રીતે કરતા હતા. પણ જ્યારે શરીર અશકત થયું ત્યારે નરહરદાશે શ્રી ઠાકોરજીને શ્રી ગુસાંઈજીને ઘેર પધરાવ્યા. શ્રી ગુસાંઈજી નરહરદાસના ઉપર બહુજ પ્રસન્ન થયા. તે એવા ભગવદીય હતા. અને નરહરદાસે પોતાના મનમાં વિચાર્યું કે-શ્રી ઠાકોરજી બહુ સુખ પામશે. તે નરહરદાસ શ્રી ગુસાંઈજીના આવા કૃપા પાત્ર ભગવદીય હતા. તેની વાર્તા કેટલીક લખીએ

---

વારતા ૭૯ મી

શ્રી આચાર્યજીના સેવક બાદરાયણદાસની વાર્તા

બાદરાયણદાસ અને તેની સ્ત્રી મોરબીમાં રહેતાં હતાં એક

સમય આછાભટ શ્રી રણછોડજીનાં દર્શન માટે શ્રી દ્વારકા જતા હતા તે મોરબીમાં બાદરાયણદાસને ત્યાં રાત વાસો રહ્યા. બાદરાયણદાસ તેની પાસેથી નામ પામ્યા.પછી આછાભટપાસે શ્રી ભાગવત શ્રવણ કર્યું અને ભાગવત પુરૂં કરીને આછાભટ ત્યાંથી રણછોડજીનાં દર્શન માટે દ્વારકાગયા. ત્યારપછી કેટલેક દિવસે શ્રી આચાર્યજી શ્રી રણછોડજીનાં દર્શન માટે દ્વારકા ગયા. ત્યારપછી કેટલાક દિવસ શ્રીઆચાર્યજી શ્રીરણછોડજીનાં દર્શન માટે દ્વારકાં પધાર્યા. તે મોરબીમાં ઉતર્યા હતા.ત્યારે બાદરાયણદાસ તથા તેની સ્ત્રીએ બંને બીજીવાર શ્રી આચાર્યજી પાસેથી નામ પામ્યાં પછી સમર્પણકરાવ્યું અનેએ દિવસ શ્રી આચાર્યજી મોરબીમાં રહ્યા. અને તે પછી શ્રી રણછોડજીને દરશને પધાર્યા. ત્યારે બાદરાયણદાસ અને તેની સ્ત્રી શ્રી આચાર્યજીની સાથે ગયાં અને બન્ને સ્ત્રી પુરૂષ શ્રી આચાર્યજીની સેવામાં રહ્યા તે બન્નેએ એવી સેવા કરી કે શ્રી આચાર્યજી તેના ઉપર બહુ પ્રસન્ન થયા ને પછી શ્રી આચાર્યજી દ્વારકા પધાર્યા. ત્યારે તે પણ એ શ્રી આચાર્યજીની સાથે મોરબી સુધી આવ્યા પછી આચાર્યજીની આજ્ઞા માગી મોરબીમાં રહ્યાં અને શ્રીઆચાર્યજી ગોકુળ પધાર્યા તે બાદરાયણદાસ શ્રી આચાર્યજીના આવા કૃપા પાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.

---

## વારતા ૮૦ મી.

### શ્રી આચાર્યજીના સેવક આનોરાના સદુ પાંડે અને માણેકચંદ પાંડે તેની સ્ત્રી તથા છોડીની વાર્તા.

શ્રી આચાર્યજી પૃથ્વીની પરિક્રમા કરી. ઝાડખંડમાં પધાર્યા ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે-તમે મારી સેવાને ચલાવો. વ્રજમાં ગોવર્ધન પર્વત છે, ત્યાં દેવદમન, નાગદમન અને ઈંદ્રદમન એમ અમે ત્રણ દમન છીએ તેમાં દેવદમન હું છું સદુપાંડેના મોટા ભાઈ માણેકચંદને ત્યાં હું પ્રકટ થયો છું શ્રી આચાર્યજી પાંચ સાત સેવક દામોદર હરસાણી કૃષ્ણદાસ મેઘન રામદાસજી અને માધવદાસ—આદીની સાથે વ્રજમાં પધારયા. અને સાયંકાળે સદુપાંડેને ત્યાં પધારયા. અને એક મોટો ચોતરો તેના ઘર પાસે હતો તે ઉપર શ્રી આચાર્યજી બિરાજ્યા. ત્યારે સદુપાંડેએ કહ્યું કે— કંઈ આરોગશો ? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે—ના, ત્યારે કૃષ્ણદાસ મેઘને કહ્યુ કે—એતો પોતાના સેવકના હાથનું લે છે એટલામાં ગોવર્ધન પર્વત ઉપરથી શ્રી નાથજી બોલ્યા કે—નરો ! મારૂં દુધ લાવ. ત્યારે નરોએ કહ્યું કે મહારાજ ! આજ તો મેમાન આવ્યાં છે, માટે દુધ નથી. ત્યારે શ્રી નાથજીએ કહ્યુ કે—મેમાન આવ્યા છે તેમાં હું શું કરૂં ? દુધ લાવ. ત્યારે નરોએ કહ્યું કે—વારીલાલ દુધ લાવું છું. એમ કહી કટોરો ભરીને લઈ ગઈ ત્યારે શ્રી આચાર્યજીએ દામોદરદાસને પુછયું કે—દામલા ! તેં કાંઈ સાંભળ્યું ત્યારે દામોદરદાસે કહ્યું કે—મને તો ઝાડખંડનાં જેવો અવાજ જણાય છે. એટલામાં

દુધ પાઈને નરો આવતાં શ્રી આચાર્યજીએ પુછયું કે તું કયાં ગઈ હતી ? શું લઈ ગઈ હતી ? ત્યારે નરોએ કહ્યુ કે—દેવદમનને દુધ પાઈ આવી એટલે શ્રી આચાર્યજીએ કહ્યુ એમાં દુધ છે. ત્યારે નરોએ કહ્યુ કે થોડુંક છે, ત્યારે કહ્યું કે—તે મને દે. ત્યારે નરોએ કહ્યુ કે મહારાજ ! ઘરમાં ઘણું દુધ છે. ત્યારે સદુ પાંડેએ કહ્યું કે મહારાજ ! હું હાર્યો, આપ જીત્યા હવે નામ આપો. પછી માણેકચંદ પાંડે, સદુપાંડે તથા તેની સ્ત્રી અને નરોએ સર્વ સેવક થયાં તેના ઉપર હાથ ફેરવ્યો. નામ આપ્યું અને પછી દુધ પીધું અને પછી તેનાજ ઘરનું દુધ રહી અંગિકાર કરયું તે ભગવદીય હતા, શ્રી આચાર્યજીએ સદુ પાંડેને પુછયું કે—અહીં દેવદમન શી રીતે પ્રકટ થયા છે. શ્રી આચાર્યજી પોતે ઈશ્વર છેં, પોતે ઈશ્વર છે, પોતે જ કરી છે, અને પોતેજ પુછે છે એનું કારણ જીવ ઉપર કૃપા કરવાને માટે સદુપાંડેએ કહ્યું કે—મહારાજ ! અમારા ગામનો એક ગોવાળ હતો તે ગામની ગાયોને ચરાવતો તે સર્વપ્રકાર કહયો. સદુપાંડે વિગેરે શ્રી આચાર્યજીના પરમકૃપાપાત્ર ભગવદીય હતા, જેની પાસે પોતે જે જોઈએ તે માગી લેતા અને જેને ઘેર પધારતા.

શ્રી નાથજી એક દિવસ તેને ઘેર દુધ પીવાને સોનાનો વાટકો લઈને આવ્યા અને નરોને કહ્યું કે દુધ લાવ. એટલે નરો દુધ રેડતી જાય અને શ્રી નાથજી આરોગતા જાય, એમ કરી દુધ પીને શ્રી નાથજી પધાર્યા અને કટોરો ત્યાંજ ભુલી ગયા. પછી પ્રભાતે મંગળા આરતી વેળાએ મંદીરમાં કટોરો લીત-

રીઆના જોવામાં આવ્યો નહીં એટલામાં નરો કટોરો લઈને આવી અને કહ્યુ કે લ્યો રાત્રે બાળક ભુલી ગયેલ છે. આ સાંભળી સરવે પ્રસન્ન થયા. નરો આવી ભગવદીય હતી.

શ્રી નાથજીએ શ્રી આચાર્યજીને ગાય મંગાવી આપવાનું કહેતાં શ્રી આચાર્યજીએ દામોદર હરસાણીને કહ્યું કે-શ્રી નાથ-જીએ ગાય માટે આજ્ઞા આપી છે અને તે માટે સુવર્ણનો છલો આપ્યો છે. માટે આની ગાય લાવો ત્યારે દામોદરદાસે તે છલો સાદુપાંડેને આપ્યો કે આને વેચી ગાય લાવો. ત્યારે પાંડેએ કહ્યું કે શ્રી આચાર્યજી ગાયને શું કરશે ? ત્યારે દામો-દરદાસે કહ્યુ કે શ્રી નાથજીએ ગાય માગેલ છે આ સાંભળી પાંડેએ કહ્યું કે મારે ત્યાં ગાય છે તે કોની છે ? દામોદરદાસે કહ્યુ તે ખરૂં છે પણ શ્રી આચાર્યજીની એવી આજ્ઞા છે કે આને વેચીને લાવો. પછી પાંડેએ તે વેચી ગાય મંગાવી દીધી એટલે તે બે ગાય શ્રી આચાર્યજીએ શ્રી નાથજીને સમરપી પછી સદુપાંડેએ દશ ગાય શ્રી નાથજીને ભેટ કરી. શ્રી નાથજીએ ગાય માટે શ્રી આચાર્યજીને આજ્ઞા કરેલ છે એ વાત વૈષ્ણવો ના જાણવામાં આવતા કોઈએ બે કોઈએ ચાર અને કોઈએ દશ ગાયો મોકલી એમ કરતા આશરે બસો ગાયો થઈ. શ્રી નાથજીને બહુ જ પ્રિય છે. અને તેથી શ્રી આચાર્યજીએ શ્રી નાથજીએ ગોપાલ નામ રાખ્યું અને શ્રી ગુંસાઈજીએ ગોપાલપુર ગામ વસાવ્યું સદુપાંડે ન થનારો એ સર્વ શ્રી આચાર્યજીનાં આવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં તેની વાર્તાનો પાર નથી.

### વારતા ૮૧ મી.

#### શ્રી આચાર્યજીના સેવક નરહરદાસ સંન્યાસીની વારતા.

એક વેણા કોઠારી હતો તે નરહરદાસ સંન્યાસી પાસે નામ પામ્યો હતો. એક દિવસ શ્રી આચાર્યજીનું દ્વારકા પધારવું થતાં તે સમય વેણા કોઠારી તથા નરહરદાસ સાથે હતા અને નરહરદાસ ઉપર શ્રી આચાર્યજી ઘણાજ પ્રસન્ન થયા. ત્યારે નરહરદાસે વિનતી કરી કે—મહારાજ ! મારા ઉપર કૃપા કરો હું પ્રાર્થના કરૂં છું ત્યારે શ્રી આચાર્યજી તો જરા હસી મૌન થઈ ગયા પછી કહ્યુ કે—શું કહો છો ? ત્યારે નરહરદાસે કહ્યુ કે મહારાજ વેણા કોઠારીને શરણુ લીયો. ત્યારે શ્રી આચાર્યજીએ નામ આપ્યું સમર્પણ કરાવ્યું, નરહરદાસ શ્રી આચાર્યજીના ઘણાજ કૃપાપાત્ર ભગવદીય હતા.

---

### વારતા ૮૨ મી.

#### શ્રી આચાર્યજીનાં સેવક શ્રી નાથજીનાં ખવાસ ગોપાલદાસ જટાધારીની વાર્તા.

તેને શ્રી નાથજી સાનુભાવ હતા. અને ઉનાળામાં શ્રી નાથજીનો ભોગ આવતો ત્યારે તે પોતાની આંખો મીચીને પંખો કરતા અને જયારે જગમોહનમાં રાત્રે શ્રી નાથજી પોઢતા ત્યારે આંખો મિચી ઉભા રહીને પંખો કરતા. આ પ્રમાણે ચારે પોહોર ઉભા રહેતા પણ આળસ કે કાંઈ બાધા કરતું નહિ. રાત્રે ી ઠાકોરજીનાં વચન સાંભળતાં. જયારે પોતે [illegible] કે ગોપા-

ળદાસ આંખ ઉઘાડ તારો પડદો કેવો, ત્યારે ગોપાલદાસ કહેતા કે મહારાજ ? શ્રી આચાર્યજીની મને આજ્ઞા નથી તેથી હું શી રીતે ઉઘાડું. તેથી શ્રી નાથજી પોતાના શ્રી હસ્તથી ગોપાલદાસના મુખમાં મેલતા આ પ્રમાણે કરતા કેટલાક દીવસ ગયા ત્યારે ગોપાલદાસે વિનતી કરી કે-મહારાજ ! મને પૃથ્વી પરિક્રમા કરવાની આજ્ઞા આપો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે કર. બીજા વઈષ્ણવોએ કહ્યું કે આવા કૃપાપાત્રને આવી ઈચ્છા કેમ થઈ ! ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે એ ગયો છે પણ જવાશે નહિ. તે ચાર મજલ જશે એટલે વિરહ થશે. તેનો દેહ પડશે ત્યારે વઈષ્ણવોએ વિનતિ કરી કે-મહારાજ ! એનો દેહ એમ કેમ પડશે ? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે ગોપાલદાસ પ્રથમ શ્રી નાથજીના બાગનું સંરક્ષણ કરતો તે સમય શ્રી ઠાકોરજીનો સેવક એક બ્રાહ્મણનો પુત્ર રાતે ચોરીથી પુષ્પ બાગમાંથી લઈ જતાં તેને ગોપાલદાસે પકડ્યો. એટલે છોકરો છટકી પોતાના મંદીરમાં પેશી ગયો. તેને ગોપાલદાસે મુઠી મારી આ તેનો મહા અપરાધ શ્રી ઠાકોરજીએ જાણ્યો. અને તેથી તેને આ ઈચ્છા થઈ. તે ગોપાલદાસને ચાર પાંચ મજલ જતાં વિરહ ઉત્પન્ન થયો અને દેહ ત્યાગ કર્યો આ વાર્તા શ્રી આચાર્યજીના સાંભળવામાં આવતાં કહ્યુ કે તેનો પરલોક બગડસે નહિ; કારણ કે તે શ્રી નાથજીના ચરણ પાસે પોહોચ્યો માટે ભગવદીયનો બગાડ કરવો નહી જો તેનો બગાડ કરે તો આ પ્રમાણે થાય.

ગોપાલદાસ શ્રી આચાર્યજીઉ પરણ કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વારતાનો પાર નથી.

---

વાર્તા ૮૩ મી.

શ્રી આચાર્ય જીના સેવક કૃષ્ણદાસની વાર્તા.

એક દિવસ દશ પંદર વઈષ્ણવ મળીને શ્રી આચાર્યજીના દર્શનાર્થે અડેલ જતા કૃષ્ણદાસને ગેર આવ્યા ત્યારે કૃષ્ણદાસ ઘેર નહતા, તેની સ્ત્રી હતાં તેની સ્ત્રીએ વઈષ્ણવોને દંડવત કરી શ્રી કૃષ્ણ સ્મરણ કહ્યા, અને બાદ તેનો સત્કાર કરી ઘરમાં બેસાડ્યા. પછી વિચાર કર્યો કે હવે કરવું શું? થોડીવારે સ્મૃતિમાં આવ્યું કે તે વાણીઓ રોજ ટોંકણી કરે છે કે તું મને મળ તું જે માગીશ તે હું આપીશ મટે આજ તેની પાસે જઈ સીધું લાવું આ પ્રમાણે વિચાર કરી વાણીયાને હાટે ગઈ અને કહ્યું કે હું તમને કાલે મળીશ. પણ આજે મને સીધુ જોઈએ છીએ તે આપો. ત્યારે વાણીઆએ કહ્યુ કે તું કોલ આપે તો હું માનું ત્યારે તે સ્ત્રી એવચન આપ્યું ત્યારે તે વાણીઆએ જે સીધું જોઈએ તે આપ્યું તે લઈને સ્ત્રી ઘેર આવી રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ ધરી, સમયાનુસાર ભોગ સરાવી વઈષ્ણવોને મહાપ્રસાદ લેવરાવ્યો, પછી કૃષ્ણદાસ ઘેર આવ્યા સર્વ વૈષ્ણવને મળ્યા, દંડવત કરી ઘરમાં જઈને સ્ત્રીને પુછ્યું કે શું ખબર છે? વૈષ્ણવને મહાપ્રસાદ લેવરાવ, ત્યારે સ્ત્રીએ કહ્યું કે પ્રસાદ તો લેવરાવ્યો. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે સીધું કયાંથી

લાવી ? ત્યારે સ્ત્રીએ સર્વ વાત કહી તે સાંભળી કૃષ્ણદાસ પ્ર-સન્ન થયા. પછી સ્ત્રી પુરૂષ બન્નેએ શીરાનો મહાપ્રસાદ લીધો, અને પછી વૈષ્ણવો પાસે કૃષ્ણદાસ આવ્યા અને આખી રાત ભગવદ વાર્તા કરી, પ્રભાતે વૈષ્ણવો વિદાય થતાં કૃષ્ણદાસ થોડક પહોંચાડવાગયા. અને પછીગેરઆવી શ્રીઠાકોરજીની સેવા કરી આ વૃત ગયા. અને તેની સ્ત્રીએ રસોઈ કરી શ્રી ઠાકોરને ભોગ ધરી મહાપ્રસાદ ઢાંકી રાખ્યો. સાયંકાળેકૃષ્ણદાસ આવ્યા ત્યારે બનેએ મહાપ્રસાદ લીધો ત્યારે કૃષ્ણદાસે સ્ત્રીને કહ્યું કે તું ગઈ કાલે વાણીયા સાથે કરારકરી આવી હતી તેનો કોલ પુરો કર એટલે સ્ત્રી સ્નાન સુંગાર જે હતો તે સજીને જવા લાગ્યા ત્યારે ચોમાસાના દિવસ હોવાથી વરસાદ વરસતો હતો તેમાં માર્ગમાં કાદવ હોવાથી કૃષ્ણદાસે સ્ત્રીને કહ્યું કે તું મારા કાંધેલી ઉપર બેસ. માર્ગમાં કાદવ ઘણો છે. તારા પગ ... ખરાબ થશે વાણીયો તારો અનાદર કરસે એમ કહી સ્ત્રીને ખભા ઉપર બેસાડી વાણીયાની દુકાને આવી તેને બોલાવ્યો કે એટલે વાણીઆયે પગ ધોવા માટે પાણી આપતાં સ્ત્રીએ કહ્યું કે મારા પગ કાદવવાળા નથીત્યારેવાણીઆએ કહ્યું કે-માર્ગમાંઈ કાદવ તો ઘણો છે છતાં તારા પગ કોરા શી રીતે રહ્યા ! ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે-તારે પુછવાથી કાંઈ કામ છે ! તું તારૂં કામ ... ત્યારે વાણીઆએ કહ્યું કે-એ વાતતો કહેવીજ જોઈસે. ... સ્ત્રીએ કહ્યું કે-મારો ધણી પોતાના ખભા ઉપર બેસાડી ... લાવ્યો છે. આ સાંભળતાં વાણીયો આશ્ચર્ય પામ્યો અને

ત્યારપછી કેટલેક દિવસે શ્રી ગુંસાઈજીનું ગોકુળ પધારવું થતાં આગરેથી ઉત્સવને દિવસે દર્શનાર્થે સંતદાસ આવ્યા. શ્રી ગુંસાઈજી જ્યારે આગળ પધારતા ત્યારે વગર બોલાવે સંતદાસને ઘેર પધારતા. શ્રી ગુંસાઈજી તેને શ્રી આચાર્યજીના સેવક જાણી આવી કૃપા કરતા હતા. પછી કેટલેક દિવસે સંતદાસનો દેહ થાકતાં ગોકુળથી ચાપાભાઈને બોલવતાં તે શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઈને આગળ આવ્યો. ત્યારે સંતદાસે કહ્યુ કે—આ તમારૂં ઘર છે મરજીમાં આવે તો એક દિવસ સ્ત્રીને રહેવા દેજો, અને મરજીમાં આવે તો એક દિવસ સ્ત્રીને રહેવા ન દેજો, અને મરજીમાં આવે તો ઘરેણે ઘર આપજો. અથવા વેચીને પઈસા લઈ જાઓ. એમ કહી ઘરના ખત વગેરેના કાગળીઆ સોંપી દીધા. ત્યારે તે ખત વિગેરે લઈ ગોકુળ આવ્યા અને શ્રી ગુસાંઈજીને સર્વ સમાચાર કહ્યા. પછી ત્યારે સંતદાસ ઘણાજ અસકત થઈ ગયા. ત્યારે સર્વ વઈષ્ણવ આવ્યા અને સંતદાસને કહ્યું કે તમને મથુરા વારેણુકાસ્થળ જ્યાં તમે કહો ત્યાં લઈ જઈએ. ત્યારે સંતદાસે કહ્યુ કે મને રેણુકાસ્થળ શું કૃતાર્થ કરશે ? ત્યારે વૈષ્ણવોએ કહ્યુ કે શ્રી ગોકુળ લઈ જઈયે ત્યારે સંતદાસે કહ્યુ કે ગોકુળનું શું કામ છે? એમ કહીને આગરામાં દેહ ત્યાગ કર્યો પછી વૈષ્ણવોએ ત્યાંજ કૃત્ય કરયું એ વાત શ્રી ગુંસાઈજી પાસે કહી ત્યારે પોતાના શ્રી મુખથી ગુસાઈજીએ કહ્યુ કે—તે સંતદાસ મહા ભગવદીય હતા.

---

## વારતા ૮૫ મી.

### શ્રી આચાર્યજીના સેવક સુન્દરદાસની વાર્તા.

જગન્નાથજીથી દશગાઉ છેટે સુંદરદાસજી રહેતા અને કૃષ્ણ ચૈતન્યનો સેવક માધવદાસ ત્યાં રહેતો. તે બન્નેને ઘણો સ્નેહ હતો. સુંદરદાસ જ્યારે શ્રી આચાર્યજીની પ્રશંશા કરે ત્યારે માધવદાસ કહે મારે તો સર્વ સ્વકૃષ્ણ ચૈતન્ય છે ત્યાં એક સમય શ્રી આચાર્યજીનું પધારવું થતાં સુંદરદાસે પોતાને ઘેર પધરાવ્યા. ત્યારે શ્રી આચાર્યજીએ ત્યાં સામગ્રી સીદ્ધ કરીને શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો. પછી ભોગ સરાવ્યો ત્યારે માધવદાસે થાળ આવતો જોયો. ત્યાર પછી શ્રી આચાર્યજી પોતે ભોજન કરીને પોઢયા. ત્યારે માધવદાસે સુંદરદાસને કહ્યુ કે તારા ગુરૂના હાથથી શ્રી ઠાકોરજી આરોગ્યા નહિ અને હું તો શ્રી ઠાકોરજીને આરોગાવું છું તે એક પણ કોળીયો રહેતો નથી, આ વાત શ્રી આચાર્યજીને સુંદરદાસે કહેતાં, શ્રી આચાર્યજી માધવદાસને બોલાવી પુછયું એટલે માધવદાસે સર્વ વાત કહી ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે કાલે હું ત્યારે ત્યાં આવીશ, અને પછી બીજે દીવસે શ્રી આચાર્યજી માધવદાસને ઘેર પધાર્યા અને કહ્યું કે થાળ શ્રી ઠાકોરજી પાસે રાખ, એટલે માધવદાસ થાળ લઈ ગયો. અને શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો અને પછી બહાર આવ્યો. ત્યારે શ્રી આચાર્યજી મંદિરના બારણામાં બેઠા. ત્યાં એક પ્રેત આવી રોજ ખાઈ જતો તે પ્રેત તે દીવસે આવીને જુવે છે તો શ્રી આચાર્યજી બિરાજેલા તે. તે જોઈ

પ્રેત અટકયો અને કહ્યુ કે આજ હું ભુખ્યો રહીશ ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તેં આજસુધી ખાધું તે તો ખાધું પણ હવે ખાવા પામીશ નહી, માટે અહિંથી જા. એટલે પ્રેત ચાલ્યો ગયો. પછી માધવદાસ ભોગ સરાવવા ગયો તો થાળ જેમનો તેમ પડયો છે. તે જોઈ કહ્યું કે તમારી પાસે મારા ઠાકોરજી આરોગતા નથી. આવાં સામાન્ય વચન ઘણાં કહેતાં શ્રી આચાર્યજી તો કાંઈ બોલ્યા નહી. જ્યારે રાતે માધવદાસ સુઈ રહયો. ત્યારે શ્રી ઠાકોરજીના અનુચરે આવીને તેને ખુબ માર્યો અને ખાટલાથી ઉંધો નાંખી દીધો. ત્યારે માધવદાસે કહ્યુ કે-શા માટે મારો છો ત્યારે જગન્નાથ રાયજીએ કહ્યુ કે-તેં શ્રી આચાર્યજીને સામાન્ય વચનો કેમ બોલ્યો? હું તારે ત્યા કયારે આરોગું છું તું જે ભોગ ધરતો તે પ્રેત ખાઈ જતો આજે શ્રી આચાર્યજી દ્વાર ઉપર બેઠા હતા તેથી પ્રત ખાઈ શકયો નહી તે મારૂં સ્વરૂપ છે તેને કઠણ વચન કેમ કહ્યાં, ત્યારે માધવદાસે કહ્યુ કે હું પ્રભાતે ક્ષમા માગીશ. પ્રભાતે માધવદાસ શ્રી આચાર્યજી પાસે જઈ દંડવત કરી વિનતી કરી કે મહારાજ મારો અપરાધ ક્ષમા કરો શ્રી આચાર્યજી તો પરમ દયાળ તેથી પ્રસન્ન થઈ કહ્યું કે-તારો શું અપરાધ છે? હું તારા ઉપર બહુજ પ્રસન્ન છું. ત્યારે માધવદાસે વિનતી કરી કે-મહારાજ મારે ઘેર પધારો. ત્યારે શ્રી આચાર્યજી તેને ત્યાં પધાર્યા અને માધવદાસને નામ સંભળાવ્યું શ્રી પછી આચાર્યજીએ તેના શ્રી ઠાકોરજીને પંચામૃતથી સ્નાન કરાવ્યું અને પછી શુંગાર

કરી સિંહાસન ઉપર બેસાડયા. પછી શ્રી આચાર્યજીએ સામગ્રી સિદ્ધ કરી ભોગ ધર્યો, પછી સમયોનુસાર ભોગ સરાવી અનોસર કરી શ્રી આચાર્યએ માધવદાસને કહ્યું કે તું વૈષ્ણવોને બોલાવી લાવ. ત્યારે માધવદાસે કહ્યુ કે પાંચ સાતને બોલાવું. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તારી મરજીમાં આવે તેટલાને બોલાવ ત્યારે માધવદાસે કહ્યુ કે મહારાજ ! પ્રસાદ તો થોડો છે. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે–પ્રસાદ કદી ઘટે નહિ. તારી અક્કલ તો મારી ગઈ છે. આ ગામમાં જે વૈષ્ણવ હોય તે સર્વને બોલાવ. પછી સર્વને બોલાવી મહાપ્રસાદ લેવરાવ્યો. તોપણ થાળ તો ભરયોજ રહયો ત્યારે માધવદાસે કહ્યું કે વિશ્વાસ જોઈએ, આ પ્રકારે માધવદાસનો શ્રી આચાર્યજીએ અંગીકાર કર્યો તે સુંદરદાસના સંગથી થયો. માટે સંગ ભગવદીયનો કરવો. તે સુંદરદાસ શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તાનો પાર નથી.

---

વાર્તા ૮૬ મી.

શ્રી આચાર્યજી ના સેવક માવજી પટેલ તથા તેની સ્ત્રી વિરજાની વાર્તા.

માવજી પટેલ તથા તેની સ્ત્રી વર્ષમાં બેવાર શ્રી નાથજીનાં તથા શ્રી ગુસાંઈજીના દર્શને જતાં તેથી શ્રી ગુસાંઈજી તેના ઉપર પ્રસન્ન હતા તેને કૃષ્ણભટનો સંગ થતાં વિરજાએ કહ્યુ કે તમે અમારે માથે સેવા પધરાવો તો સારૂં કૃષ્ણભટે શ્રી

ગુંસાઈજીને વિનતી કરી ને તેઓને માથે સેવા પધરાવી એટલે તે સ્નેહસહ સેવા કરતાં સામગ્રી સારી રીતે કરતાં અને શ્રી આચાર્યજીના સેવક જે દશ ગાઉ સુધી રહેતા તેને પ્રસાદ લેવ-રાવતા. આ પ્રમાણે સેવા કરતા હતા. એક સમય ઉત્સવને દિવસે સર્વ વઈષ્ણવ પ્રસાદ લેવા બેઠા હતા. ત્યારે વિરજાએ અનસખડી મહાપ્રસાદ પિરસ્યો અને કૃષ્ણભટને એવી પ્રાર્થના કરી કે સર્વ વઈષ્ણવ બેઠા હોય અને સખડી મહાપ્રસાદ સર્વને હું લેવરાવું એ મનોરથ છે ત્યારે કૃષ્ણભટે કહ્યુ કે આ મનો-રથ ભક્તિ ભાવથી થાય, પણ તે દ્રવ્ય સાધ્ય છે. ત્યારે વિર-જાએ કહ્યુ કે દ્રવ્ય સાધ્ય એટલે શું? ત્યારે કૃષ્ણભટે કહ્યું કે– આ વઈષ્ણવો તે લઈ શ્રી ગુંસાઈજી પાસે શ્રી ગોકુળ જઈએ અને પછી જે આજ્ઞા શ્રી ગુસાંઈજી આપે તેમ કરીએ, જો શ્રી ગુસાંઈજી આજ્ઞા આપે તો સખડી મહાપ્રસાદ લેવાય. માટે તે દ્રવ્ય સાધ્ય છે. માર્ગમાં ખર્ચ કરવું જોઈએ અને વૈષ્ણવની આજ્ઞા લેવી જોઈએ, ત્યારે વિરજાએ કહ્યુ કે–મારે એ મનો-રથ કરવો છે, માવજી પટેલે કહ્યું કે–મારી પાસે બે લાખ મુદ્રા છે, તેથી કામ થાય તો કરો. ત્યારે કૃષ્ણજી ભટે કહ્યું કે–જરૂર થશે આપણે પ્રથમ શ્રી ગુસાંઈજી પાસે જઈએ અને શ્રી ગુસાં ઈજી આજ્ઞા આપે તેમ કરીએ. માવજી પટેલ ધનાઢ્ય હતા. તેથી સર્વ દ્રવ્ય લઈ ઉજ્જેન આવ્યા. પછી કૃષ્ણભટે બધા વઈષ્ણવને એકઠા કરી ગોકુળમાં શ્રી ગુસાંઈજીના દર્શન માટે લાવ્યા. પછી શ્રી ગુસાઈજીનાં દર્શન કરી કૃષ્ણભટે વિનંતિ કરી

કે મહારાજ ! વિરજાને એવો મનોરથ છે કે વઈષ્ણવ સખડી મહાપ્રસાદ મારા હાથે લે ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે—એ મનોરથ પુરૂષોત્તમ ક્ષેત્ર વગર થાય જ નહિ, ત્યારે સર્વ વઈષ્ણવની મંડળી લઈને વિરજા કેટલેક દિવસે જગન્નાથજી પોહોંચી અને જગન્નાથરાયજીનાં દર્શન કરયાં પછી નાના પ્રકારની સામગ્રીનો શ્રી જગન્નાથજીને ભોગ ધર્યો પછી સર્વ મહાપ્રસાદ સર્વ વૈષ્ણવોને પોતાને હાથે વિરજાએ પિરસ્યો. પોતાનો મનોરથ પુર્ણ કરી ત્યાં થોડા દિવસ રહી સર્વ વઈષ્ણવો સહ વિરજાએ ગોકુળ આવી શ્રી ગુસાંઈજીનાં દર્શન કરી સર્વ વાર્તા કહી બાકીનું શેષ રહેલું દ્રવ્ય શ્રી ગુસાંઈજીને ભેટ કરયું, ત્યારે શ્રી ગુસાંઈજી વિરજા ઉપર પ્રસન્ન થયા. પછી સર્વ વઈષ્ણવને મહાપ્રસાદ લેવરાવ્યો. પછી શ્રી ગુસાંઈજીએ પોતે મહાપ્રસાદ લીધો. પછી સર્વ વઈશ્ણવો તથા વિરજા શ્રી ગુસાંઈજી સાથે શ્રીનાથદ્વાર આવ્યા અને દર્શન કરી સર્વ પોતાના ગામ ભણી વિદાય થયા. વિરજા આવી ભગવદીય હતી એક વર્ષમાં બે વાર વિરજા ગોકુળ આવતી ત્યારે એક ગાડું ગોળનું અને એક ઘીનું લઈ જઈ એક માસ ત્યાં રહેતી તેમાં પંદર દિવસ ગોકુલમાં અને પન્દર દિવસ શ્રી નાથજીદ્વારમાં રહેતી અને સામગ્રી કરી ભોગ ધરી તે પછી સવં ઢાંકી રાખે તે જ્યારે ગાયોના ગેવાળ આવતા ત્યારે મહાપ્રસાદ અંગીકાર કરતા એ વિરજા આવી ભગવદીય હતી તે ઘઝરાવળના સંગથી થઈ માટે સંગ ભગવદીયનો કરવો.

સમાપ્ત.

વારતા ૮૭ મી.

શ્રી આચાર્યજીના સેવક ગોપાળદાસની વારતા.

ગોપાલદાસને શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી હતી કે-તમે સર્વને નામ આપજો, તેથી ગોપાળદાસ સર્વને નામ આપતા હતા, એક દિવસ શ્રી આચાર્યજી રોડામાં પધાર્યા ત્યારે ગોપાળદાસ ઘેર નહતા. તેનો પુત્ર ઘેર હતો. તેથી શ્રી આચાર્યજીએ તેના પુત્રને કહ્યું કે ગોપાલદાસ ક્યાં છે? ત્યારે તેના પુત્રે કહ્યું કે શ્રી ઠાકોરજીને કામે ગયેલા છે; તે શ્રવણ કરી શ્રી ઠાકોરજીનું મન અપ્રસન્ન થયું કે-ગોપાળદાસનો પુત્ર આમ કેમ બોલે છે? પછી શાંન્ત રહેવું અયોગ્ય વિચારયું પણ પછી મનમાં વિચાર કરયો કે ગોપાલદાસને આવવા દઈએ. તે શું કહે છે. પછી સાંજે ગોપાલદાસ આવ્યા અને શ્રી આચાર્યજીનાં દર્શન કરયાં ત્યારે શ્રી આચાર્યજીએ પુછયું કે તમે ક્યાં ગયા હતા? ત્યારે ગોપાળદાસે કહ્યુ કે-મહારાજ પેટ વળગ્યું છે માટે વૃત્તિ માટે ગયો હતો. આ શ્રવણ કરી શ્રી આચાર્યજી તેના ઉપર બહુજ પ્રસન્ન થયા, અને શ્રીમુખથી કહ્યુ કે-આ વઈશ્ણવનાં લક્ષણ છે. વૃતીમાં શ્રી ઠાકોરજીનું નામ લેવું નહીં.

લઈને આવ્યા. અને જળ આપ્યું અને ઝારી ત્યાંજ મુકી દીધી. શ્રી નાથજીનું હ્રદય કોમલ હોવાથી તે ભક્તનાં દુઃખને સહન કરી શકતા નથી.

એક સમયે ગોપાલદાસે ' શિખંડી શ્યામ ઘનસખી કંઠ મનોહર હાર ધન્યદિન જેનો દેખસુ નયનન નંદકુમાર ' ૧ આ પ્રમાણે ઘણી ચોપાઈઓ કરી.

એક સમય શ્રી ગુસાંઇજીએ રોડામાં પધારી બહાર મુકામ કર્યો. પછી જ્યારે ઉત્થાપન સમય ગોપાલદાસજી દર્શને આવ્યા ત્યારે એ વૈષ્ણવોએ કહ્યું કે અમને શ્રી ગુંસાઈજી પાસે નામ અપાવો. ત્યારે ગોપાલદાસે કહ્યું કે—હું નામ આપુંછુ. તેજ શ્રી ગુસાંઈજી આપે છે. માટે ઘેર આવીને તમને નામ આપીશ. પણ તે વૈષ્ણવોને શ્રી ગુસાંઈજી પાસેથી નામ લેવાની ઈચ્છા હોવાથી ત્રણવાર કહ્યું એટલે ગોપાલદાસે પણ ત્રણવાર તેજ પ્રમાણે કહ્યું, આ વાત શ્રી ગુસાંઈજીના સાંભળવામાં કાનો કાન આવતાં વૈષ્ણવોને પુછ્યું કે—તમે શું કહો છો ? ત્યારે તેઓએ કહ્યું કે—અમને નામ આપો ત્યારે શ્રી ગુસાંઈજીએ તેને નામ આપી કૃતાર્થ કર્યા પછી ગોપાલદાસને કહ્યું કે તમારો શ્રી આચાર્યજીએ અંગીકાર કરેલો છે. તે તો દઢ થયો છે. પણ જે તમારી પાસેથી નામ પામેલ છે. તે તો અમારા કહી થશે નહિ. આ પ્રમાણે શ્રી ગુસાંઈજીનું બોલવું થતાં ગોપાળદાસે જેને પોતે નામ આપ્યાં હતાં તેઓને શ્રી ગુસાંઈજી પાસે નામ અપાવ્યાં

ત્યારે તે સર્વ કૃતાર્થ થયા, તેને શ્રીગુંસાઈજી ગંગા જળ કહેતા તેને સ્વામિત્વ આપવાથી એ જીવોનું શ્રેય થયું શ્રી ગોપાળદાસ શ્રી આચાર્યજીના મહા કૃપાપાત્ર ભગવદીય હતા.



વારતા ૮૮ મી.

શ્રી આચાર્યજીના સેવક સુરદાસજી ગૌઘાટવાળાની વારતા.

એક સમય શ્રી આચાર્યજીનું અડેલથી વ્રજ પધારવું થતાં કેટલેક દીવસે ગૌઘાટ પધારયા. આગરા અને મથુરાના મધ્યમાં ગૌઘાટ છે. ત્યાં શ્રી આચાર્યજી સ્નાન કરી સંધ્યાવદન કરી રસોઈ કરવા માટે બેઠા. તે સમય સાથે સેવકો ઘણા હતા, તેઓ પણ પોતાના શ્રી ઠાકોરજીની રસોઈ કરવા લાગ્યા. તે ગૌઘાટ ઉપર સુરદાસજી રહેતા હતા. સુરદાસ પોતે શેવક કરતા હતા. ગાયન ઘણું સારૂં કરતા, તેથી ઘણા લોકો સુરદાસજીના શેવેક થયા હતા. તે શેવકોમાંથી કોઈએ સુરદાસજીને શ્રી આચાર્યજી પધારવાના સમાચાર કહ્યા અને કહ્યું કે—જેણે દક્ષિણમાં દિગ્વિજય કરેલ છે. સર્વ પંડિતોને જીતીને ભંક્તિમાર્ગ સ્થાપન કર્યો છે, તે પધાર્યા છે. ત્યારે સુરદાસજીએ કહ્યું કે—તું ત્યાં જઈને દુર બેસજે. જયારે તે ભોજન કરીને બિરાજે ત્યારે ખબર કરજે એટલે હું શ્રી આચાર્યજીનાં દર્શને જઈશ. એટલે શેવક દુર જઈને બેઠો. ત્યારે શ્રી આચાર્યજી રસોઈ કરતા રશોઈ તઈયાર થઈ ત્યારે શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો. પછી

ભોગ સરાવી મહાપ્રસાદ લઈ શ્રી આચાર્યજી ગાદી ઉપર બિ-રાજ્યા. અને એટલામાં સર્વ સેવક પણ પરવારીને આવ્યા. ત્યારે સુરદાસજીના સેવકે સુરદાસજીને કહ્યું કે શ્રી આચાર્યજી બિરાજ્યા છે. એટલે સુરદાસજી દર્શને આવ્યા. ત્યારે શ્રી આ-ચાર્યજીએ કહ્યુ કે—સુર! કાંઈ ભગવદ્ યશ વર્ણન કરો. ત્યારે સુરદાસે એક પદ ગાયું.

હોં હરિ સબ પતિ તનકો નાયક કોકરિ શકે બરાબર
મેરી ઈતે માનકો લાયક. ૧
જો તુમ અજામિલ સોંકીની, જો પાતી લિખવાઊં;
હોય વિશ્વાસ ભલો જીય અપને ઔરપતિત બોલવું. ૨
સિમિટે જહાં તહાં તે સબ કોઉ અય જુરે એકઠોર,
અબકેં ઈતને આન મિલાઉં વેર કુસરી ઓર. ૩
હોડા હોડી મન હુલાસ કરી કરે પાપ ભરિ પેટ,
સબહિ નલૈ પાઅન તરિ અરિ હોં યમી અમારી ભેટ. ૪
અઈસી કિતનીક બનાઉં પ્રાનપ્રતિ સુમરન હૈ ભયો માગૌ,
અબકી વેર નિવાર પ્રભુ સુરપતિ કો ટાઢો. ૫

રાગ ધનાશ્રી.

પ્રભુ મેં સબ પતિતનકૌ ટીકૌ,
ઓરપતિત સબ ઘૌસ ચારિકે મેતા જન્મતહીકૌ, ૧
વધિક. અજામિલ ગનિકા તારી. ઓર પુતનાહીકૌ,
મોહિ છાંડી તુમ ઓર ઉધારે, મિટે શાબ કેસે જીકા. ૨

કોઉન સમરથ સેવક રતકાં ખેંઈચિ કહતહો લીકો,
મરિમત લાજ સુરપતિ તનમેં કહત સબનમેં નીકો. ૩

આ પ્રમાણે પદ સાંભળી શ્રી આચાર્યજીએ કહ્યુ કે—સુર થઈને આવો ડિમાક શેનો છે ? કાંઈ ભગવદ્ લીલા વર્ણન કરી ? ત્યારે સુરદાસજીએ કહ્યું કે મહારાજ ! હુંતો સમજતો નથી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે—જા સ્નાન કરી આવ હું સમજાવું; ત્યારે શુરદાસજી સ્નાન કરી આવ્યા. એટલે શ્રી આચાર્યજીએ નામ સંભળાવ્યું પછી સમર્પણ કરાવ્યું અને પછી દશમની અનુક્રમણિકા કહી. તેથી સર્વદોષ દુર થઈ ગયા. અને નવધા ભક્તિ સિદ્ધ થઈ. ત્યારે શુરદાસજીએ ભગવદ્ લીલા વર્ણન કરી. અનુક્રમણિકાથી બધી લીલાનું સ્મરણ થયું. અને દશમની શુબોધિનીમાં મંગળાચરણનો શ્લોક શુરદાસજીએ કહ્યો.

नमामि हृदये शेषे लीला क्षराब्धि सायनं
लक्ष्मी सहस्त्रलीलाभिः सेव्यमान फलानिध ॥

અને તેજ સમય શ્રી આચાર્યજી પાસે પદ ગાયું.

રાગ બિરાવલ.

'ચકઇચલી ચરણ સરોવર જહાંન પ્રેમ વીયોગ.'

આ પદ આખું શુરદાસજીએ ગાયું અને આ પદ દસમના મંગલા ચરણની કારિકાના અનુસાર કરયું તેમાં કહેલું છે કે—જે ત્યાં શ્રી સહસ્ત્રસહિત નિતક્રીડીત શોભિત આ પ્રમાણે પદ કરયું તેથી જણાયું કે—શુરદાસજીને બધી શુબોધિની સ્ફુરાય-

માન થઈ અને લીલાનો અભ્યાસ થયો એમ શ્રી આચાર્યજીએ જાણ્યું પછી નન્દ મહોત્સવ કરી શ્રી આચાર્યજી પાસે ગયો.

રાગ દેવગન્ધાર.

વ્રજભયો આહરકે પુત જબયહબાત સુની.

શ્રી આચાર્યજી આ સાંભળી બહુ પ્રસન્ન થયા. અને પોતાના શ્રી મુખથી કહ્યું કે—શુરદાસ જાણે પાસેજ હતા, પછી શુરે પોતે જે સેવક કરેલા હતા તે સર્વને નામ અપાવ્યું અને ઘણાં પદ કર્યાં પછી શ્રી આચાર્યજીએ શુરદાસને પુરૂષોત્તમ સહસ્ત્ર નામ સંભળાવતાં સુરદાસજીને આખા ભાગવતની સ્ફુર્તિ થઈ. અને જે જે પદ કરયાં તે પ્રથમથી તે દ્વાદશસ્કંધ સુધી કર્યા. શુરદાસજી મહાકૃપાપાત્ર ભગવદીય હતા. શ્રી આ- આર્યજી બે ત્રણ દિવસ ગઉ ઘાટ ઉપર બિરાજ્યા અને પછી વ્રજમાં પધારયા ત્યારે શુરદાસ પણ સાથે આવ્યા.

શ્રી આચાર્યજી વ્રજમાં પધારયા. તે પેહેલાં શ્રી ગોકુળમાં પધાર્યા. ત્યારે શુરદાસજી સાથે હતા. ત્યારે શ્રી મુખથી આચા- ર્યજીએ કહ્યું કે—શુરદાસ ગોકુળના દરશન કરો ત્યારે શુરદાસે દંડવત કર્યા. કે તુરતજ બાલલીલા હ્રદયમાં સ્ફુરાયમાન થઈ અને તેના હ્રદયમાંથી આચાર્યજીએ શ્રી ભાગવતના સકલ લીલા સ્થાપી તેથી દર્શન કરતાંજ શુરદાસને શ્રી ગોકુળની બાલલીલા સ્ફુરી ત્યારે શુરદાસજીએ મનમાં વિચારયું કે—શ્રી ગોકુળની બાંળલીલાનું વરણન કરીને શ્રી આચાર્યજીને સંભળાવું જન્મ લીલાનું પદ તો પ્રથમ સંભળાવ્યું છે.

રાગ બિલાવલ.

સોભિત કરનવનીત લિયે.

ઘુટુરૂબન ચલતે રેણુ તંનમંડિત મુખલેપકિયે. ૧

ચાર કપોલલોલ લોચન છબિગોરોચનકો તિલક દિયો,

લાર લટકનમાતોં મત મધુપગન માધુરી પિયેં. ૩

કઠુલા કંઠ બજત કેહરિ નખરાજતહે સખી રૂચિર હિયે;

ધન્ય શુદએકોપલ યહશુખ કહા ભયો સત કલ્પ જીયે. ૩

આ પદ શુરદાસજીએ ગાયું અને બીજા પદ ઘણાં ગાયાં ત્યારે શ્રી આચાર્યજી પ્રસન્ન થયા અને મનમાં વિચાર્યું કે—શ્રી નાથજીની સેવાનું સર્વ મંડાણ અહીંજ થયું. અને કીર્ત્તનનું મંડાણ કરયું નથી. માટે હવે શુંરદાસજીને આપો અને પોતે શ્રીજીદ્વાર પધાર્યા. અને શુરદાસને સાથે લીધા. અને ત્યાં જઈ સ્નાન કરી પોતે મંદિરમાં પધારયા. અને શુરદાસજીને સ્નાન કરી ઉપર આવવાનું કહ્યું. એટલે શુરદાસજીએ સ્નાન કરી ઉપર જઈ શ્રી નાથજીનાં દરશન કરયાં એટલે શ્રી આચાર્યજીએ કહ્યું, કે—શ્રી નાથજીને કાંઈક સંભળાવો. એટલે શુરદાસજીએ વિજ્ઞપ્તિનું પદ પ્રથમ ગાયું.

રાગ ધનાશ્રી.

અબહોં નાચ્યો બહુત ગોપાલ.

આ પદ આખું ગાયું ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે--હવે તો તમને અવિદ્યા જરા રહી નથી. માટે હવે ભગવદ્ યશ વર્ણન કરો. ત્યારે શુરદાસે મહાત્મ્ય અને લીલા [illegible] ભળાવ્યાં.

રાગ ગોડી.

'કોન શુક્રત ઈન વ્રજવાસિનકો'

આ પદ સાંભળી શ્રી આચાર્યજી બહુ પ્રસન થયા; કારણ કે શ્રી આચાર્યજીએ બહુ પ્રસન થયા; કારણ કે શ્રી આચાર્યજીએ જેવો માર્ગ પ્રકાશ કર્યો તે અનુસાર શુરદાસજીએ પદ કરવાં. નામ પ્રકરણમાં પૂતનાથી માંડીને શકટ. તૃણાવૃત, ગર્ગાચાર્ય, યમલાર્જુન, અને વૈકુન્ઠ દર્શન એવાં એવાં ભગવાનનાં ઘણાં મહાત્મ્ય જણાવ્યા.

સુરદાસજીએ સહસ્ત્રાવધિ પદ કરેલા છે, એ સર્વ જગતમાં પ્રસિદ્ધ છે. તે પદ પાદશાહના સાંભળવામાં આવતા તેણે વિચાર કર્યો કે-સુરદાસ ક્યારે મળે? ભગવદ્ ઈચ્છાથી સુરદાસજીનો સમાગમ થતાં તેણે કહ્યું કે-તમો ઘણાં પદ કરેલાં છે. મને ઈશ્વરે રાજ આપેલ છે. તેથી સર્વ મારા ગુણાનુવાદ ગાય છે. માટે તમે પણ ગાઓ. ત્યારે સુરદાસજીએ આ પ્રમાણે ગાયું.

રાગ બીલાવલ.

'મનારે તું કરિ માધો સાં પ્રીતિ.'

આ પદ પાદશાહ પાસે ગાયું. આ પદનું નિશદીન ધ્યાન રહેતા ભગવદાનુગૃહથી શાન્તિ રહે. સંસારથી વઈરાગ્ય રહે કુસંગનો નિરંતર ભય અને ભગવદીયના સંગની ઈચ્છા રહે. અને શ્રી ઠાકોરજીના ચરણ કમળ ઉપર સ્નેહ રહે. દેશાદિક ઉપર પ્રીતિ ન થાય. તે શ્રવણ કરી પાદશાહે પ્રસન્ન થઈને કહ્યુ કે—સુરદાસજી! પરમેશ્વરે મને રાજ આપેલું છે. માટે તમે મારા યશ ગાઓ. ત્યારે શુરદાસજીએ આ પદ ગાયું.

રાગ કેદારો.

'ના નહિ રહ્યો મન મેં ઢારે.'

આ પદ ગાયું તે શ્રવણ કરતાં અકબરપાદશાહે વિચાર કર્યો કે—આ સારાં યશ શા માટે ગાય? એને જરા લાલચ નથી. તેઓ હરિ જન છે. શુરદાસજીએ આ પદની સમાપ્તિમાં ગાયું હતું કે—'શુર અઈસે દર્શ કોંઈ મરબ લોચને પ્યાસ' તે ગાયું ત્યારે પાદશાહે પુછયું કે—શુરદાસજી આપને નેત્ર નથી અને વગર જોએ ઉપમા આપો છો. ત્યારે શુરદાસજી બોલ્યા નહિ. પણ પાદશાહે વિચાર કરયો કે એનાં નેત્ર પરમેશ્વર પાસે છે. તેથી વર્ણન કરે છે. પછી તેને કાંઈક આપવાનો વિચાર કરયો, પણ તે ભવવદીય અને ઈચ્છા રહિત હતા. શુરદાસજી ત્યાંથી શ્રીનાથદ્વારા આવ્યા.

શુરદાસજી માર્ગમાં ચાલ્યા જતા હતા ત્યારે કોઈ ચોપાટ રમતો હતો. રમનારા રમતમાં લીન હોવાથી તેઓને જતાં આવતાંનું ભાન નહતું તે જોઈ પોતાની સાથેના માણસોને શુરદાસે કહ્યું કે, જુઓ? આ કેવું પોતાનું જીવન ખુવે છે. ઈશ્વરે મનુષ્ય દેહ આપેલ છે, તે સેવા માટે પણ આતો હાટકાં કુટે છે-તે સમય એક પદ ગાયું,

રાગ કેદારો.

મનતું સમજી શોચવિચાર, ભક્તિવિણ—
ભગવાન્ દુર્લભ કહત નિગમ પુકાર.
સાધુ સંગતિ કારિફાસાફેરિ રસના સારિ.
દાવ અબકે પરયો પુરો,ઉતરી પહેલી પાર.

આક રાતે સુનિ અઢારે પંચ હીકા મારી.
દુર તે ત્યજી તીનકાં નેચ ભક્તિ ચૌંક વિચાર.
કામ ક્રોધ જંજાળ ભુલ્યૌ ઠાચો ઠગણીનાર.
સૂર હરિકે પદ ભજન વિન ચલ્યોઉ દોઉકર ઝાર.

આ પદ પોતાની સાથેના ભગવદીયને સંભળાવ્યું આ પદમાં એમ કહેલું છે કે—મનતું સમજી સોચ વિચાર, એ ત્રણે વસ્તુ રમતમાં જોઈએ અને તેજ ત્રણ વસ્તુ ભગવાનના ભજનમાં પણ જોઈએ; કારણ કે જો તે સમજણ હોય તો શ્રવણ શું કરસે. માટે પ્રથમ સમજ જોઈએ. અને સોચ એટલે ચિન્તા એટલે કે ભગવદ્‌ની પ્રાપ્તિની ચિંતા ન હોયતો સંસાર ઉપર વઈરાગ્ય શી રીતે થાય ? આ જીવને વિચાર નહિતો સંગ કુસંગમાં શું કરસે. માટે વિચાર જોઈએ. એ ત્રણે વસ્તુ હોયતો ભગવદીય થાય માટે આ ત્રણે વસ્તુ ભગવદીયને અવશ્ય જોઈએ. અને રમતમાં પણ ત્રણે વસ્તુ જોઈયે. સમજ એટલે ગણવું તે ન આવડે તો ચલાય શી રીતે ? અને સોચ એકે—આગળ મારા દાવ પડે—તો આ પ્રમાણે ચાલું અને વિચાર તેમાંજ તન મન, આ ત્રણ બાબત હોયતો રમત રમી શકાય.

સુરદાસજીએ શ્રી નાથજીની સેવા ઘણા દિવસ કરી. વચમાં શ્રીનવનીતપ્રિયાજીનાં દરશન માટે શ્રી ગોકુળ જતા એક સમય નવતપ્રિયાજીનાં દર્શન કરી બાલલીલાના પદ ઘણાં સંભળાવ્યા તે સાંભળી પ્રસન્ન થઈ શ્રી ગુસાંઈજીએ સંસ્કૃતમાં

એક પાલણું કહી સુરદાસજીને શિખવ્યું અને તે શ્રી નવીનીત-પ્રિયાજી ઝુલતા હતા ત્યારે સુરદાસજીએ ગાયું.

રાગ રામગ્રી,

પ્રેમ પર્ય્યંક શયન.

આ આખું પદ સુરદાસજીએ ગાયું અને આ પદના અનુસાર શ્રી નવનીતપ્રિયાજીનાં ઘણાં પદ કરયાં તે શ્રવણ કરી શ્રી ગુસાંઈજી બહુ પ્રસન્ન થયા.

રાગ બિરાવલ.

બાલ વિનોદ આંગનમેક્રીડોલનિ
મણિમય ભૂમિ સુભગ નંદાલય બલિ બલિ ગઈ તોતરિ બોલનિ. ૧
કઠુલા કંઠ રૂચિર કેહરિ નખ વ્રજમાલ બહુ લઈ અમઉલનિ
વદન સરોજ તિલક ગોરોચન લરલટિકનમધુગનિ લોલની. ૨
લીન્યો કર પરસત આનંદ કબે લગ્યો કપોલનિ.
કહે જન સુર કહોં લો વરણું ધન્યનંદ જીવન જગતો લનિ. ૩

---

ગોપાલ દૂરહઈ માખન ખાત,
દેખિ સખી સોભા બઢી અતિ શ્યામ મનોહર ગાત. ૧
ઉઠિ અવલોકિ ઓટ ઠાડી હયે જીહ વિધિ નહિ લખિ લેત.
ચક્રત નઈન દિશ ચિતવત ઓઉર સખનકોં દેત. ૨
સુન્દર કર આનન સમીપ હરિરાજતયહ આકાર.
જનુ જલ રૂહ તજી વેર વિધિ સોં લાયે મિલત ઉપહાર. ૩

ગિરી પરત વદનતે ઉપર દ્રઈદધી સુતકે બિંદુ.
માનહુ સુધાકન ઓરવત પિય જીનદંદુ ૪
બાલ વિનોદ વિલોક સુર પ્રભુ વિનભઈ વ્રજકી નાર,
કુરતન વચન વરજીવે કઉમન રહી વિચાર વિચાર. ૫

સુરદાસજીએ શ્રી નાથજીની ઘણી સેવા કરી. પછી ભગવદ્ ઈચ્છા બોલાવવાની જાણીને પરસોલીમાં નિત્ય ફળાત્મક રાસલીલા કરે છે ત્યાં સુરદાસજી આવ્યા, અને શ્રી નાથજીની ધ્વજાને દંડવત કર્યા. અને ધ્વજાના સામું મોઢું કરી સુતા પણ અંત:કરણમાં એ હતું કે—શ્રી આચાર્યજી દર્શન દેસે. હવે આ દેહ થાકયો તેથી શ્રી નાથજીનાં દર્શન થાય તો અહોભાગ્ય. શ્રી ગુસાંઈજીનું નામ કૃપા સિંધુ છે. ભકતોના મનોરથ પુર્ણ કરવાવાળા છે એવા વિચારથી શ્રી ગુસાંઈજીનું ચિંતવન કરતા હતા, જેમ સુરદાસજી સ્મરણ કરતા હતા તેમ શ્રી ગુસાંઈજી પણ ક્ષણ વાર ભુલતા ન હતા શ્રી નાથજીના શૃંગાર સમય સુરદાસજી મણી કોઠામાં ઉભા રહીને કીર્ત્તન કરતા હતા તે દિવસ શ્રી ગુસાંઈજી શ્રી નાથજીનો શૃંગાર કરતા હતા. ત્યારે સુરદાસ જોવામાં ન આવતાં શ્રી ગુસાંઈજીએ પુછયું કે—સુરદાસજી કેમ દેખાતા નથી. ત્યારે કોઈ વઈષ્ણવે કહ્યું કે—મહારાજ! તે તો આજ પરસોલી જતા હતા. ત્યારે શ્રી ગુસાંઈજીએ જાણ્યું કે—અવસાન સમય છે. એ જાણી સેવકોને કહ્યું કે—પુષ્ટિમાર્ગનું વાહાણુ જાય છે. જેને કાંઈ લેવું હોય તે લ્યો. અને જો ભગવદ્ ઈચ્છાથી રાજ ભોગ આરતિ સુધી રહે છે તો હું પણ આવું છું.

પછી હર વખત શ્રી ગુસાંઈજી સુરદાસના સમાચાર મગાવે. જે આવે તે કહે કે મહારાજ! શુરદાસ અચેત છે. એમ કરતાં કરતાં શ્રી નાથજીના રાજભોગનો સમય થયો. એટલે રાજભોગ આરતિ કરીને શ્રી ગુસાંઈજી ગિરિરાજથી નિચે આવી પરસોલી પધારયા. ભીતરીઆ રામદાસજી વિગેરે અને કુંભનદાસજી અને શ્રી ગુસાંઈજીના સેવક ગોવિન્દ સ્વામિ ચત્રભુજદાસ અને બીજા પણ શ્રી ગુસાંઈજીની સાથે આવ્યા. અને આવતાંની સાથેજ શ્રી ગુસાંઈજીએ શુરદાસજીને પુછયું કે શુરદાસજી કેમ છે? ત્યારે શુરદાસજીએ ગુસાંઈજીને દંડવત કરી કહ્યું કે—મહારાજ પધાર્યા છો. આપની રાહ જોતા હતો. એમ કહી એક પદ ગાયું.

રાગ શારંગ.

દેખો દેખો હરિ જુકો એક શુભાવ.  
અતિ ગંભીર ઉદાર ઉદધિ પ્રભુ જાતિ શિરોમય રાય, ૧  
રાઈજીતની સેવાકઉ ફલમાનત મેરૂ સમાન.  
સમજીદાસ અપરાધ સિંધુ સમ બુદન એ કઉ જાનિ. ૨  
વદન પ્રસન્ન કમલ પદ સનમુખ દીપતહી હઈ અઈસે,  
અઈસે વિમુખ કુ ભયો કૃપા આ મુખકી જબદેખઉ તબ તેસે  
ભક્ત વિરહ કરત કરૂણા મય ડોલત પાછેં લાગે.  
શુરદાસ એસેં પ્રભુકોં કત દીજઈ પીઠ અભાગે. ૪

આ પદ શ્રવણ કરી શ્રી ગુસાંઈજી બહુ પ્રસન થયા. અને કહ્યુ કે—પ્રભુ આવો દિવસ પોતાના સેવકને આપે, તે સમય

ચત્રભુજદાસ ત્યાં હતા તેણે કહ્યું કે-શુરદાસજીએ ભગવદ્ યશ ઘણો વર્ણન કરયો. પણ શ્રી આચાર્યજીના યશનું વર્ણન કરયું નહિ. આ વચન સાંભળતાં શુરદાસજી બોલ્યા--કે મેંતો શ્રી આચાર્યજીના યશ વર્ણવ્યા છે. કાંઈ ભિન્ન જોવામાં આવેતો ભિન્ન વર્ણવું એમ કહી એક પદ ગાયું.

રાગ બિહાગ.

ભરોસો દઢ ઈન ચરણ ન કેરઉ.
શ્રી વલ્લભ નખ ચંદ્ર છટા બિનુ સબ જગમાંહી અંધેરો. ૧
સાધન અઉર નહિ આકલિમેં, જાસોં હોત નિવેરો,
શુર કહા કહિ દુવિધિમાં ધરઉ વિના મોલકો ચિરઉ. ૨

આ પદ પુર્ણ થયું અને શુરદાસજીને મુરછા આવી ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે–ચિત્તની વૃતિ કયાં છે? ત્યારે વળી એક પદ શુરદાસજીએ ગાયું.

રાગ બીહાગ.

બલિ બલિ બલિ હઉ કુવર રાધિકાનંદ શુવન જાસો રતિમાની.
વે અતિ ચતુર તુમ ચતુર શિરોમનિ પ્રીત કરી કઈસેં હોત હો છાની. ૧
વે જુધ રત તનકનક પીત પટસો તો સબ તેરી ગતિ ઠાની.
તેં પુનિ શામ સહ જવે શોભા અંબર મિસ આપને ઉર આની. ૨
મુલકિનઅંગ અબ હીવ્હઈ આયો નિરખિ દેખિનિજ દેહશિયાની
શુર શુજાન સખી કે બુઝઈ પ્રેમ પ્રકાશ ભયો વિહસાની. ૩

આ પદ કહેતાંની સાથે શુરદાસનું ચિત્ત શ્રી ઠાકોર

શ્રી મુખ તેમાં આ કરૂણારસ ભરેલાં નેત્ર જોયાં ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે—નેત્રની વૃતિ સુરદાસજી કયાં છે? ત્યારે સુરદાસજીએ આ પ્રમાણે કહ્યું.

રાગ બિહાગ.

ખંજન નૈન રૂપ રસ માતે, અતિશે ચારૂ ચપલ બનિયારે
પલ પિંજરાન સમાતે
ચલિ ચલિ જાતનિકટ શ્રવણનકે, ઉલટિ પુલટિ તાટંકફંદાતે
સુરદાસ અંજલ ગુણ ખટકે, નાતર અબ ઉડી જાતે.

આટલું કહી સુરદાસનું ભગવદ્ લીલામાં પ્રાપ્ત થયા અને શ્રી ગુસાંઈજી સર્વ સેવકો સાથે શ્રી ગોવરધન પધારયા શ્રી આચાર્યજીના આવા કૃપાપાત્ર સુરદાસજી હતા તેનો પાર નથી.

---

વારતા ૮૯ મી.

શ્રી આચાર્યજીના સેવક પરમાનંદદાસ કનોજીયા બ્રાહ્મણની વાર્તા.

શ્રી પરમાનંદદાસ શ્રી ઠાકોરજીના પરમ સખા હતા જ્યારે ભુતલ ઉપર શ્રી આચાર્યજી પ્રકટ થયા. ત્યારે શ્રી ગોવર્ધન નાથજીની આજ્ઞાથી દૈવી જીવોના ઉદ્ધારાર્થ શ્રી આચાર્યજી અને શ્રી ઠાકોરજીનો સર્વ પ્રકાર પ્રકટ થયો અને પોતે શ્રી ગોવર્ધન પર્વતમાં પ્રકટ થયા. પરમાનંદદાસનો જન્મ કનોજમાં કનોજીયા બ્રાહ્મણને ઘેર થયો હતો. તે કવિ હતા, કીર્તન કરતા અને ગાતા તેની સાથે સમાજ ઘણો રહેતો હતો.

પોતે સ્વામી કહેવાતા, પોતે સેવક કરતા ભગવદ્ ઈચ્છાથી એક સમય પરમાનંદદાસનું કનોજથી પ્રયાગ આવવું થતાં ત્યાં કીર્તન ઘણાં સારાં ગાયાં તે સાંભળવા ઘણાં મનુષ્યો આવતાં અને અડેલ કામ પ્રસંગે ઘણા લોકોનું આવવું થતું અને તે કીર્તન સાંભળી અડેલમાં જઈ કહેતા કે—પરમાનંદદાસ પ્રયાગમાં કીર્તન સારાં કહે છે. તેથી શ્રી આચાર્યજીનો સેવક જળ ધરિયો કપુર ક્ષત્રિય તેના રાગ ઉપર ઘણો આસક્ત હતો. પણ અવકાશ મળે નહિ કે તે પ્રયાગ જઈ શકે નહિ એક દિવસ પ્રયાગથી અડેલમાં આવી એક વૈષ્ણવે કહ્યું કે આજે એકાદશી છે. તેથી આજ પરમાનંદદાસ જાગરણ કરશે. તે શ્રવણ કરી ઝળધરીયાએ પોતાના મનમાં વિચાર્યું કે આજે તો કીર્તન સાંભળવા જવું આવો વિચાર કરી સેવાથી પરવારી ઘેર આવી વિચાર કર્યો કે—આ સમય મછવો તો મળશે નહિ માટે કરવું શું ? પણ તરવામાં તે કુશળ હોવાથી તરીને પાર જવાનો નિશ્ચય કરી યમુનાજીના તીર ઉપર આવી ઊભો થયો અને લુગડાં સરવ બાંધી માથે મુકી તરીને પાર થયો પછી લુગડાં પહેરી જે સ્થળે પરમાનંદ સ્વામી ઉતર્યા ત્યાં આવ્યો પણ તેને પરમાનંદ સ્વામી સાથે મેલાપ નહોતો. પણ તે શ્રી આચાર્યજીનો સેવક છે એ વાત સર્વ જાણતાં હતાં તેથી સર્વએ તેને સનમાનથી બેસાડયો. એના બેઠા પછી પરમાનંદ સ્વામીએ કીર્તનનો પ્રારંભ કર્યો. અને તેણે વિરહના પદ ગાવાનું એ કે શ્રી આચાર્યજીના સેવક સમીપમાંજ શ્રી ઠાકોરજી રહે છે. તેથી વિરહનાં પદ ગાયાં.

રાગ બિહાગ.

વ્રજ કે વિરહી બિચારે,
બિન ગોપાલ ઢગેસેઢાડે, અતિ દુર્બળ તન હારે. ૧
માત જશોદા પંથ નિહારત. નિરખત સાંજ સવારે;
જો કોઈ કાન કાન કહી બોલત, અંખિમ વહત પનારે. ૨
યહ મથુરા કાજર કી રેખા, જે નિકસે તે કારે;
પરમાનંદ સ્વામી બિનુ, ઐસે જૈસે ચન્દા બિનુતારે. ૩

રાગ કાન્હરો.

કૌન રસી કહઈઈન બાતનકો,
નંદ નંદન વિન કાશો કહીએ સુનરી સખી મેરે દુરિબયામનકો
કહાવે યમુના કલિત મનોહર, કહાં વહચંદ શરદ રાતિકો.
કહાંવે મંદ સુગંધ અમલ દસ, કહાં વેષટપદ જળ જાતનકો.
કહાવે શેજ પૌઢી તોવન કો પ્રુલ બિછોના મૃદુ પાતનકો.
કહાં વેદ રસ પરસ પરમાનંદ, કોમલ તન કોમલ ગાતનકો.

આ પ્રમાણે આખી રાત વિરહનાં પદ ગાય જ્યારે પાછલી ચારઘડી રાત રહી. ત્યારે સર્વ પોતપોતાને ઘેર ગાયાં તે પ્રમાણે જળઘરિયો પણ જય શ્રી કૃષ્ણ સ્મરણ કરીને ચાલ્યો. અને કીર્તન શ્રવણ કરી બહુજ પ્રસન્ન થયો. અને પરમાનંદ સ્વામીને કહ્યું કે—તમે ભગવદ્દ અનુગ્રહ પૂર્ણ છો. તે શ્રી આચાર્યજીનો પરમ ભગવદીય હતો તે પરમાનન્દ સ્વામી ઊપર અનુગ્રહ કરવાને ચાલી ને આવ્યો હતો. એ જળઘરિયાના ખોળામાં બેસી

શ્રી નવનીત પ્રિયાજીયે પરમાનન્દ સ્વામીનાં પદ સાભળ્યાં. શ્રી આચાર્યજીની કૃપા વગર શ્રી ઠાકોરજી અનુગ્રહ ન કરે. તે જળધરિયા ઉપર શ્રી આચાર્યની કૃપા હોવાથી શ્રી નવનીત પ્રિયાજીએ તેના ખોળામાં બેસી પદ સાંભળ્યાં હતાં તેણે યમુનાજી ઉપર આવીને વિચાર કર્યો કે—મછવાની વાટ જોઈશ તો વાર લાગશે. અને સેવા છુટશે. અને શ્રી આચાર્યજી ગુસે થસે તેથી જેમ આવ્યો હતો તેમ સામે પાર ગયો. સામે પાર આવી સ્નાન કરી સેવામાં તત્પર થયો. અને ત્યાં પરમાનંદ સ્વામીની આંખ જાગરણથી લાગી જતાં સ્વપ્ન આવ્યું કે—શ્રી આચાર્યજીનો સેવક જળધરિયો બેઠો છે અને તેના પાળામાં શ્રી નવનીત પ્રિયાજી બેઠા છે. તે પછી પરમાનંદ સ્વામી જાગૃત થયા. ત્યારે કરોડો દર્પણાવર્ણ્ય શ્રી મુખનું સૌન્દર્ય જોયું ત્યારે મનમાં વિચાર કર્યો કે—આ દર્શન શ્રી આચાર્યજીના સેવક જળધરિયા વગર થસે નહી માટે તેને મળું અને કાર્ય સિદ્ધ કરૂં આ પ્રમાણે વિચાર કરી તુરત પ્રયાગથી અડેલ તરફ ચાલ્યા. તે યમુનાજીના તીર ઉપર ઉભા. પ્રાતકાળે મછવો ચાલતાં તેમાં બેસી પાર ઉતરયા. અને જુવે છે તો આચાર્યજી સંધ્યાવંદન કરે છે. પરમાનંદ સ્વામિ તે શ્રી આચાર્યજીનાં પુર્ણ પુરૂષોતમ શ્રી કૃષ્ણ ચંદ્રને શ્રી ગુસાંઈજીએ વલ્લભાષ્ટકમાં લખેલ છે તે વસ્તુત ' કૃષ્ણએ વચ. ' એવાં દર્શન થયાં ત્યારે શ્રી આચાર્યજીએ શ્રી મુખથી કહ્યું કે—પરમાનંદ કાંઈક ભગવદીય યશ વર્ણન કર. ત્યારે પરમાનંદ સ્વામીએ વિરહનાં

પદ ગાયા.

રાગ સારંગ.

કોનાવેર ભઈ ચલેરી ગોપાલ, હોં તન સાર ગઈ હીં
જ્યાં તે વારવાર બુઝત્ વ્રજ બોલો, ૧
તેરો તન કૈરૂપ કહાં ગયો ભામિન, મુખ કમલ સુખાય રહ્યો,
સબ સો ભાગ્ય ગયો હરિકે સંગ. હૈ સો કમલ વિરહદહ્યો, ૨
કોબો લેકૈનેન ઉઘારે. કો પ્રતિ ઉદ્ધર દેહિ વિકલમન,
જો સર્વ સ્વ અક્રૂર ચુરાયો, પરમાનન્દ સ્વામીજીવન ધન. ૩

આ પ્રેમાણે વિરહનાં પદ સાંભળીને કહ્યુ કે—કાંઇક બાળલીલા વર્ણન કહો. ત્યારે પરમાનન્દ સ્વામીએ કહ્યુ કે—મહારાજ હું કાંઈ સમજતો નથી. ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે સ્નાન કરી આવો હું તમને સમજાવીશ. ત્યારે સ્વામીએ પુછ્યું કે—મહારાજ! આપનો સેવક વિરક્ત ક્યાં છે? ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે—કાંઈક ટહેલ કરતો હસે, ત્યારે પરમાનંદ શ્વામી શ્નાન કરવા ગયા. અને આંગળ જુવે છે તો યમુનાજીની ગાગર લઈને જળધરિયો આવે છે. તેને જોઈ પરમાનંદ શ્વામી પ્રસન્ન થયા. અને નમશ્કાર કર્યા. અને કહ્યુ કે—રાતે જાગરણમાં તમે પધાર્યા હતા ત્યારે શ્રી ઠાકોરજીએ આપના ખોળામાં બેશી મારા કીર્તન સાંભળ્યા તે આપની કૃપાથીજ આ વાત મને શ્રી ઠાકોરજીએ શ્વપ્નામાં કહી છે. આ સાંભળી ધરિયાએ કહ્યું કે એમ ન કહો. શ્રી આચાર્યજી સાંભળશે

તો રોષે ભરાસે. આ સાંભળી પરમાનંદ શ્વામી વિશ્મય પામ્યા અને કહ્યુ કે—ધન્ય છે કે જેની ઊપર શ્રી ઠાકોરજીનો આવો અનુગ્રહ છે. અને પોતાંનું શ્વરૂપ ગુપ્ત રાખે છે. પછી પરમાનંદ શ્વામી શ્નાન કરવા ગયા. અને જળધરિયો મંદિરમાં ગયો. પછી પરમાનંદ સ્વામી શ્નાન કરી શ્રી આચાર્યજી પાસે આવી ઊભા રહ્યા, ત્યારે શ્રી આચાર્યજીએ પરમાનંદને કહ્યું કે— આગળ આવ. બેસ ત્યારે પરમાનંદ શ્વામી આગળ જઈ બેઠા એટલે શ્રી આચાર્યજીએ નામ સંભળાવ્યું. અને પછી નવનીત્ત પ્રિયાજીના સમક્ષ બ્રહ્મ સમ્બન્ધ કરાવ્યો. અને પછી અનુક્રમણિકા સંભળાવી; પ્રથમ શ્રી આચાર્યજીએ શ્રી મુખથી કહ્યુ હતું કે—કાંઈક ભગવદ્દયશ વર્ણન કરો. ત્યારે તેમણે વિરહના પદ ગાયાં ત્યારે શ્રી આચાર્યજીએ બાલલીલા ગાવાનું કહેતાં પરમાનંદ શ્વામીએ કહ્યું કે—મહારાજ! હું સમજતો નથી, હું સમજતો નથી એ કહેવાનો આશય એ હતો કે—તે શ્રી ઠાકોરજીના વિયોગમાં છે. તેથી વીયોગના દુઃખનું સમરણ અને સંયોગના સુખનું વિશ્મરણ થયું, કારણ કે સર્વ લીલા વિશિષ્ટ પુર્ણ પુરૂષોતમ તો શ્રી આચાર્યજી ઘેર પધાર્યા છે તે પરમાનંદ શ્વામીને શ્રી આચાર્યજીએ અનુક્રમણિકા સંભળાવી ત્યારે સર્વ લીલાનું સમરણ થયું. તે અનુક્રમણિકા દ્વારા શ્રી ભગવત રૂપી સમુદ્ર શ્રી આચાર્યજીએ પરમાનંદ શ્વામીના હ્દયમાં ધરયો. અને તેથી પરમાનંદ શ્વામી તથા સુરદાસજી સાગર થયા પરનંદ શ્વામીને શ્રી આચાર્યજીએ કહ્યું કે બાળલીલા વર્ણ

તેથી પરમાનંદદાસે બાળલીલાનાં પદ તુરત કરી શ્રી નવનીત પ્રિયાજીના સમક્ષ ગાયાં.

રાગ સામેરી.

આઈરી કમલ નૈન શ્યામ સુંદર ઝુલત હે પલના.
બાલલીલા ગાવત સબ ગોકુલ કે લલના. ૧
અરૂણ તરૂણ કમલ નખ મતી જશ જોતી.
કુંચીત કચ ભવરાકૃત લટકત ગજ મોતી. ૨
અંગુઠા ગહિ કમલખાન મેલત મુખ માંહી,
અપનો પ્રતિ બીમ્બ દેખી પુની પુની મુસીકાહી. ૩
જશુમતી કે પુન્ય પુંજ વારંવાર લાવો.
પરમાનંદ સ્વામી ગોપાલ સુત સનેહ પાલો. ૪

આ પદ સાંભળી શ્રી આચાર્યજી ઘણાજ પ્રસન્ન થયા.

રાગ બિલાવર.

જશોદા તેરે ભવ્યકી કહી ન જાય,
જો મુર્તિ બ્રહ્માદિક દુર્લભ સો પ્રકટે હૈ આય. ૧
શિવ નારદ સનકાદિક મહામુનિ, મિલવે કરત ઉપાય,
તે નંદલાલ ધુર ધુસર વપુરહત ગોદ લીપટાય. ૨
રતન ઝડીત પોઢાય પાલને વદન દેખિ મુસકાંઈ,
ભુલઉ મેરે બાલ બલિહારી પરમાનંદ યશગાઈ. ૩

આવાં બાળ લીલાનાં પદ સાંભળી શ્રી આચાર્યજી બહુજ પ્રસન્ન થયા. અને પરમાનંદ દાસને શ્રી આચાર્યજીએ કીર્ત-

સેવા આવી તેથી તે શ્રી નવનીત પ્રિયાજી પાસે નવાં નવાં પદ ગાતા અને અન્ય સમયે શ્રી આચાર્યજી જે કથા કહેતા તે સાંભળી તેનાંજ પદ પરમાનંદ દાસ કરી શ્રવણ કરાવતા. એક દિવસ શ્રી ઠાકોરજીના ચરણારવિન્દના માહાત્મ્યને શ્રવણ કરી તેનું પદ કરી સંભળાવતા શ્રી આચાર્યજી અત્યંત પ્રસન્ન થયા હતા.

રાગ કાન્હરો.

ચરણ કમલ વંદો જગદીશ ગોધન કે સંગ ધાયે.
જે પદ કમલ ધુરિ લપટાને કરિ ગહિ ગોપિનકે ઉર લાયે.

આ પદ કરીને પછી શ્રી આચાર્યજીના સ્વરૂપનું અને પ્રાર્થનાનું પદ ગાયું.

પરમાનંદદાસનાં અન્ય પદો-કે જેમાં વ્રજ પધારવાની પ્રાર્થના આવતાં શ્રી આચાર્યજીએ વ્રજ પધારવાનો વિચાર કરી, સર્વ વૈશ્ણવોને સાથે લઈ શ્રી આચાર્યજી વ્રજ પધાર્યા. રસ્તામાં પરમાનંદદાસનું ગામ કનોજ આવતાં, પરમાનંદદાસે વિનંતી કરી કે-મહારાજ ? મારે ઘેર પધારો. મારા ઘરને પાવન કરો. આપના અનુગ્રહથી મારો ભાગ્યોદય સિદ્ધ થયેલ છે. આવી વિનંતી શ્રવણ કરી અન્તર્યામી કૃપાઘન શ્રીઆચાર્યજી ભક્તના મનોરથ પુર્ણ કરવા કૃપા કરીને તેને ઘેર પધાર્યા. અને ત્યાં સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. પછી ભોગ સરાવી પ્રસાદ લીધો, અને પછી ગાદી ઉપર પધારી પરમાનંદદાસને કહ્યું કે-ભગવદ યશને ગાઓ. આ પ્રમાણે આજ્ઞા

પરમાનંદદાસે તે સમય આચાર્યજીનું મન વૃજમાં શ્રી ગોવર્ધનનાથજી પાસે હોવાથી વિરહનું પંદ ગાયું કે ક્ષણ કલ્પ સમાન થઈ પડી.

રાગ સોરઠ.

હરિ તેરી લીલાકી સુધિ આવે,
કમલ નૈન મન મોહિની, સુરત મન ચિત્ર બનાવે.
એકવાર જાય મિલત માયા કરી સો કૈંસે વિસરાવૈ
મુખ મુસકાન વકયા અવલોકન ચાલ મનોહર ભાવૈ.
કબહુક નિવડિત પર આલિંગન કબહુક વિકસુર ગાવૈ.
કબહુક સંભ્રમ ક્વાસિ કવાસિ કહિ સંગહીન ઉઠી ધાવે.
કબહુક નૈનમુંદિ અંતરગતિ મણિ માળા પહેરાવે
પરેમાનંદ શ્યામ ધ્યાન કરી એસેં વિરહ ગવાવે.

આ પદ સાંભળતાં શ્રી આચાર્યજી મુર્ચ્છા પામ્યા; અર્થાત જે લીલાનુંપદ પરમાનંદદાસે ગાયું તે લીલામાં શ્રી આચાર્યજી લીન થયા. ત્રણ દિવસ પર્યન્ત મુર્ચ્છા રહેતાં દેહાનું સન્ધાન રહ્યું નહિ. પ્રભાતે સેવક દર્શન કરે તો તેવીજ રીતે બેઠા રહે. ચોથે દિવસ સવારે શ્રી આચાર્યજીને મુર્ચ્છા ઉતરતાં સર્વ વઈષ્ણવ આનંદ પામ્યા. અને ત્યારથી પરમાનંદદાસે સીધાં પદ ગાયાં અને ફરીથી આવાં પદ ગાયાં નહિ.

રાગ સારંગ.

માઈ રીહોં આનંદ ગુણ ગાઉં.
ગોકુળકી ચિંતામણી માધો, જો માંગોસો પાઉં. ૧

જબ તેં કમળ વન વરજ આયે, સકલ સમ્પદા બાટી.
નંદરાયકે દ્વારે દેખો અષ્ટ મહાસિદ્ધિ ટાટી. ૨
ફુલે ફુલે સદા વૃંદાવન, કામધેનુ દુહિ દીજે
મારગ મેઘ ઈન્દ વર્ષાવે, કૃષ્ણ કૃપા સુખ લીજે. ૩
કહત જશોદા સખિયન આગે, હરિ ઉત્કર્ષ જણાવે.
પરમાનંદદાસ કૌઠાકુર મનોહર મુરલી ભાયે.

રાગ ગોડી.

વિમલ યશવૃદાવન કે ચંદ્રકો.

આ પ્રમાણે બીજાં પણ પદ ગાયાં અને કહ્યું. કે—ચલીરીનંદ ગાવજાય બસિયે આ સાંભળતાં શ્રીઆચાર્યજીનું વૃજ પધારવું થતાં પ્રથમ ગોકુળ આવતાં યમુનાજીના તીર ઉપર બેઠકમાં શ્રી આચાર્યજી બિરાજ્યાં. અને એક બેઠક શ્રી દ્વારકાનાથજીના મંદિર પાસે છે. તે રસોઈ તથા રાતના વિશ્રમનું સ્થાન છે. ત્યાં શ્રી આચાર્યજીનું ઘર હતું જ્યારે પોતે શ્રી ગોકુળ પધારતા ત્યારે ત્યાં પછી સર્વ વઈશ્ણવોએ યમુનાજીમાં સ્નાન કર્યું અને પરમાનંદદાસે શ્રી યમુનાજીના યશનું ગાન કરયું

રાગ રામકલી.

શ્રી યમુનાજી યહ પ્રસાદ હોં પાઉં
તિહાર નિકટ રહોં નિજવાસ રામ કૃષ્ણ ગુણ ગાઉં. ૧
મંજન વિમલ પાવન જળ ચિતાકુ લખવહાઉં.
તિહારી કૃપા ભાનકીતન્યા હરિપદ પ્રીત બઢાઉં. ૨
વિનતી કરો યહીવર માગોં અધમ સંગ વિસરાઉં.

પરમાનંદદાસ ફળદાતા મગન ગોપાલ લડાઉ
'શ્રી યમુનાજી દીન જાન મોહિ દીજે.'

આ પ્રમાણે પરમાનંદદાસે યમુનાજીના યશ શ્રી આચાર્યજી પાસે ગાતાં શ્રી આચાર્યજીએ બાળલીલા વિસિષ્ટ શ્રી ગોકુળનાં દર્શન કરાવ્યાં તે એવાં દર્શન થયાં કે—સર્વ વ્રજ ભકત શ્રી યમુનાજીના જળની ગાગર ભરીને લઈ જાય છે. અને શ્રી ઠાકોરજી માર્ગમાં રમે છે, અને વ્રજ ભકતો પાસે જળની ગાગર ઉચકાવે છે આવા પ્રકારનાં દર્શન થતાં તેવા પ્રકારનું પદ શ્રી આચાર્યજી પાસે પરમાનંદદાસે ગાયું.

રાગ બિલાવલ.

જમુના જલ ઘર ભરી ચલી ચંદ્રાવળી નારી.
મારગ ખેલનમિલે ઘનસ્યામ મુરારી.
નઈનનસોં નઈના મિલે મન રહ્યો હઈ લુભાઈ,
મોહન મૂરત જીવ વસીપગ ધરઉ ન જાઈ.
તબકી પ્રીતી પ્રકટભઈ યહુપહેલી ભેટ,
પરમાનંદ અઈસી મિલી જેસી ગુડમેં ચેટ.

રાગ બિલાવલ.

લાલનઈકટેકઉ મેરી બઈયાં.
અઉઘટ ચાલ્યો નહિ જાઈ રપટતહોં કાલિંદીમહિમા ૧

આ પદ ગાયા પછી બાળલીલાનાં ઘણાં પદ કે જેમાં શ્રી કુળનું સ્વરૂપ આવે એવાં પરમાનંદદાસે ગાયાં.

રાગ કાન્હેરો.

ગાવત ગોપી મધુ વ્રજવાની.–
જાકે ભુવને વસત ત્રિભુવનપતિ રાજાનંદ યશોદારાણી. ૧
ગાવત વેદ ભારતી ગાવત ગાવત નારદાદિ મુની જ્ઞાની.
ગાવત ગુન ગંધર્વ કાળ શિવ ગોકુળનાથ મહાત્મયજાની. ૨
ગાવત ચતુરા નન નંદ નાક ગાવત, શેષ સહસ્ર મુખરાસ.
ન કમ વચન પ્રીત યહ અંબુજ અબગાવત પરમાનંદ પાસ૩

આ પ્રમાણે ઘણા પદ પરમાનંદદાસે ગાયાં અને ત્યારપછી શ્રી ગોકુળનાથજીનાં દર્શન કરીને ગોકુળ ઉપર બહુજ આસક્ત થતાં એવાંજ પદ કે જેમાં શ્રી આચાર્યજીની પ્રાર્થના આવે તે ગાયાં અને વિનતી કરીકે ગોકુળમાં પધારી ચરણકમળમાં રાખો એટલે નિરંતર પ્રભુનાં દર્શન કરૂં સરવે લીલા વિસિષ્ટપૂર્ણ પુરૂષોતમ છે. એ પદ ગાયું આ પ્રમાણે ઘણા દિવસ સુધી શ્રી આચાર્યજી ગોકુળમાં બિરાજ્યા, અને તે પછી સર્વ વઈષ્ણવોને સાથે લઈ શ્રી ગોવર્દ્ધનનાથજીનાં દર્શને પધારયા. શ્રી આચાર્યજી સ્નાન કરી પર્વત ઉપર પધારતાં તે સાથે પરમાનંદદાસે જતાં શ્રી નાથજીનું શ્રી મુખ નિરખી ત્યાંના ત્યાંજ રહ્યા, ત્યારે શ્રી આચાર્યજીએ શ્રી મુખથી કહ્યું કે પરમનંદદાસ કાંઈક ભગવદ લીલા ગાઓ ત્યારે પરમાનંદદાસે વિચાર કર્યો કે–શું ગાઉં ? આ પ્રમાણે વિચાર કરી નિશ્ચય કર્યો કે-પ્રથમ અવતાર લીલા પછી ચરૂણારવિન્દની વંદના તે પછી ભગવદવર્ણ

સ્વરૂપ અને ત્યારપછી બાલક્રીડા તથા શ્રી ઠાકોરજીનું મહાત્મય એ પ્રમાણે પદ ગાયું.

રાગ કાન્હરો.

મોહન નંદરાય કુમાર—
પટબ્રહ્મનિ કુંજનાયક ભક્તિહિત અવતાર
પ્રથમ ચરણ સરોજ વન્દો શ્યામ ઘન ગોપાલ.
મકર કુન્ડલ ગંડ મંડિત ચારૂ નૈના વિશાલ. ૨
બલિરામ સહિત વિનોદલી કરપેત
દાસ પરમાનંદ પ્રભુહરિ નીગમ બોલત નેત. ૩

રાગ પુર્વી.

મેરૌ માઈ માધૌસે મન લાગ્યો.
મેરો નૈન ઓર કમલ નૈન કોઈક ઠૌરો કરી માન્યો- ૧
લોક વેદકી કાનીતજીમેં જ્યઊતી અપને આન્યઊ.
એક ગોવીંદ ચરણુ કે કારણુ વઈર સબન સોંકાન્યો. ૨
અબકો ભિન્ન હોય મેરી સજની, દુધ મિલ્યઉ જઈસેં પાન્યો.
પરમાનંદ મિલિ ગિરધર સોહઈ પહલી પહિચાન્યો. ૩

આ પ્રમાણે પરમાનંદદાસે પદ ગાયાં ત્યારપછી શ્રી આચાર્યજી સેન આરતી કરી શ્રી નાથજીને પોઢાડી નિચે પધાર્યા. એટલે પરમાનંદદાસ પણ નિચે આવ્યા. ત્યારે રામદાસ ભીતરીઆએ પરમાનંદદાસને દૂધનો મહાપ્રસાદ મોકલ્યો. તે દૂધ પરમાનંદદાસને ઉનું જણાતાં ટાઢું કરી લીધું પછી રામદાસે છ્યું કે—દુધ આવ્યું ત્યારે પરમાનદદાસે કહ્યું કે—હા! આવ્યું

આવ્યું પણ દુધ ઉનુ ઘણું હતું આવું ગરમ દુધ શ્રી ઠાકોરજી શી રીતે આરોગતા હશે, દુધતો સુહાતું સારૂં ત્યારે રામદાસે કહ્યુ કે—આપ ભગવદીય છો માટે જેમ કહેસો તેમ કરીશું. પ્રભાત થતાં સર્વ સેવક સ્નાન કરીને શ્રી ગોવર્દ્ધનનાથજીની સેવામાં ઉપસ્થિત થયા ત્યારે શ્રી આચાર્યજી સ્નાન કરીને શ્રી ગિરિરાજ ઉપર પધાર્યા. અને શ્રી ગોવર્ધનનાથજીને જગાડયા ત્યારે પરમાનંદદાસે આ પ્રમાણે જગાવવાનું પદ ગાયું હતું.

રાગ બિભાસ.

જાગઉ ગોપાલલાલ મુખ દેખઉ તેરા,
પાછે ગ્રહકાજ કરઉ નિત્ય નેમ મેરો. ૧
વિકસત નિશા અરૂણ દિશા ઊદિત ભયો ભાન,
ગંજત અંગ પંકવજન જાગીએ ભગવાન્. ૨
દ્વારઠાડે બંદીજન કરતહઈ પુકાર,
વંશ પ્રસંગ ગાંવત હરિલીલા સાર. ૩
પરમાનંદ સ્વામી અખિલ જગત મંગળરૂપ,
વેદપુરાણ પઠત માહિમા લીલા અનુપ. ૪

આ પદ ગાયા પછી કલેવાનું પદ ગાયું ત્યાર પછી મંગળાનાં દર્શન ખુલતાં પરમાનંદદાસે શ્રી ગોવર્દ્ધનનાથજીને પુછ્યું કે—આપ ઊનુ દુધ કેમ આરોગો છો ? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે—મને ધરે છે તેથી હું આરોગું છું પછી નિત્ય પરમાનંદદાસ કીર્ત્તન કરતા હતા. એક સમય એક રાજા દર્શનાર્થ

આવતાં તેણે દર્શન કરીને પોતાની રાણીને કહ્યું કે—શ્રી ગોર્દ્ધનનાથજી ઘણાંજ સુંદિર છે. માટે તું દર્શન કરીને આવ ત્યારે રાણીએ કહ્યું કે—જેવી અમારી રીતિ છે. તે પ્રમાણે થાય તો હું દર્શન કરૂં. ત્યારે રાજાએ કહ્યું કે—શ્રી નાથજીનાં દર્શનમાં પડદો શેનો ? રાજાનું આ બોલવું રાણીને રૂચ્યું નહિ. ત્યારે રાજાએ શ્રી આચાર્યજીને વિનવતાં શ્રી આચાર્યજીએ કહ્યું કે—એને એકાંતમાં દર્શન કરાવીશું પછી અન્ય લોકો દર્શન કરસે એટલે રાજા—રાણીને લઈને શ્રી નાથજીના દર્શન કરાવતાં સર્વ લોકો આઘાપાછા થઈ ગયા. એટલે તો શ્રી નાથજીએ સિંહપોરનાં કમાડ ઊઘાડી દીધાં એકલે તો સર્વ મનુષ્યો દોડીને રાણીના ઊપર પડતાં રાણીનાં સર્વ વસ્ત્ર પડી ગયાં અને લાજ યુક્ત થઈ ગઈ. ત્યારે રાજાએ રાણીને કહ્યું કે—મેં તો તને પ્રથમજ કહ્યું હતું કે-શ્રી ઠાકોરજીનાં દર્શનમાં પડદો કેવો ? એ વ્રજના ઠાકોર છે. એણે કોઈનો પડદો રાખ્યો નહિ. તે સમય પરમાનન્દદાસે આ પદ ગાયું હતું.

રાગ દેવ ગંધાર.

કોનયહ ખેલવેકીબાની,
મદનગોપાલલાલ કાહુકી રાખતનાહિનકાની. ૧

માત્ર એકજ ચરણ પરમાનન્દદાસજીએ ગાયું હતું ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે-એમ કહો કે-'ભલિયહ ખેલવેકીબાનિ' રે તે પરમાનન્દદાસે પદ ગાયું હતું.

ભલીયહ ખેલ વેદી બાનિ—
મદનગોપાલલાલ કાહુકીનાહિનરાખત કાંની. ૧
અપને હાથલઈદેવહઈ, યનવર દુધ દહી ઘતસાની,
જો વરજોતઈ આંખ દિખાવઈ, પરધનકઊ દિનદાન, ૨
સુનરીયશોદા સુતકે કરતવ પહેલે માટમ થાની,
ઠોરડારિ દધિડારિ આજરમેં કઉનસહે નિતહાની ૩
ઢાડી દેખતનંદ જુકીરાની મુંદિ કમળ મુખહાનિ,
પરમાનંદદાસ જાનતહે બોલી બુઝિધોંઆનિ. ૪

આ પ્રમાણે જે જે લીલા શ્રી ઠાકોરજીએ કરી તે તે લીલાનાં પરમાનંદદાસે ગાયાં એક દિવસ રામદાસજી, કુંભનદાસજી અને કૃષ્ણદાસજી વિગેરે સર્વ વઈષ્ણવો મળી જ્યાં પરમાનંદદાસજી રહેતા હતા ત્યાં આવ્યા. તેઓને આવેલા જાણી પરમાનંદદાસ અત્યાનંદ પામ્યા કે મારે ઘેર ભગવદીય આવ્યા તે મારાં અહોભાગ્ય છે. આજ મારો ભાગ્યોદય, કારણ કે ભગવદીયના હૃદયમાં શ્રી ઠાકોરજી નિરંતર વિરાજે છે. માટે જો ભગવદીયનો અનુગ્રહ હોય તોજ શ્રી ઠાકોરજી કૃપા કરે. માટે આ ભગવદીયની પ્રથમ ન્યોછાવરી કરવી જોઈએ, પણ એવું કશું ન હોવાથી તે અનુસાર પદ ગાયું.

રાગ હમીર.

આયે મેરે નંદ નંદનકે પ્યારે—
માલાતિલકમનોહરબાનો, ત્રીભુવન કે ઉજીયારે. ૧

પ્રેમ સહત વસતમન મોહન નઈકહું ટરત નટારે,
હૃદય કમળ કે મધ્ય બિરાજત શ્રી વ્રજરાજ દુલારે. ૨
કહાજાનોં કઉન પુન્ય પ્રકટ ભયો મેરે ઘર જો પધારે,
પરમાનંદ પ્રભુ કરી ન્યોછાવર વારવાર હોંવારે. ૩

આ પદ ભગવદીયને ભેટ કરી પોતાને ત્યાં આવેલા ભગવદીયને વિદાય કર્યા. આ પ્રમાણે પરમાનંદદાસે શ્રી ગોવર્દ્ધનનાથજીની ઉત્તમ પ્રકારે સેવા કરી તે પરમાનન્દદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેની વાર્તા કેટલી લખીએ.

---

વારતા ૯૦ મી.

શ્રી આચાર્યજીના સેવક કુંભનદાસની વાર્તા.

શ્રી ગોવર્દ્ધન પર્વતની તળેટીમાં જમુનાવતઉ ગામ છે ત્યાં કુંભનદાસજી રહેતા હતા. તે ગામના સમીપમાં સારસ્વત કલ્પમાં જમુનાજીનો પ્રવાહ હોવાથી 'જમનાવતઊ' નામ એ ગામનું હતું. અને પરાસોલી ચંદ્ર સરોવરના ઊપર તેની જમીન હતી ત્યાં ખેતી કરતા હતા. અને તે શ્રી નાથજીના પરમ સખા અને કૃપાપાત્ર હતા. તે હમણાં જ શ્રી નાથજી પ્રકટ થઈને શ્રી આચાર્યજીને બોલાવશે. ત્યારે એ ભગવદીય પ્રસીદ્ધ થશે. એક સમય પૃથ્વી પ્રદક્ષિણા કરતા કરતા શ્રી આચાર્યજીનું ઝાડખંડમાં પધારવું થતાં શ્રી નાથજીએ આજ્ઞા આપી કે અમે ગોવર્દ્ધ-

'નાગદમન,ઈન્દ્રદમન અને દેવદમન એમ ત્રણ દમન કરવાના

છીએ તેમાં હું દેવદમન છું માટે તમે મને પધરાવી સેવાનો પ્રકાર પ્રકટ કરો. આ પ્રમાણે આજ્ઞા થતાં શ્રી આચાર્યજી પૃથ્વી પ્રદક્ષિણા ત્યાંજ રાખી ત્વરાથી પધાર્યા. ત્યારે દામોદરદાસ હરસાણી, કૃષ્ણદાસમેઘન, ગોવિન્દદવે, જગન્નાથ જોશી અને રામદાસજી એ પાંચ વઈષ્ણવ સાથે હતા; શ્રી આચાર્યજી ગોવર્દ્ધનની તળેટીમાં સદુપાન્ડેના ચોતરા ઊપર વિરાજ્યા; તે આગળ શ્રી નાથજીના પ્રાકટયમાં સદુપાન્ડે, ભવાની અને નરો શ્રી આચાર્યજીનાં સેવક થયાં હતાં તેને શ્રી આચાર્યજીએ શ્રી ગોવર્દ્ધનનાથજીની સેવા સોંપી હતી, અને વ્રજવાસી વ્રજમાં શ્રી આચાર્યજીના સેવક થયા. અને કુંભનદાસજી શ્રી આચાર્યજીને શરણ આવ્યા. શ્રી આચાર્યજીએ એક નાનું શ્રી નાથજીનું મન્દીર તઈયાર કરાવી તેમાં શ્રી નાથજીને પધારાવ્યા અને રામદાસ ચહુઆણને સેવાની આજ્ઞા આપી અને સર્વ વ્રજવાસી લોક દુધ દહી અને માખણ લાવતાં તે શ્રી નાથજી આરોગતા હતા. અને ભગવદ્ ઈચ્છાથી રામદાસને જે પ્રાપ્ત થાય. તે ભોગ ધરતા અને પોતે પ્રસાદ લેતા હતા અને જે વ્રજ વાસી લોક શ્રી આચાર્યજીના સેવક થયા હતાં; તેને શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી કે આ મારૂ સર્વસ્વ છે માટે તમે સર્વ પ્રકારે સંભાળ રાખજો સેવામાં તત્પર રહેજો અને કુંભદાસને તથા સર્વ સેવકને શ્રી આચાર્યજીએ આજ્ઞા આપી કે કે તમે દેવદમનનાં દરશન કર્યા વગર મહાપ્રસાદ લેશો નહી. કુમ્ભનદાસજીશ્રી આચાર્યજીની કૃપાથી શ્રી ગોવર્દ્ધનન

દર્શને રોજ આવતા હતા તે કીર્તન ઘણાં સારાં કરતા હતા. શ્રી આચાર્યજીએ કુંભનદાસજીને નામ સંભળાવ્યું અને બ્રહ્મ સંબંધ કરાવ્યો. ત્યારે કુંભનદાસજી હંમેશાં નવીન પદ કરીને શ્રી ગોવર્દ્ધનનાથજીને સંભળાવતા હતા. અને શ્રી નાથજી કું-ભનદાસજીને ઘેર પધારતા હતા, ઘણી ક્રીડા કરતા હતા, વાતો કરતા હતા. અને ઘણી કૃપા કરતા હતા. હવે શ્રી રામદાસજી શ્રી નાથજીની સેવા કરવા લાગ્યા. એક સમય મ્લેચ્છોનો ઉપ-દ્રવ થતાં માણેકચંદ પાંડે, સદુપાંડે, રામદાસ ચહુઆણ અને કુંભનદાસ એ સર્વેએ મળી વિચાર કર્યો કે—આ મ્લેચ્છ આવ્યો છે, તે ધર્મ દ્વેષી છે. માટે શું કરવું? ત્યારે સર્વેએ કહ્યુ કે—એમાં આપણું ધાર્યું શું થવાનું છે ? માટે શ્રી નાથજીને પુછો કે—મહારાજ! શું કરીએ? ત્યારે શ્રી નાથજીએ આજ્ઞા આપી કે—મને અહિથી લઈ જાઓ હું અહિથી ઉઠીશ ત્યારે બધાએ પુછયું કે—મહારાજ! આપ કયાં પધારશો? ત્યારે પોતે શ્રી મુખથી કહ્યું કે—ટોંડના ધનમાં ચાલીશું અટલે એક બળદ મંગાવી તે ઉપર શ્રી નાથજીને બેસાડયા. તેને એક તરફથી રામદાસ અને બીજી તરફથી કુંભનદાસ પકડી રહ્યા સર્વ વસ્ત્ર ફાટી ગયાં શરીરમાં કાંટા વાગ્યા દુખ બહુ પામ્યા. ત્યાં એક તળાવ હતું ત્યાં એક ચોક હતો. તેના મોટાં ઝાડ નીચે શ્રી ના-થજી બિરાજ્યા. જરા સામગ્રી સાથે હોવાથી રામદાસે ભોગ જળનો કરવો ભરીને આગળ ધરી સર્વ વઈષ્ણવ આગળ બેઠા. જ્યારે શ્રી ગોવર્દ્ધનનાથજીએ કુંભનદાસજીને કહ્યુ કે—કાંઈક ગાઓ. ત્યારે એક નવં પદ ગાયું.

રાગ સારંગ.

ભાવત હૈતોય ટોંડ કોધનો—
કષ્ટે લગે ગોખરૂ બુઠે ફડચૈ જાન પહતનો. ૧
સિંહો કહા લોકટીકો ડર યહ કહા બાનક બન્યો,
કુંભનદાસ પ્રભુતુમ ગોવર્દ્ધનધર વહકોન રાંડઢેડની
કઉજન્યોં. ૨

આ પદ કુંભનદાસે ગાયું તે શ્રવણ કરી શ્રી નાથજી હસીને મૌન થઈ ગયા એટલામાં શ્રી ગોવર્દ્ધનથી સમાચાર આવ્યા કે—મ્લેચ્છની ફોજ આવી હતી, તે પાછી ગઈ એટલે શ્રી ગોવર્દ્ધનનાથજી પર્વત ઉપર મંદિરમાં પધાર્યા. શ્રી નાથજીનું મંદિરમાં પધારવું થતાં વ્રજના લોકોને ઘણો હર્ષ થયો કે ધન્ય છે દેવદમનને કે આવો ઉપદ્રવ આવ્યો તે એના પ્રતાપથી શાન્ત થઈ ગયો. ત્યારે કુંભનદાસજીએ પ્રસન્ન થઈને શ્રી નાથજીને આ પદ ગાઈ સંભળાવ્યું.

રાગ ચર્ચરી.

જયતિ જયતિ હરિદાસ સર્વ ધરને,

આ પદ પુર્ણ ગાયા પછી બીજું આ પ્રમાણે ગાયું.

રાગ સારંગ.

કૃષ્ણ તન તરયાતીર.

આ પ્રમાણે નિરંતર કુંભનદાસજી દેવદમનને પદ સંભળાવતા હતા, તેથી તેનાં પદ જગતમાં પ્રસિદ્ધ થયાં ગાયનો કોઈ કલામતિ ગાયનવાળો શિખ્યો અને ફતેહપુરમાં પાદશાહની પાસે પદ ગાયું તે સાંભળી પાદશાહનુ મન દ્વિવધામાં પડી ગયું

અને માથું ધુણાવ્યુ કે—આવા પણ મહાપુરૂષ છે. જેને ઈશ્વરનાં દર્શન થાય છે ત્યારે ગાનારાએ કહ્યું કે—નામદાર ! હજી છે. તે શાંભળી પાદશાહ પ્રસન્ન થયો અને કહ્યું કે ક્યાં છે? ત્યારે ગવઈયાએ કહ્યુ કે--શ્રી ગોવર્દ્ધનની પાસે જમુનાવતો ગામ છે. ત્યાં તે રહે છે ત્યારે પાદશાહે કહ્યું કે અહિં બોલાવો. એને હું મળવા ધારૂં છું આ પ્રમાણે વિચાર કરી કુંભનદાસને તેડવા સ્વારી મોકલી. ત્યારે કુંભનદાસ ઘેર હતા. પરસોલીમાં બેઠા હતા, માણસોએ કહ્યુ કે-તમને પાદશાહ યાદ કરે છે ત્યારે કુંભનદાસે કહ્યું કે હું કંઈ પાદશાહનો નોકર નથી મારૂં શું કામ છે ? ત્યારે પાદશાહના મનુષ્યોએ કહ્યું કે—બાબા ! અમને કામની ખબર નથી. પણ અમને પાદશાહનો હુકમ છે. આ ઘોડો છે જેના ઉપર મરજી હોય તો ઉપર બેસીને ચાલો અમે આપને લઈ જઈશું. ત્યારે કુંભનદાસજીએ મનમાં વિચાર કર્યો કે ગયા વગર ચાલશે નહિ. એમ વિચાર કરી પગરખાં પહેરી ચાલ્યા ત્યારે માણસોએ કહ્યું કે સ્વારી ઉપર બેશો. ત્યારે કુંભનદાસ કહ્યું કે હું તો કોઈ દીવસ બેઠા નથી એમ કહી ચાલતે ચાલતે ફતેપુર આવી પહોચ્યા. ત્યારે માણસોએ પાદશાહને કહ્યું કે—કુંભનદાસજી આવ્યા છે. ત્યારે પાદશાહએ કહ્યું કે કુંભનદાસજી આવો, બેસો. તે સ્થળે જડાવ રાવટી તથા મોતીની ઝાલરો લટકી રહેલી હતી. ત્યારે કુંભનદાસજી બહુ દુઃખ પામ્યા અને બોલ્યા કે આ કરતાં તો અમારા વ્રજમાં રહેવાનું ઉત્તમ છે. જ્યાં શ્રી નાથજી મળે છે. એટલામાં પાદશાહે કહ્યું કે કુંભન-

દાસજી તમે ઘણાં પદ કરેલાં છે. માટે કાંઈક ગાઓ તે માટે મેં બોલાવ્યાં છે. ત્યારે કુંભનદાસે વિચાર કર્યો કે શું ગાવું? મારી વાણીના ભોક્તા તો શ્રી ગોવર્દ્ધનધર છે છતાં ગાયા વગર ચાલે તેમ નથી માટે એવું ગાઉં કે—બીજીવાર મારૂ નામ લે નહિ; આના સંગથી મારા પ્રભુ છુટયા છે. માટે કાંઈ કઠોર વચન કહું જો તેને કદાચ ખોટું લાગશે તો તે શું કરશે! એમ વિચારી એક નવું પદ ગાયું.

રાગ સારંગ.

ભક્ત નકઉ કહાસી કરી કામ.
આવત જાત પન્હૈયા ટુટી બિસર ગયો હરિ નામ. ૧
જાકઉ મુખ દેખે દુ:ખ લાગૈ તાકઉ કરન પરીવરનામ.
કુંભનદાસ લાલ ગિરધર બિન યહ સબ જુઠો ધામ ૨

આ પદ ગાયું તે શ્રવણ કરીને પાદશાહે મનમાં વિચાર કર્યો કે—આને કોઈ વાતની લાલચ હોય તો મારા યશ ગાય આને તો ઈશ્વરનો નિર્મળ પ્રેમ એટલું કહીને પાદશાહે કુંભનદાસને શીખ આપી એટલે તે વિદાય થયા. જે મનમાં વિચાર કરવા લાગ્યા કે કયારે શ્રી પ્રભુજીનું મુખ જોઉં એમ વિચારી આ પદ ગાયું.

રાગ ધનાશ્રી.

કબ હું દેખ હોં ઈન નઈનનુ—
સુંદર શ્યામ મનોહર સુરત અંગ અંગ સુખ દેનનું. ૧

વૃન્દાવન વિહાર દિન દિન પ્રતિ ગોપવૃંદ સંગ લેંનનું.
હરિ હરિ હરિબિચ તો વન પાવન વાંટિ વાંટિ પન હેનનુ.૨
કુંભનદાસ કિતે દીન વિતે, કીયે રેણુ સુખ સેનનુ.
અબ ગિરધર બિન નિશ અઉરવાસર મન ન રહત
કયોં ચેનનું. ૩

આ પદ ગાતા આવ્યા. અને શ્રી ગોવર્દ્ધનનાથજીનાં દર્શન કરયાં અને બે દિવસ સુધી દર્શન ન થયાં તેથી કુંભનદાસજી ને બે દિવસ બે યુગ સમાન ગયા. તે શ્રી મુખ દેખતાં. જ સર્વ દુખ વિસરી ગયા. અને એક પદ ગાયું.

રાગ ધનાશ્રી.

નઈન ભરિ દેખોં નંદ કુમાર—
તાં દિનતે સબ ભુલી ગયો હોં વિસરયો પન પરવાર. ૧
વિન દેખે હોં વિકલ ભયો હોં અંગ અંગ સબહારી,
તાતે શુદ્ધિ હઈ સામરી મુર્ત્તિકી લોચન ભરિ ભરિ વાર. ૨
રૂપરામ પરમિત નહિ માનો કઇસેં મિસઈલોં કન્હાઈ.
કુંભનદાસ પ્રભુ ગોવર્દ્ધનધર મિલઈ બહુર રીઝાઈ. ૩

આ પ્રમાણે ઘણાં પદ કુંભનદાસજીએ ગાયાં તે શ્રવણ કરી શ્રી નાથજી અત્યાનંદ પામ્યા. અને કહ્યુ કે—મારા વગર આ રહેશે નહિ.

એક સમય દિગવિજય કરી રાજા માનસિંહ પોતાના દેશ તરફ ચાલ્યો ત્યારે મનમાં વિચાર કર્યો કે—ઘણા દિવસે આવ્યો માટે મથુરાં વૃન્દાવન થઈ જઊં આ પ્રમાણે નિશ્ચય કરી આ-

ગરાથી ચાલ્યા અને મથુરા આવ્યા ત્યારે વિશ્રાંત સ્નાન કરી શ્રી કેશવરાયજીનાં દર્શન કરી વૃન્દાવન તરફ ચાલ્યા. ત્યારે ઉષ્ણકાળના દિવસ હતા. ત્યારે વૃન્દાવનમાં સર્વ મહંતે જાણ્યું કે આજે દર્શન માટે રાજા માનસિંહ આવશે એ જાણીને શ્રી ઠાકોરજીને સારા સારા જરીના વાઘા અને આભુષણો પહેરાવ્યાં પિછવાઈ ચન્દરવા વિગેરે સર્વ જરીના બાંધ્યા એટલામાં રાજા માનસિંહ દર્શન માટે આવ્યા, અને તેમણે શ્રી ઠાકોરજીનાં દરશન કર્યા ત્યારે ઉનાળાના દિવસ હતા તેથી ગરમી ઘણી પડતી હતી તે સમય રાજા માનસિંહથી ઉભી શકાયું નહિ. એ પ્રમાણે ચાર પાંચ જગ્યાએ દર્શન કરી પોતાના ઉતારામાં આવ્યો, અને ત્યાં આવી મનમાં વિચાર કર્યો કે હમણાં જ જાઉં એમ વિચાર કરી સવાર થઈ ત્રીજે પહોરે ગોવર્દ્ધન આવ્યો. અને ત્યાં શ્રી ઠાકોરજીનાં દરશન કર્યાં ત્યાં વૃન્દાવનના મહંતે મહા ઠાઠ બનાવ્યો હતો તેવોજ ઠાઠ અહિં પણ કરેલો હતો. રાજા માનસિંહ ત્યાંથી દરશન કરીને ચાલ્યો ત્યારે કોઈએ કહ્યુ કે-મહારાજ ! અહિ શ્રી ગોવર્દ્ધનનાથજી ઘણા સુંદર ઠાકોર છે, ત્યા આપ દરશન માટે ચાલો. ત્યારે રાજા માનસિંહે કહ્યું કે ત્યાં તો અવશ્ય જવું એ ઠાકોર સર્વ વ્રજના રાજા છે માટે એનાં દર્શન જરૂર કરવાં જોઈએ એમ વિચાર કરી ત્યાંથી ચાલ્યા તે ગોપાળપુર આવ્યા અને ત્યા આવીને પુછ્યુ કે-દરશનનો સમય ક્યારે છે? ત્યારે કહ્યું કે-ઉત્થાપનનાં દર્શન તો થઈ ગયાં છે. હવે ભોગનાં દર્શન થસે. એ

રાજા માનસિંહ શ્રી ગોવર્ધ્ધનનાથજીનાં દર્શન માટે ગીરીરાજ ઉપર આવ્યા ત્યારે ઉષ્ણકાળના દિવસ, માર્ગનો થાક દુરથી લાગેલ તેથી ગરમીથી રાજા આકુલ વ્યાકુલ થઈ ગયો હતો. એટલામાં ભોગનાં દર્શન થયાં એટલે રાજા માનસિંહને મણિ કોઠામાં લઈ ગયા. તે દીવસોમાં શ્રી નાથજીની સેવા વઈભવોથી થતી હતી. મોટું મંદીર સીદ્ધ થયું હતું શ્રી નાથજી આગળ ગુલાબ જળનો શુંગાર થયો હતો. નિજ મંદીર મણીકોઠો વગેરે જળમય થઈ રહેલાં હતાં તે સમય રાજા માનસિંહ દર્શન માટે ગયો હતો. તેણે શ્રી નાથજીનાં દર્શન કરીને દંડવત કર્યા અને ગરમીથી રાજા વ્યાકુલ થયો હતો. તે શીતલતા થઈ મહાસુખ પામ્યો. અને શ્રી ગોવર્ધ્ધનનાથજીનું શ્રી મુખ જોઈને રાજા બહુ પ્રસન્ન થયો અને કહ્યું કે સાક્ષાત પુર્ણ બ્રહ્મ શ્રી કૃષ્ણ વૃન્દ્રાંવન ચન્દ્ર આનંદકંદ જગદવંદ્ય શ્રી ગોવર્ધ્ધનનાથજી છે. પ્રથમ શ્રીમદ ભાગવદમાં સાંભળ્યું હતું તે આજ નજરે જોયું આજનો દીવસ ધન્ય છે અને મારૂં મહાભાગ્ય છે. અને મનમાં કહ્યુ કે—આ ભોગ સમય છે તે તો પ્રભુની રાજધાનીનો સમય છે. તે પ્રભુ બિરાજે છે. આગળ તાળમૃદંગ વાગે છે. કીર્તન થઈ રહેલ છે. કુંભનદાસજી ઊભા ઉભા મણિકોઠામાં દરશન કરતા હતા, અને કીર્તન ગાતા હતા રાજા માનસિંહ કીરતન શ્રવણ કરી એક ચીત થઈ ગયો. અને કોટિ કંદર્પ લાવણ્ય રૂપ જોવામાં આવ્યું.

રાગ નટ

રૂપ દેખિ નૈના પળ લાગે નહિ,
ગોવર્દ્ધનકે અગ અંગ પ્રતિ નિરખી નૈન મન રહત નહિ. ૧
કહા કહોં કછુ કહત ન આવઈ ચિત ચાસૌમાંગવે દહી.
કુંભનદાસ પ્રભુ કે થિલનકી સુન્દર વાતસખિયનસેં કહી. ૨

રાગ ધનાશ્રી.

આવત મોહન મન જીહસઉ હઉ
હોં ગ્રહ અપને સચુસોં બઈઠી
નિરૂખી વદન અશ્વરાં વિસરચૈ હઈ. ૧
રૂપ નિધાન રસિક નંદ નંદન
નિરૂખી વદન ધીરજ ન ધરચો હઉ,
કુંભનદાસ પ્રભુ ગોવર્દ્ધનધર
અંગ અંગ પ્રેમપિયુષ ભરયઉહો. ૨

આવાં પદ કુંભનદાસજી ગાતા હતા, એટલામાં રાજભોગનાં દર્શન થયાં એટલે રાજા માનસિંહ દંડવત કરી પોતાના ઉતારામાં ગયો. એટલે કુંભનદાસ સંધ્યા આરતીનાં દર્શન કરી પોતાની સેવાથી પોહોંચીને ઘેર ગયા. અને રાજા માનસિંહ ઉતારામાં જઈ, માણસો પાસે શ્રીગોવર્દ્ધનનાથજીનાં શૃંગારની વાતો કરતા હતા અને કહેતા કે-શ્રી ગોવર્દ્ધનનાથજી પાસે જે પદ ગાતો હતો તેણે એવાં પદ ગાયાં કે કાંઈ કહી શકાયજ નહિ. ત્યારે કોઈએ કહ્યું કે-મહારાજ! એ એક વ્રજવાસી છે. તેનું કુંભનદાસ નામ છે. તે આપે શ્રવણ કરેલ હશે. તે પાદશાહને મળ્યા

હતા. ત્યારે રાજા માનસિંહે કહ્યુ કે-હું એને મળું તો સારૂં. પછી બીજે દિવસે પ્રભાતે રાજા માનસિંહ ઉઠી ને શ્રી ગિરિરાજની પરિક્રમા માટે નિકળ્યા અને જ્યારે પરાસોલી આવ્યા તો ત્યાં સ્નાન કરી કુંભનદાસજી બેઠા હતા. એટલામાં શ્રી ગોવર્ધ્ધનનાથજી પધાર્યા. અને શ્રીમુખથી કહ્યું કે-કુંભનદાસ તમને એક વાત હું કહીશ. એટલામાં રાજા માનસિંહનું આવવું થયું અને તે કુંભનદાસને પ્રણામ કરી બેઠા. અને શ્રીનાથજીતો જરા દુર જઈને ઉભા રહ્યા શ્રીનાથજીતો કુંભનદાસજીને તથા તેની ભત્રીજીને જોતા હતા, અને કુંભનદાસની દષ્ટિતો શ્રીનાથજી સાથેજ ગઈ. શ્રીનાથજી જ્યાં બેઠા છે. ત્યાં કુંભનદાસજી જોયા કરે છે. ત્યારે તેની ભત્રીજી બોલી કે બાવા રાજ બેઠા છે. ત્યારે કુંભનદાસે કહ્યું કે—શું કરૂં? કાંઈક વાત કહેતા હતા પણ તેતો ભાગી ગયા. તે હવે કહેશે. ત્યારે છેટેથી શ્રીનાથજીએ કહ્યુ કે કુંભનદાસ હું વાત કહીશ. એટલે કુંભનદાસ આનંદ પામ્યા. અને ભત્રીજીને કહ્યું કે-આરસી લાવ તિલક કરૂં ત્યારે ભત્રીજીએ કહ્યુ કે-બાપા! આરસી તો પડીઓ પી ગયો. ત્યારે રાજા માનસિંહે કુંભનદાસની ભત્રીજીને કહ્યું કે-અરે બાળા! પડીયો શું પી ગયો? તે બાળાએ વાટકીમા પાણી લાવીને કુંભનદાસજી પાસે મુકયું એટલે તે તિલક કરવા લાગ્યા. એટલામાંતો પોતાનો સુવર્ણનો અરસો રાજમાનસિંહે કુંભનદાસને ધર્યો અને કહ્યું કે-આંમાં જોઈ તિલક કરો ત્યારે કુંભનદાસજીએ કહ્યું કે અરે ભાઈ આને હું શું કરૂં? અમારે તો અહીં છાણનાં ઘર છે.

તેથી આ માટે અમારો જીવ કોઈ લે, માટે તે મારા કામમાં આવે તેમ નથી. એટલે રાજા માનસિંહે એની પાસે સોનાની થેલી મુકી. ત્યારે કુંભનદાસે કહ્યુ કે ભાઈ! મારે દ્રવ્ય તો જોઈએજ નહિ. મારેતો ખેતી છે. તેનું દ્રવ્ય આવે છે, ત્યારે રાજા માનસિંહે પુછયું કે આપનું ગામ છે! તેનો લેખ કરી દઉં ત્યારે કુંભનદાસ કહે કે-હું બ્રાહ્મણ નથી. ત્યારે રાજા માનસિંહ કહ્યું કે બાવા! કાંઈક તો આજ્ઞા કરો. ત્યારે કુંભનદાસે કહ્યું કે તમે મારૂ વચન માનશો! ત્યારે રાજા માનસિંહે હાથ જોડીને કહ્યુ કે મહારાજ! આપ જેમ કહેશો તેમ કરીશ. ત્યારે કુંભનદાસે કહ્યું કે તમે હવેથી મારી પાસે આવશો નહિ. ત્યારે રાજા માનસિંહે કહ્યું કે ધન્ય છે માયાના ભકતો પૃથ્વી ઉપર ફરતાં ઘણા દ્રષ્ટિએ આવ્યા પણ ભગવદ્ ભકત તો તમે એકજ જોવામાં આવ્યા. આ પ્રમાણે કહી દંડવત કરી રાજા માનસિંહ ઉઠીને ચાલતો થયો. ત્યારે શ્રી નાથજીએ આવીને વાત કહી ત્યારે કુંભનદાસ ગિરિરાજ ઉપર આવીને શ્રીનાથજીની સેવામાં તત્પર થયા

એક સમય વૃદ્રાવનમાં મહંત હરિવંશ ભ્રત કુંભનદાસજીને મહા પુરૂષ જાણીને મળવા આવ્યા હતા. તેની સાથે શ્રીઠાકોરજી બોલે છે વાતો કરે છે, અને તે જે પદ કરે છે એવા ઉત્તમ પદ શ્રીઠાકોરજીના સાક્ષાત્કાર વગર થયાજ નહિ એમ જાણી મળવા આવેલ તે મલીને પરમાનન્દ પામ્યા અને કહ્યું કે કુંભનદાસજી!

આપે ઘણાં પદ કરેલાં છે. અને તે મેં શ્રવણ કરેલ છે. શ્રીસ્વામીજીનું આપનું પદ સાંભળવામાં આવ્યું નથી. માટે આપ તે પદ સંભળાવો. ત્યારે કુંભનદાસજીએ આ પદ ગાયું,

[રાગ રામકલી.

કુંવરી રાધિકા કે તુમ સકળ સૌભાગ્ય
કીવા વદનપર કોટિશતચંદ્રવારો
ખંજન કુરંગ સત કોટીજ ધન ઉપર
સિંહ સતકોટી ઊપન્યૌછાવર ઉતારો
મત્તશત કોટી અલીવર કુંભરાત
કોકી ઈન કુચનપર વારી ડારો.
કીરદશ કોટી દશનન પરિ કહિન વારો
પક કંદુર બદુ કશત કોટી અધરન
ઉપર વારિરૂચીર ગર્ભ ટારો.
નાગશત કોટિ વઈની ઊપર કપોત શતકોટી કરી
જુગળપરવાસનેના હિન કોઊ લોક ઉંપમાજુધારો.
દાસ કુમ્ભન સ્વામીની સુનય સિય
અતિ અદભુત સુડાન કહાં લગીસેમારો.
લાલ ગીરધર કહ તમોહીતો હિલો
જીઆહ રૂપ છિન છીન નીહારો.

આ પદ શ્રવણ કરી મહંત અત્યાનંદ પામ્યા અને કહ્યું કે મેં શ્રી સ્વામીજીનાં ઘણાં પદ કરેલાં છે પણ આ ઊપમા અને પુન ફેરવી દીધી માટે આપ મહાપુરૂષ છો આ-

પની પ્રશંશા કેટલીક કરૂં ! તે મહંત કુમ્ભનદાસજીની ઘણી મમતા કરી આનંદ પામ્યો અને પછી ત્યાંથી વિદાય થઈ માતાને ઘેર આવ્યો.

એક સમય શ્રી ગુંસાઈજી શ્રી ગોકુલમાં પોતાને ઘેરથી શ્રી નવનીત પ્રીયાજીની આજ્ઞા લઈ વીદેશાર્થે દ્વારકા પધાર્યા અને શ્રી નાથદ્વાર પધારવું થતાં શ્રી નાંથજીની સેવા શૃંગાર કરી પોતે ભોજન કરી ગાદીઉપર બીરાજ્યા તે સમય સર્વ સેવકનું દર્શન માટે આવવું થતાં વાર્તા પ્રસંગમાં કુમ્ભનદાસજીની વાર્તા નીકળતાં કોઈ વઈષ્ણુવે કહ્યું કે મહારાજ કુભનદાસજીને દ્રવ્યનો ઘણો સંકોચ છે. સાત તો પુત્ર છે અને પેદાશ માત્ર ખેતીની છે તેમાંથી જે આવે છે તે વડે નિરવાહ કરે છે આ વાત ગુસાઈજીએ પોતાનાજ મનમાં રાખી, પછી ઊત્થાપન સમય કુભનદાસજીનું દર્શન માટે આવવું થતાં શ્રી ગુસાંઈજીએ શ્રી મુખથી પુછયુ કે કુભનદાસ હું દ્વારકા શ્રી રણછોડજીનાં દર્શન માટે જઈશ અને તે વિદેશ છે, ત્યાંના વઈષ્ણુવોએ આગ્રહ કરી બોલાવેલ છે. માટે જો તમે સાથે ચાલો તો વીદેશમાં ગ્રહકાળ ભગવદીયને બાધા કરે નહિ અને કાળ વ્યતીત થાય. કાંઈ જણાયજ નહી અને મારા સાંભળવામાં છે કે તમારે જરા દ્રવ્યનો સંકોચ છે તે ત્યાં સિદ્ધ થશે માટે અવશ્ય આપને આવવુંજ પડશે ત્યારે કુંભનદાસજીએ કહ્યું કે જેવી આજ્ઞા તેટલામાં દર્શન સમય થતાં શ્રી ગુસાંઈજી સ્નાન કરીને શ્રી નાથજીના મંદીર પધાર્યા અને શ્રી નાથજીની સેવાથી પરવારી

પોઢાડીને બેઠકમાં પધારયા અને કુંભનદાસજીને શીખ આપી કહ્યું કે તમે સેવાથી પરવારી ઝટ આવો હું આવતી કાલે આરતી કરીને અપ્સરાકુંડ ઊપર જઈને રહીશ. એટલે કુંભનદાસ શ્રી ગુસાંઈજીને પ્રણામ કરી પોતાને ઘેર આવ્યા. અને પ્રભાતે પુજાથી પરવારીને શ્રી નાથજીનાં દર્શન કરી અપ્સરાકુંડ ઉપર આવ્યા અને શ્રી ગુંસાઈજીએ શ્રી નાથજીની શીખ માગી પોતે નિચે આવ્યા પછી ભોજન કરયું અને સર્વ સેવકને મહાપ્રસાદ લેવડાવ્યો તે પછી મુહુર્ત હતું ત્યારે નિચે આવી અપ્સરાકુંડ ઉપર શ્રી ગુસાંઈજી પધાર્યા અને ત્યાં ઉતારો કર્યો ત્યાં સર્વ સેવક પ્રથમથીજ ઉભા હતા. શ્રી ગુસાંઈજી તો ઉતારામાં પધારી પોઢયા એટલામાં સર્વ સામાન લઈને સેવકો આવ્યા એટલે ત્યાં બેસી કુંભનદાસ વિચાર કરતા હતા એમ વિચાર કરતાં ઊત્થાપનનો સમય થયો એટલે શ્રી ગુંસાઈજી પણ જાગૃત થયા અને કુંભનદાસજીને દર્શનનું ભાન થયું એટલે ખુણામાં જઈ બેસી કીર્તન ગાતા હતા અને આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો જતો હતો.

રાગ સારંગ.

કેતેહઈ જુગએ બિન દેખે.
તરૂણ કીસોર રસીકનંદ નંદન કછુક ઊઠાતિ મુખરે એ ૧
વહશોભા વહકાંતિ વદનકી કોટિકચંદ વિશેખે.
વંહચિતવન વંહાસ્ય મનોહર વહનટવર વપુ ભેખે. ૨

શ્યામ સુંદર સંગ મિલી ખેલનકી માવતજીયે એપેખે,
કુંભનદાસ લાલ ગિરધર બિન જીવન જન્મ અલેખે. ૩

આ પદ શ્રી ગુંસાઈજીએ ઉતારામાં સાંભળ્યું એટલે શ્રી ગુસાઈજીથી કુંભનદાસજીનો કલેશ સહન ન થઈ શકતાં પોતે ઉતારામાંથી બાહાર પધાર્યા અને શ્રી મુખથી કહ્યુ કે કુંભનદાસ હવે તમે ઝટ જાઓ તમારો વિદેશ ગઈ ચુકયો અને જેવી તમારી અવસ્થા છે તેવીજ તેની છે. તે એ રીતે જાણવામાં આવ્યું કે શ્રી અક્કાજીએ ગજન ધાવનને પાન લેવા મોકલતાં ગજનને જવર ચડી આવતાં મુર્ચ્છા ખાઈ પડી ગયો અને શ્રી અક્કાજીએ શ્રી નવનીતપ્રિયાજીને ભોગ ધર્યો. ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે મારો ગજનં કયાં છે ? ત્યારે શ્રી અક્કાજીયે કહ્યું કે એતો પાન લેવા ગયા છે ત્યારે નવનીતપ્રિયાજીએ કહ્યુ કે મારો ગજન આવશે ત્યારે આરોગીશ શ્રી હસ્ત ખેંચી બેસી રહ્યા. એટલે તુરત ગજનને બોલાવતાં તે આવ્યો અને બોલ્યો કે બાવા ? આરોગો ત્યારે શ્રી નવનીતપ્રિયાજી આરોગ્યા, આ શ્રી આચાર્યજીના મર્યાદા છે ભગવાને ભગવદગીતામાં કહેલ છે કે

येयथामां प्रपद्यंते स्तांस्तथव भजाम्यह ॥

આ અર્દ્ધ શ્લોક શ્રી મુખથી કહયો આવો કુંભનદાસજીનો અને શ્રી નાથજીનો વીરહ હતો માટે શ્રી ગુસાંઈજીએ કુભનદાસજીને શીખ આપતાં કુંભનદાસે શ્રી નાથજીનાં દર્શન કરી એક પદ ગાયુ.

રાગ સારંગ.

જા યે ચૌપ મીલનકી હોય.
તો કયૌ રહૈ તહી બિન દેખે, લાયકરો જીન કોય, ૧
જો યે વિરહ પરસ્પર વ્યાપઈ જો કછુજીવન બનઈ,
ગોક લાજ કુળકી મર્યાદા. એ કૌ ચિતન ગનૈ. ૨
કુંભનદાસ પ્રભુ જાહીતન લાગી ઔર નઈકછું સહાય.
ગીરધરલાલ તોહી બીનદેખે છીન છીન કલપ વીહાય. ૩

આ પદ શ્રી નાથજીના સમક્ષ કુંભનદાસે ગાયું તે શ્રવણ કરી શ્રી નાથજી પરમાનંદ પામ્યા અને શ્રી નાથજીને નીરખી કુંભ-નદાસ પણ પ્રસન્ન થયા.

એક સમય કુંભનદાસજી શ્રી ગુંસાઈજીની પાસે બેઠા હતા ત્યારે કુંભનદાસે શ્રી ગુસાંઈજીને કહ્યું કે મહારાજ ! દોઢપુત્ર છે. અને છે સાત ત્યારે શ્રી ગુસાઈજીએ કહ્યું કે દોઢનું કારણ શું ? ત્યારે કુંભનદાસે કહ્યું કે આખો પુત્ર ચતુર્ભુજદાસ છે અને અર્દ્ધ પુત્ર કૃષ્ણદાસ છે તે શ્રી નાથજીની ગાયોની સેવા કરેછે. માટે અર્દ્ધ છે કુંભનદાસે કૃશણદાસને અર્દ્ધ કહયો તેનું કારણ એ કે શ્રી આચાર્યજીએ પુષ્ટીમાર્ગ પ્રકટ કરેલો છે તે પુષ્ટી માર્ગ અર્દ્ધજ ભકતોના હિતાર્થ પ્રકટ કરેલો છે ગાય ભગવ-દીય છે સેવા પ્રીત વ્રજનતા કલ્યાર્થ જગતમાં પ્રકટ કરી તે વ્રજ ભકતોની રીતી છે કે શ્રી ઠાકોરજીના સમક્ષ તે સેવા કરે અને જ્યારે શ્રી ઠાકોરજી વનમાં પધારે ત્યારે ગુણગાન કરે જો તે પ્રમાણે હોય તો આખો અને તેમાંથી જો એક હોય તો

અર્દ્ધ એટલે ચતુર્ભુજદાસ સેવા અને ગુણગાન એ બે કરતા હતા. માટે તે આખો અને કૃશણદાસ એકલી સેવા કરતા હના તેથી તે અર્દ્ધ ત્યારે શ્રી ગુસાંઈજી શ્રી મુખથી કહ્યું કે ભગવદીય છે તેજ પુત્ર છે. ઘણા થાય એ શુ કામનાં છે. કુંભનદાસ આવા કૃપાપાત્ર ભગવદીય હતા.

---

## વારતા ૯૧ મી.

### શ્રી આચાર્યજીના સેવક કૃષ્ણદાસની વાર્તા.

કૃશણદાસને શ્રી ગુસાંઈજીએ ગાયોની સેવા આપી હતી. તે સેવાથી પરવારી ગાયોને ચરાવતા હતા. એક દીવસ ગાયો ચરાવીને આવતાં સઘળી ગાયો ખડકમાં આવી. એક મોટા આઉ વાળી મોટી ગાય ધીમે ધીમે ચાલતી હતી તેથી આવતાં અંધારૂં થતાં પર્વતમાંથી એક નાહાર ગાય ઉપર દોડતાં કૃષ્ણદાસે કહ્યુ કે અધર્મી ? આ શ્રી નાથજીની ગાય છે તું ભુખ્યો હો તો મારા ઉપર આવ એટલામાં ગાય ભાગી ગઈ એટલે નાહારે કૃષ્ણદાસનો વધ કર્યો. એટલે ગાયો દોહવા શ્રી નાથજી આવ્યા સર્વ ગાયને અન્ય ગોવાળો દોહે છે અને આ મોટી ગાયને શ્રી નાથજી જાતે દોહે છે, અને કૃષ્ણદાસ વાછડાને ઝાલી રહેલા છે ગાય વાછડાને ચાટે છે આવાં દર્શન કુંભનદાસજીને થયાં પછી ગૌ દોહન કરી શ્રી નાથજી તો ગીરીરાજ ઊપર મંદીરમાં પધાર્યા ત્યારે શ્રી ગુસાંઇજીએ ભોગ ધર્યો, અને કુંભનદાસ આવ્યા અને શિલા પાસે ઉભા

એટલામાં સમાચાર આવ્યા કે કૃષ્ણદાસને નાહારે મારી નાખ્યા. તે શ્રવણ થતાં કુંભનદાસ મુર્છા ખાઈને પડી ગયા. દેહનું ભાન રહ્યું નહિ, સર્વ બોલાવે પણ બોલે નહિ આ સમાચાર શ્રી ગુસાંઈજીને કોઈએ કહ્યા કે મહારાજ કૃષ્ણદાસે પોતાનો જીવ આપી ગાયને બચાવી ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે ગાય કદી છોડીને આવે જ નહિ અંત સમય જે ગાયનો સંકલ્પ કરે છે તો તેને ગાય ઊત્તમ લોકમાં લઈ જાય છે અને કૃષ્ણ દાસે તો સાક્ષાત શ્રી નાથજીની ગાયનું સરંક્ષણ કરેલ છે તો તેને તો ગાય કેમ છોડી આવે પછી શ્રી ગુસાઈજીએ કહ્યુ કે કુંભનદાસ કયાં છે? ત્યારે કોઈ વઈષ્વે કહ્યું કે મહારાજ ! તેને તો ખેદ ઘણો થયો છે કુંભનદાસજી ઊપર આવતાં તેની પાસે કોઈએ કૃષ્ણદાસના સમાચાર કહ્યા તેથી તે મુર્છા ખાઈને પડી ગયા. તેને લોકો બોલાવે છે પણ બોલતા નથી તેમ આવતા નથી. ત્યારે શ્રી ગુસાઈજીએ શ્રી મુખથી કહ્યુ કે કુંભનદાસનો દેહ કેમ છે તે ખબર લાવો. ત્યારે તેણે કુંભનદાસને બોલાવતાં તે બોલ્યા નહિ. આ ખબર થતાં શ્રી ગુસાંઈજી સેનભોગનાં દર્શન કરી શ્રી નાથજીને પોઢાડી નીચે પધાર્યા અને જુવે છે તો કુભનદાસજી પડેલા છે લોકો ચારે કોર વિંટલાઈ રહેલા છે સર્વ કહે છે કે—કુંભનદાસ કેવા ભગવદીય છે. પુત્રસ્નેહ મહા દુઃખદાયક છે. આ પીડાથી કોઈ બચેલો નથી; કારણ કે પોતાનો આત્મા છે. આ લોક વાર્તા શ્રવણ કરી શ્રી ગુસાંઈજીએ મનમાં વિચાર્યું કે—કારણ બીજું છે અને લોકો બીજું બોલે છે. તેથી

ભગવદીયનું સ્વરૂપ કરવાં શ્રી ગુસાંઇજીએ શ્રી મુખથી કહ્યુ કે કુંભનદાસજી પ્રભાતે તમે તુરત આવજો. તમને શ્રી નાથજીનાં દર્શન કરાવીશ તમે ખેદ ન કરો આટલું શ્રી મુખથી શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તરત કુંભનદાસ ઊઠીને ઊભા થયા. પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઈજીને પ્રણામ કરી જે કાર્ય કરવું હતું તે કુંભનદાસજીએ કર્યું. પછી પ્રભાતે દર્શને આવ્યા શ્રી નાથજીનો શૃંગાર કરી શ્રી ગુસાંઈજીએ કહ્યું કે—પ્રથમ કુંભનદાસને દર્શન કરાવો કુંભનદાસજીએ વઈષ્ણવના ઊપર આ પ્રમાણે કર્યું સુતકીને મંદિરમાં કોણ જવાદે પણ કુંભનદાસના. અનુગ્રહથી સર્વ દર્શન કરે છે. કુંભનદાસ નિત્યે એકવાર દર્શન કરી પરસોલીમાં જઈને બેસતા હતા અને ત્યાં બેસી વિરહના પદ ગાતા હતા.

રાગ કેદારો.

અઉરનકોં સમીપ બિછુરનોં આયો મેરી હિસા.
સબકોઉ સોવે સુખ અપને આલીમોકું ચાહન હિંસા. ૧
નાજાનો યહ વિધાતારી ગતિ મેરે આંક લિખે એસેકોન રિસા.
કુંભનદાસ પ્રભુ ગિરધરકહત નિશદિન રહજયોં ચાતક-
ઘન ત્રિસા.૨

આવાં નવીનપદ કુંભનદાસજીએ કહીને ગાયાં પછી શુદ્ધ થઈ ભગવદ સેવામાં આવ્યા. આવાં પ્રકારની જેને દર્શનની આરતિ તે કુંભનદાસજી શ્રી આચાર્યજીના આવા પરમકૃપાપાત્ર ભગવદીય હતા.

---

વારતા ૯૨ મી.

શ્રી આચાર્યજીના સેવક કૃષ્ણદાસ અધિકારીની વાર્તા.

કૃષ્ણદાસ દ્વારકા જઈ શ્રી રણછોડજીનાં દર્શન કરી મીરાંબાઈને ગામ આવ્યા. ત્યાં હરિવંશ વ્યાસ આદી ઘણા વઈષ્ણવ હતા. તે કોઈ આઠ કોઇ દશ અને કોઈ પંદર દિવસ થયા આયેલ હતા તે સર્વને વિદાયગીરી મળી હતી પણ કૃષ્ણદાસે તો સર્વને વિદાયગીરી મળી હતી પણ કૃષ્ણદાસે તો આવતાંની સાથેજ કહ્યું કે—હુંતો જઈશ. ત્યારે મીરાંબાઈએ કહ્યું કે—બેસો એમ કહી કેટલીક મોહોર ભેટ શ્રી નાથજીને દેતાં ..દાસે લીધી નહિ. અને કહ્યું કે—તું શ્રીઆચાર્યજીનો સેવક

નથી. માટે તારી ભેટને સ્પર્શ કરીશ નહિ. એમ કહી આગળ ચાલતાં એક વઈષ્ણવે કહ્યું કે-તમે કેમ શ્રીનાથજીની ભેટ લીધી નહિ. ત્યારે કૃષ્ણદાસ કહે કે–ભેટ વસ્તુ છે? પણ મીરાંબાઈને ત્યાં જેટલા વઈષ્ણવ બેઠા હતા તે સર્વનાં નાક નીચાં કરી ભેટ આપી છે. એ બધા જાણશે કે શ્રી આચાર્યજીનો સેવક શુદ્ર આવ્યો હતો તેણે ભેટ લીધી નહિ તો તેના ગુરૂ તો કેવાજ હશે!

શ્રીનાથજીની સેવા પ્રથમ બંગાલી લોકો કરતા હતા. અને હીરાનો મુકટ શ્રીઆચાર્યજીએ ભરાવી આપેલો હતો તે ધરતા હતા. અને જે ભેટ આવતી તે ઉપયોગમાં આવી જતી એટલે કે કાંઈ શેષ રહેતું નહિં પછી શ્રીઆચાર્યજીએ કૃષ્ણદાસને આજ્ઞા આપી કે તમે શ્રીગોવર્દ્ધન રહી સેવાટહેલ વિગેરે કરો. ત્યારથી કૃષ્ણદાસ અધીકારી થયા. એક દિવસ કૃષ્ણદાસનું મથુરા જવું થતાં માર્ગમાં અવધુતદાસ મહાપુરૂષનો સમાગમ થતાં તેણે પુછયું કે-તમે કયાં જાઓ છો? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે-હું મથુરા જાઉં છું ત્યારે અબધુતદાસે પુછયું કે. શ્રીનાથજીની સેવા કોણ કરે છે. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે બંગાલી કરે છે ત્યારે અબધુતદાસે કહ્યું કે શ્રીનાથજીને પોતાનો વૈભવ વધારવાનો છે માટે બંગાલીને રજા આપો; કારણ કે શ્રીનાથજીએ મને કહેલું છે કે, બંગાલી મને દુ:ખ આપે છે. જ્યારે તેઓ શ્રીનાથજીને ભોગ ધરે છે ત્યારે તેઓ પોતાની દેવીને સન્મુખ બેસાડે છે અને ભોગ સરાવવા સમય દેવીને એક બાજુ રાખી

મુકે છે, આ વાત શ્રીનાથજીએ અવધુતદાસને કહી. તેથી કૃષ્ણદાસને આ પ્રમાણે કહેતાં કૃષ્ણદાસે કહ્યું કે—હું શ્રીઆચાર્યજીની આજ્ઞા વગર શી રીતે કાઢું ત્યારે અવધુતદાસે કહ્યું કે—તમે અડેળમાં જઈને શ્રીગુસાંઈજીની આજ્ઞા લઈ આવો. અને જેમ બને તેમ કરી બંગાલીને કાઢો. આમ કહેવું થતાં કૃશણદાસ પાછા શ્રીગોવર્દ્ધન આવ્યા. અને બંગાલીને કહ્યું કે—હું શ્રી ગુસાંઈજી પાસે અડેલ જાઊં છું તમે સાવધાનપણાથી સેવા કરજો. અને સર્વ સેવકોને કહ્યું કે—હું કામ પ્રસંગે શ્રીગુસાંઈજી પાસે જાઉંછું. તમે સાવધાન રહેજો. પછી ત્યાંથી ચાલી પંદર દિવસ અડેલ પહોંચ્યા અને શ્રીગુસાંઈજીને દંડવત કર્યો. ત્યારે શ્રીગુસાંઈજીએ પુછ્યું કે—કેમ આવવું થયું ? ત્યારે કૃષ્ણદાસે શ્રીનાથજીનો વઈભવ વધારવાની વાત કહી બંગાલીઓએ માથું ઉપાડ્યું છે. ભેટ આવે છે તે લઈ જઈ પોતાના ગુરૂને આપે છે. ત્યારે શ્રીગુસાંઈજીએ કહ્યું કે, શ્રીઆચાર્યજીએ આસુરવ્યામોહલીલા દર્શાવી ત્યારપછી શ્રીગોપીનાથજી પુર્વ તરફ પધારતાં ત્યાં એક લક્ષ ભેટ થઈ. તે લઈ અડેલ આવ્યા. ત્યારે શ્રીગોપીનાથજીએ કહ્યું કે-આ પ્રથમની મુસાફરી છે. માટે આ જે આવ્યું તે શ્રીનાથજીનું છે. પછી દશબાર દિવસ રહી શ્રીગોપીનાથજી શ્રીજીદ્વાર પધારયા, અને જે લાવ્યા હતા તે બધું ભેટ કર્યું. જડાવ આભુષણ કરાવ્યાં થાળ, વાટકા, ડબરા, ચમચા વિગેરે સર્વ સોના રૂપાનાં કરાવ્યાં પછી ત્યાંથી વિદાય થઈ અડેલ શ્રીગોપીનાથજી પધારયા ત્યારપછી માત્ર એક વર્ષમાં

બંગાલીઓએ બધું લઈ જઈ પોતાના ગુરૂને આપ્યું. આ વાર્તા શ્રીગુસાંઈજીએ કૃષ્ણદાસને કહી અને વિશેષ કહ્યું કે–તમે બંગાલીના સંબંધમાં કહો છો તે ખરૂં છે પણ તેઓને શ્રીઆચાર્યજીએ રાખ્યા છે તે શી રીતે નીકળશે? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે-મહારાજ! એક રાજા ટોડરમલ ઊપર અને એક બીરબલ નામનો એમ બે પત્ર આપો આટલું કહેતાંની સાથે બે પત્ર લખાવી આપ્યા. તે પત્ર લઈ કૃષ્ણદાસ શ્રીનાથજી આવતાં માર્ગમાં આગરામાં આવી રાજા ટોડરમલ તથા બીરબલને મળ્યા. પત્ર આપતાં વાંચીને તેઓએ કહ્યું કે-જેમ કહો તેમ કરીએ ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે-હાલમાં તો હું મથુરાં જાઊં છું ત્યાંથી વિદાય થઈ કૃષ્ણદાસ શ્રીનાથજી આવતાં માર્ગમાં મથુરા આવ્યા ત્યારે માર્ગમાં અબધુતદાસ મળતાં અબધુતદાસે કહ્યું કે વાર શા માટે લગાડો છો? બંગાલીને કાઢવાની શ્રીનાથજીની ઈચ્છા છે. કૃષ્ણદાસે કહ્યું કે–શ્રીગુસાંઈજીની આજ્ઞા લઈને આવ્યો છું. આટલું કહી કૃશણદાસ શ્રીનાથજી આવ્યા બંગાલીઓ રૂદ્ર કુન્ડ ઉપર રહેતા હતા ત્યાં તેઓના જે ઝુંપડાં હતાં તે કૃશણદાસે સળગાવી દીધાં એટલે તે સેવા મુકી પર્વતની તળેટીમાં આવ્યા કે તુરત પોતાના માણસોને પર્વત ઉપર કૃષ્ણદાસે મોકલી દીધાં બંગાળીઓને ખબર થયા કે–અમારા ઝુંપડાં કૃશ્ણદાસે બાળ્યાં તેથી કૃશ્ણદાસ સાથે લડવા લાગ્યા, ત્યારે કૃશ્ણદાસે કોઈને બે કોઈને ચાર એમ લાકડીનો પ્રહાર કર્યો. એટલે બંગાલી ભાંગીને મથુરા આવ્યા. અને રૂપસનાતનને સર્વ વાત કહેતા હતા એટલામાં કૃષ્ણદાસ

પણ ત્યાં આવ્યા. ત્યારે રૂપ સનાતને ક્રોધ કરી કૃષ્ણદાસને કહ્યું કે—અરે! શુદ્ર તું બ્રાહ્મણોને મારનારો કોણ છે? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે—હું તો શુદ્ર પણ તમે કાંઈ અગ્નિહોત્રિ નથી. ત્યારે રૂપસનાતને કહ્યું કે—આ વારતા પાદશાહના જાણવામાં આવતાં પુછશે તો તું શું જવાબ દઈશ. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે -તે જવાબ હું આપીશ. પણ તમે કાયસ્થ થઈ બ્રાહ્મણો પાસે દંડવત કરાવો છો. આ સાંભળી રૂપસનાતન તો ચુપજ થઈ ગયા. અને બંગાલીને કહ્યું કે-તમે જાણો અને તે જાણે. એટલે મથુરાના સરદાર પોસે બંગાલીઓ ગયા તો કૃષ્ણદાસ ત્યાં જઈને ઉભા રહ્યા. ત્યારે અમલદાર કહે કે જે થવાનું હતું તે થયું પણ હશે! હવે એને રાખો. ત્યારે કૃષ્ણદાસે ચોખી ના પાડી કે એને રાખીશું નહિ. તેઓ અમારા નોકર છતાં સેવાનો ત્યાગ કરી કેમ આવ્યા, તેનાં ઝુંપડા કદી બળી જાત તો નવાં કરાવી દેત. માટે હવે તેઓને રાખશું નહિ. તેમ છતાં તમે આગ્રહ કરશો તો હું શ્રી ગુસાંઈજીને લખીશ. એટલું કહી કૃષ્ણદાસ શ્રી નાથજી આવ્યા, અને શ્રી ગુસાંઈજીને બંગાલીઓને કાઢવાના સમાચાર લખી લખ્યું કે—આપ પધારા તો વધારે સારૂ તે પત્ર અડેલમાં શ્રી ગુસાંઈજીને મળતાં શ્રી ગુસાંઈજી શ્રી નાથદ્વારે આવ્યા એટલે બંગાલી આવ્યા. અને કહેવા લાગ્યા કે-અમોને શ્રીઆચાર્યજીએ સેવામાં રાખેલા છે. તેને કૃષ્ણદાસે કાઢયા ત્યારે શ્રી ગુસાઈજીએ કહ્યું કે તમે સેવા છોડીને કેમ ગયા? તમારો વાંક છે. માટે હવે સેવામાં રાખીશું નહી ત્યારે

બંગાલીઓએ ઘણી વિનંતિ કરી કે—મહારાજ ! અમે ખાશું શું ત્યારે શ્રી ગુસાંઈજીએ શ્રી નાથજીને બદલે શ્રી મદનમોહનજી ની સેવા આપી. ત્યારથી બંગાલી મદનમોહનજીની સેવા કરવા લાગ્યા. અને ત્યારથી શ્રી નાથજીની સેવામાં ગુજરાતી બ્રાહ્મણોને રાખ્યા અને પોતાનો વઈભવ વધારવાનો હોવાથી સર્વને જે પ્રમાણે શ્રી નાથજીએ આજ્ઞા આપી તે પ્રમાણે નેક બાંધી દીધો. અને ત્યારથી પ્રનાલીકાપુર્વક શ્રી નાથજીની સેવા થવા લાગી. અને કૃષ્ણદાસ અધીકાર કરવા લાગ્યા.

પછી શ્રી નાથજીએ કૃષ્ણદાસને આજ્ઞા આપી કે તાલા પખવાજ તથા શ્યામ કુંવરીને લેઈ તું પરાસોલીમા આવજે. તે શ્યાંમ કુંવર મૃદંગ સારાં બજાવતી. શ્રીનાથજીની સેન આરતી ઉપરાંત અનોસર થતાં કૃષ્ણદાસ શ્યામ કુંવરીને ઘેર ગયા. અને કહ્યું કે શ્રી નાથજીની આજ્ઞા છે કે મૃદંગ લઈ પરાસોલી ચાલો. એટલે મૃદંગ લઈ તે બન્ને જણા આવ્યાં અને જુએછે તો શ્રી નાથજી શ્રી સ્વામીજી સાથે બીરાજેલા તે ત્યારે શ્રી નાથજીએ કૃષ્ણદાસને કીરતન કરવાનું અને શ્યામ કુંવરને મૃદંગ બજાવવાનું કહ્યું અને શ્રી નાથજીએ તથા સ્વામીજીએ નાચ કર્યો. ત્યારે આ પદ કૃષ્ણદાસે ગાયું હતું.

રાગ કેદારો.

શ્રી વૃષભાનુનન્દની નાચત ગિરધર સંગ,
લાગડા ઉરપતિ રચરાસરંગ રાખ્યો.

ઝપતાળ મિલ્યો રાગ કેદારો,
સસસુરન અવધરતાન રંગ રાખ્યો. ૧
પાઈ સુખ સિદ્ધિ ભરતકાય વિવિધ,
રિદ્ધિ અભીનવદળ સતસુહાગ
હુલાસ રંગ રાખ્યો-
વંનિતા સત મુથસંગ લિયે નિરપત કયૌ.
સઘનચંદ બલિહારી કૃષ્ણદાસ સુઘરરંગ રાખ્યૌ.

કૃષ્ણદાસે ઘણાં પદ કરેલાં છે એક સમય સુરદાસજીએ કૃ-ષ્ણદાસને પુછયું કે—તમે પદ કરો છો. તેમાં મારી છાયા છે. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે—હવેથી એવાં પદ કરૂં કે તમારી છાયા આવેજ નહિ, એમ કહી એકાન્તમાં જઈ નવું પદ કૃષ્ણદાસ કરવા લા-ગ્યા. જેનાં ત્રણ ચરણ કરયાં પણ ચોથું ચરણ થાય નહિ. બે ઘડી સુધી વિચાર કર્યો, પણ ચરણ થાય નહિ. તેથી કંટાળી પ્રસાદ લીધા પછી ચરણ કરવાનો વિચાર કરી કાગળ, કલમ અને દોત ત્યાં મુકીને મહાપ્રસાદ લેવા ઉઠયા, ત્યારે પાછળથી ત્રણ ચરણ શ્રી નાથજીએ પોતાના શ્રી હસ્તથી લખી દીધાં પછી કૃષ્ણદાસ પ્રસાદ લઈને આવી જુવે છે તો શ્રીહસ્તથી શ્રી નાથજી પદ પુરૂ કરી ગયા છે, તે નિરખી કૃષ્ણદાસ પરમાનંદ પામ્યા અને વિચાર કર્યો કે—સૂરદાસજી આવે તો પદ સંભ-ળાવું ઉત્થાપન સમય સૂરદાસજીનું દર્શન માટે આવવું થતાં કૃષ્ણદાસે કહ્યું કે—મેં નવું પદ કરેલું છે. તેમાં તમારી છાયા નથી. ત્યારે સૂરદાસે કહ્યું કે-સંભળાવો.

રાગ ગોડી.

આવત બનેં કાન્હ ગોપબાલક સંગ-
નેં ચુકી પુરરેણું છુરતી અલકાવલી,
ભોં હેં મનમથ ચાલવક્રલોચન-
બાન શીશ શોભીત મત્તમયુર ચન્દ્રાવલી ૧
ઉદ્દીત ઉડુરાજ સુંદર શીરોમણી.
વદન નીરખી ફુલી નવલીયુવતી કુમુદાવલી,
અરૂણ સકુચ અધર બીંબ ફળહસાત,
કહત કછુક પ્રકટીત હોત કુદ દશનાવલી.
શ્રવણ કુન્ડલ ભાલ તીલક વે સરીનાક,
કંઠ કૌસ્તુભ મણીસુભગ ત્રીવલાવલી.
રત્ન હાટક ખચીત પુર સીપદીક-
નીપાંતી પીચરાજત શુભ ઊલક મુક્તાવલી.
(શ્રીનાથક્રત) વલય કંકણ બાજુબંધ આજાનુ ભુજ-
મુદ્રીકા કરદલ બીરાજત નખાતલી, કવણનર મુરલીકા મોહીત-
અખીલ વીશ્વ ગોદીકા જન અસી ગ્રસથીત પ્રેમાવલી, ૪
કટી શુદ્ર ઘંટીકા જડીત હીરામચી.
નાતી અંબુજ વલીત ભંગ રોમાવલી.
ધાય કબ હુકે ચલત ભક્ત હીત.
જાની વીચગંડ મંડલ રૂચીર શ્રેય જલ કણાવલી. ૫
પીત કોશ મય પરીધાને સુન્દર.

અંગ ચરણ નુપુર વાદ્ય ગીત શબ્દાવલી.
હૃદય કૃષ્ણદાસ ગીરવર ધરણ.
લાલકી ચરણ નખ ચન્દ્રીકા હસ્તીતીમીરાવલી. ૬

આ પદ કૃષ્ણદાસે સુરદાસજી પાસે કહેતાં ત્રણ ચરણ સુધી સુરદાસ કાંઈ બોલ્યા નહી. અને ત્રણ ચરણ પછી કહેવા લાગત સુરદાસજીએ કહ્યું કે મારે અને તમારે વાદ છે. શ્રી પ્રભુ સાથે વાદ નથી. હું શ્રી પ્રભુની વાણીને ઓળખું છું. આટલું સાંભળતાં કૃષ્ણદાસતો ચુપ થઈ ગયા.

એક સમય શ્રી નાથજીના ભંડારમાં કાંઈક સામગ્રીની જ-રૂર પડતાં કૃષ્ણદાસ આગરે આવ્યા. ત્યાં બજારમાં એક વેશ્યા નાચ કરતી હતી. ત્યાં કૃષ્ણદાસ ગયા. તેનું ગાવું તથા નાચ જોઈને કૃષ્ણદાસ આનંદ પામ્યા. અને મનમાં કહ્યું કે-આતો શ્રી નાથજીના લાયક છે. પછી તે વેશ્યાને દશ મુદ્રા આપી કહ્યુ કે-રાતે સમાજ સહ આવજે. સામગ્રી લઈ ગાડાં ભરયાં. રાતે વેશ્યા આવતાં નાચ તથા ગાયન થયું તે જોઈ ખુશી થઈ કૃષ્ણ-દાસે સો રૂપીયા આપ્યા. અને કહ્યું કે તમે નાચ તથા ગાયન સારૂં કરો છો પણ તેથી મારા શેઠ આનંદ પામશે નહી માટે હું જે કહું તે ગાઓ. એમ કહીને કૃષ્ણદાસે એક પુર્વીનું પદ કરી શીખવ્યું અને તેને લઈને ત્રીજે દીવસે નાથદ્વાર આવ્યા. સર્વ સામગ્રી ભંડારમાં મુકાવી ઉત્થાપન વેળાએ વેશ્યાને લઈ ગયા. શ્રી ગુસાંયજી મંદિરમા ઉભા છે અને વેશ્યા મણી કોઠા-નૃત્ય કરવા લાગી.

રાગ પુરવી.

મોંમન ગીરધર છબીપર અટકયો,
લલીત ત્રીભંગી અંગ ન પરી ચલી ગયો તહાંઈ થકયો. ૧
સજળશ્યામ ધન ચરણુનીલ થઈ ફીર ચીત અનીતન ભટયો,
કૃષ્ણદાસ કીયૈ પ્રાણ ન્યોછાવરી મહતન જગ શીશ પકટયે, ૨

આ પદ વેશ્યાએ ગાતાં પાછલુ ચરણ આવ્યું કે કૃશણદાસ કીયો પ્રાણ ન્યોછાવરી મહતન જગશીર પટકયો એટલું કહેતાં વાર વેશ્યાના પ્રાણ તુરત નીકળી ગયા અને દીવ્ય સ્વરૂપ ધરી ને શ્રી નાથજીની લીલામાં પ્રાપ્ત થઈ, અને તેની સાથેના માણસો મારવા લાગ્યા કે અમારી તો આવડે આજીવીકા હતી હવે અમે શુ ખાઈશું. ત્યારે કૃષ્ણદાસે કહ્યુ કે ચાલો નીચે ખાવાનું આપું. એમ કહી તેઓને નીચે લાવી હજાર રૂપીઆ આપી વીદાય કર્યા. કૃષ્ણદાસે પોતાના મનમાં સમર્પી તેથી શ્રી નાથજીએ વેશ્યાનો અંગીકાર કર્યો.

કૃષ્ણદાસને ગંગાબાઈ સાથે સ્નેહ હોવાથી તે શ્રી ગુસાંઈજીને રૂચતું નહતુ એક દીવસ શ્રીગુસાંઈજી ભોગ ધરતા હતા, ત્યારે સામગ્રી ઉપર ગંગાબાઈની દૃષ્ટિ પડતાં તે સામગ્રી શ્રી નાથજી આરોગ્યા નહી. પછી આરતી કરી શ્રી ગુસાંઈજી નીચે પધાર્યા. પછી ભીતરીયા વીગેરેએ પ્રસાદ લીધો અને સુઈ રહ્યા પછી શ્રીગુસાંઈજી ભોજન કરીને પોઢયા. ત્યારે શ્રી નાથજીએ ભીતરીયાને લાત મારીને જગાડયો અને કહ્યુ કે હું તો ભુખ્યો

છું ત્યારે તેને કહ્યું કે—ભોગ ધરયા છતાં આપ કેમ ભુખ્યા રહ્યા. ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે-રાજભોગમાં ગંગાબાઈની દૃષ્ટી પડી હતી. આ સાંભળી ભીતરીયો શ્રી ગુસાંઈજી પાસે આવ્યો. તો શ્રી ગુસાંઈજી ને પોઢેલા જોઈ ચરણુ દાબ્યાં ત્યારે શ્રી ગુસાંઈજી ચમકીને ઉઠયા, અને ભીતરીયાને પુછયું કે-કેમ ! શું કામ છે ? ત્યારે ભીતરીયાએ કહ્યું કે-મહારાજ ! આજ શ્રી નાથજી ભુખ્યા છે. આ સાંભળતાં શ્રી ગુસાંઈજી તત્કાળ સ્નાન કરી પર્વત ઉપર પધાર્યા. એટલે ભીતરીઓ પણ સ્નાન કરી શ્રી ગુસાંયજી સાથે આવ્યો. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે-ભાત અને વડી કરો કે-તત્કાળ થઈ જાય પછી ભીતરીઆએ ત્વરાથી તૈયાર કર્યા એટલે શ્રી ગુસાંઈજીએ ભોગ ધર્યો પછી ભીતરીયો રસોઈ કરી સ્નાન કરી પર્વત ઉપર આવ્યો. પછી શ્રી ગુસાંઈજીની આજ્ઞાથી રાજ ભોગ સમર્પ્યા, પછી ભોગ સ-રાવી સેન આરતી કરી.શ્રી નાથજીને પોઢાડયા. ભોગનો પ્રસાદ એક ડબરામાં ત્યાંજ રહેતાં રામદાસ ભીતરીઆએ કહ્યું કે—પ્રથમ ભોગ ધર્યો હતો તે ત્યાંજ રહી ગયો, ત્યારે શ્રી ગુસાંઈજી ડબ-રામાંથી ઠલવીને ઉતર્યા અને સર્વ સેવકને વડી ભાતનો મ-હાપ્રસાદ વેંચી આપ્યો, પછી આરોગ્યા, તે વડી ભાતનો અલઉકીક સ્વાદ થયો હતો, ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે—આપજ કરવાવાળા અને આપજ આરોગવાવાળા માટે ઉત્તમ કેમ ન હોય;ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે-તમારા કર્યાં ભોગવીએ છીએ.

'શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે—તમારાં કરેલાં ભોગવીએ છીએ'

આ વચનથી શ્રીગુસાંઈજીને તથા કૃષ્ણદાસને અણુભનાવ થયો. અને કૃશણદાસે શ્રીગુસાંઈજીને કહ્યું કે—તમારે પર્વત ઉપર ચડવું નહી. એટલે શ્રી ગુસાંઈજી પરાસોલીમાં આવી રહ્યા. મનમાં વિચાર કર્યો કે—શ્રી નાથજીની એવી મરજી, એમાં કૃશણદાસ શું કરે? શ્રીનાથજીના મંદીરની ખડકી પરાસોલી તરફ હતી. ત્યાં શ્રીગુસાંઈજી બેસતા એટલે શ્રીનાથજી ખડકીમાં આવી દર્શન દેતા હતા. આ વાર્તા કૃશણદાસના જાણવામાં આવતાં તેમણે ખડકી બંધ કરી દીધી. જ્યારથી રામદાસજી આદીશેવક શ્રીનાથજીની આરતી કરીને શ્રીગુસાંઈજીનાં દર્શન માટે પરાશોલી આવી, ચરણોદક લઈ પ્રસાદ લેતા, તે કૃશણદાસને ગમતું નહી પણ સેવક ઉપર તેનું ચાલે નહી. શ્રીગુસાંઈજી એક પત્ર લખી રામદાસને આપતા અને કહેતા કે—શ્રીનાથજીને આપજો અને શ્રીનાથજી તેનો જવાબ લખી મોકલતા હતા. તે પત્ર વાંચીને ગુસાંઈજી પાણીમાં પી જતા હતા આ પ્રમાણે છ મહીના થઈ ગયા તો પણ શ્રીગુસાંઈજીએ કૃશણદાસને શ્રી નાથજીનો અધીકારી વઈશ્ણવ જાણીને અને શ્રી આચાર્યજીનો સેવક જાણી કશું કહ્યુ નહીં. એક દીવસ બીરબલનું ત્યાં આવવું થયું ત્યારે શ્રીગુસાંઈજી પરશોલીમાં હતા અને શ્રી ગુસાંઈજી ખબર કરાવતાં પોરીઆએ કહ્યું કે— શ્રીગુસાંઈજી પરાશોલી છે અને શ્રી ગીરધરજી આહી છે ત્યારે બીરબલ શ્રી ગીરધરજીને દર્શને આવતાં, બીરબલને શ્રીગીરધરજીએ કહ્યું કે-કૃશણદાસ અધીકારી કાકાજીને મહાબંદ

છે. ત્યારે બીરબલે કહ્યું કે—હમણાંજ કૃશ્ણદાસને કાઢીશ પછી બીરબલ ત્યાંથી મથુરાં આવ્યા અને પાંચશો માણસ મોકલ્યાં અને કહ્યું કે—કૃશ્ણદાસને પકડી લાવો. એટલે તે માણસોએ શ્રી ગોવર્ધન આવીને કૃષ્ણદાસને પકડયા અને લઈ ગયા. એટલે બીરબલે ગીરધરજીને કહેવરાવ્યું કે કૃષ્ણદાસને કેદ કરેલ છે. આ ખબર શ્રી ગુસાંઈજીને થતાં કહ્યું કે—હાય હાય ! ! શ્રી આચાર્યજીના સેવકને આવું કષ્ટ એમ કહી શ્રી ગરધરજીએ કહ્યું કે-આ તમે કરયું હશે. ત્યારે શ્રી ગીરધરજીએ હા કહેતાં, શ્રી ગુસાંઈજીને કહ્યું કે કૃષ્ણદાસ આવ્યા પછી ભોજન કરીશ. એટલે શ્રી ગીરધરદાસજી તુરત ઘોડો મંગાવી સ્વાર થઈ મથુરા આવી બીરંબલને કહ્યું કે—કાકાજી એ ભોજન કરતા નથી. માટે કૃષ્ણદાસને છોડો. એટલે બીરબલ કૃષ્ણદાસને શ્રી ગીરધરજીને સોંપતાં તેને લઈ પોતે શ્રી ગોકુળ આવ્યા. એટલે શ્રી ગુસાંઈજી દુરાની ઘાટ ઉપર આવતાં ક્રશ્ણદાસે દર્શન કરી દંડવત કરી નવું પદ ગાયું.

રાગ કેદારો

શ્રી વીઠલ જુકે ચરણુકી બલી—
હમસે પતીત ઉધારન કારન પરમ
કૃપાળુ આએ આપન ચલી. ૧
ઉજવલ અરૂણ દયા રંગ રંજીત
દશનમ ચંદ્ર વીહરતમન નીદંલી. ૨
સુભગકર સુખકર સોભન પાવન

ભક્ત મુદીત લલીત કર મંજલી. ૨

અતીશે મૃદુલ સુગંધી સુશી

તલપર તત્રીવીધ તાવ ડારતમંલ,

ભજી કૃશ્ણદાસ વારએક સુધી

કરી તેરો કહા કરે ગૈરીપુદલ. ૩

આ પદ શ્રવણ કરી શ્રી ગુસાંઈજી પોતાને ઘેર લઈ ગયા. પછી કૃશ્ણદાસને ભોજનનું કહેતાં કૃશણદાસે કહ્યું કે—મહારાજ? આપ ભોજન કરો. પછી હું જુઠણ લઈશ પછી શ્રી ગુસાંઈજી ભોજન કરવા બેઠા ત્યારે કૃશ્ણદાસે આ પદ ગાયું.

રાગ કાન્હરો.

તાહીંકો શીરનાઈ એજો શ્રી

વલ્લભ સુત પદ રજરતી હોય,

કીજૈ કહા આન ઉચે પદ

તીનસોં કહાસગાઈ મોય, ૧

સારસાર વિચાર અતોકરી

સૃતી વચ ગોધન લીયો નીચોય,

તહાં નવનીત પ્રકટ પુરૂષોતમ

સહ જઈ ગોરસ લીયો વીલોય. ૨

જાકે મનમેં ઉગ્ર ભરમ હૈ,

શ્રી વીઠલ શ્રી ગીરધર દોય,

તાકોસંગ વીષમ વીષ હુતે

ભુલી હું આતુર કરહેજીન કોય, ૩

જાન પ્રતાપ દેખી અપને ચખ
અસમસાર જો ભીદિનતોહી.
કૃશ્ણદાસ તે સુરતે અસુર ભયે
અસુર તે સુરભયે ચરણનછોહ. ૪

આ પદથી શ્રી ગુસાંઈજી પરમાનંદ પામ્યા. પછી શ્રી ગુસાંઈજી ભોજન કરી પધારયા એટલે કૃષ્ણદાસ અંદર ગયા. ત્યારે શ્રી ગીરધરજીએ શ્રી ગુસાંઈજીના જુઠણની પાતળ કૃષ્ણદાસ આગળ મુકી. ત્યારે કૃષ્ણદાસે મહાપ્રસાદ લીધો. પછી બે બીડાં દીધાં કૃષ્ણદાસ ત્યાંજ સુઈ રહ્યા. પછી જ્યારે પાછલી બે ઘડી રાત રહી ત્યારે શ્રી ગુસાંઈજી ઉઠયા. દેહકૃત્ત કરી સ્નાન કરી શ્રી નવનીત પ્રીયાજીનાં મંગલાનાં દર્શન કરી બહાર પધાર્યા. અને શ્રી નાથજી દવાર પધારવાની તૈયાર કરી બે ઘોડા મંગાવ્યા. પછી એક ઉપર શ્રી ગુસાંઈજી અને એક ઉપર કૃષ્ણદાસ અસ્વાર થયા, તે સવાપોહોર દીવસ ચડતાં શ્રી નાથજી પોહોંચ્યા. ત્યારે શ્રી ગુસાંઈજીને રાજભોગ આવ્યો હતો. એટલે શ્રી ગુસાંઈજી તુરત સ્નાન કરી ઉપર પધાર્યા. અને સમય થતાં શ્રી ગુસાંઈજીએ ભોગ સરાવ્યો. ત્યારે શ્રી ગુસાંઈજીને જોઈ શ્રી નાથજી બહુજ આનંદ પામ્યા. અને પુછ્યું કે—સારા છો ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે આપને જોયા તે દીવસથી સારાજ છીએ પછી પરસ્પર હસ્યા, પછી દરશન ખુલ્યાં અને રાજભોગ આરતી કરી શ્રી ગુસાંઈજી નીચે પધાર્યા. પછી રસોઈ કરી ભોગ ધરી શ્રી ગુસાંઈજી પોઢયા. પછી ઉત્થાપન સમય પહેલાં ઉઠી

સ્નાન કરિ ઉપર પધાર્યા અને શંખનાદ કરાવ્યો. શ્રી નાથજીનાં ઉત્થાપન પછી સેન આરતી કરિ કૃષ્ણદાસને શ્રી નાથજીના સમક્ષ બોલાવી કહ્યું કે-તમે અધીકાર કરો. સેવા ઉત્તમ પ્રકારે કરજો. ત્યારે કૃષ્ણદાસે આ પદ ગાયું.

રાગ કાન્હરો.

પરમ કૃપાલ શ્રી વલ્લભ નંદન
કરત કૃપાનીજ હૈ માથે.
જો જન શરણ આયે અનુસરહી
ગહી સોંપતી શ્રી ગોવર્ધન નાથે. ૧
પરમ ઉદાર ચતુર ચીંતામણી
રાખત ભવ ધારા તે રાથે
ભજી કૃષ્ણદાસ કાજ સબસરહીં
જો જાને શ્રી વીઠલનાથે. ૨

આ પદ ગાઈ વીનતી કરિ કે—મહારાજ! મારો અપરાધ ક્ષમા કરો. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે-તમારો અપરાધ શ્રી નાથજી ક્ષમા કરશે. પછી કૃષ્ણદાસને વીદાય કર્યા. અને પછિ શ્રી નાથજીને પોઢાડી શ્રી ગુસાંઈજી નીચે ઉતર્યા. પરમ દયાલ શ્રી ગુસાંઈજી કૃષ્ણદાસનાં કૃત્ય મનમાં લાવ્યાજ નહી, પછી બે દીવસ રહીને શ્રી ગુસાંઈજી શ્રી ગોકુળ પધાર્યા.

એક વૈશણવને પોતાને દેશ જવાનું હોવાથી, તથા ત્યાં

એક કુવો કરવાની ઈચ્છાથી કૃષ્ણદાસને કહ્યુ કે-દ્રવ્ય આપને કુવા માટે આપી જાઉં છું. એમ કહી ત્રણસો રૂપીઆ આપી તે તો દેશ ગયો, પછી તે રૂપીયામાંથી એક સો રૂપીયા આંબાના ઝાડ નીચે કૃષ્ણદાસે દાટી દીધા. અને કહ્યુ કે–બસો ખરચાયાબાદ આને કાઢીશું પછી રૂદ્રકુન્ડ ઉપર સારાં મુહુર્તમાં કુવો ખોદાવ્યો. બસો રૂપીઆ ખરચાઈ ગયા. સાફસુફ કરવાનું રહ્યુ હતું. પછી ષ્ણદાસ કુવો જોવા જતાં ટેકો ખસી જતાં કુવાંમાં પડયા એટલે તુરત બે માણસો કુવામાં ઉતર્યા અને કૃષ્ણદાસને શોધવા લાગ્યા પણ કૃષ્ણદાસનું શરીર હાથ લાગ્યું-જ નહી તે સમય શ્રી ગુસાંઈજી શ્રીનાથજીને સેન ભોગ ધરીને બિરાજેલા હતા. અને રામદાસ બેઠા હતા ત્યારે કોઈએ આવી ખબર આપી કે-કૃષ્ણદાસ કુવામાં પડી ગયા અને શોધતાં તેનું શરીર હાથ આવ્યું નહીં ત્યારે રામદાસજીએ કહ્યું કે—

अधो गच्छति तामसाः

ત્યારે શ્રી ગુસાઈજીએ કહ્યું કે–એમ ન કહો. કૃષ્ણદાસનું શરીર ન મળવાનું કારણ એ છે કે અલૈકિક જીવ હતો. તે શ્રી નાથજીની સેવામાં પ્રાપ્ત થયો અને આ શરીરથી કૃષ્ણદાસે શ્રી ગુસાઈજીની અવજ્ઞા કરેલ છે, તેથી એક પીપળામાં પ્રેત થઈને રહેલ છે. તેથી તેનું શરીર કુવામાં ન મળ્યું.

એક સમય શ્રી નાથજીની ગાયો ખોવાતાં ગોપીનાથ ગોવાળ તથા બીજા ચાર પાંચ શોધવા જતાં તે ગોપીનાથે શ્રી

નાથજીને રમતા જોયા, અને કૃષ્ણદાસને પીંપળા ઊપર પ્રેત થઈને બેઠેલા જોયા ત્યારે કૃષ્ણદાસે ગોપીનાથને કહ્યું કે-મારી વિનતિ શ્રી ગુસાંઈજીને કહે જો. અને કહેજો કે-કૃષ્ણદાસે કહ્યુ છે કે-હું તમારો અપરાધીછું. હું શ્રીનાથજીપાસે હોતતો આવી દશા થાત નહીં મારો અપરાધ ક્ષમા કરો. બાગમાં આંબાના ઝાડ નીચે સો રૂપીયા દાટેલા છે. તે કાઢીને બાકીનું કુવાનું કામ કરાવજો. તો મારી ગતી થશે આ વાર્ત્તા ગોપીનાથ ગોવાલે શ્રી ગુસાંઈજીને કહેતાં શ્રી ગુસાંઈજીએ રૂપીયા કઢાવી કુવો તઈયાર કરાવ્યો ત્યારે કૃષ્ણદાસની ગતી થઈ. કૃષ્ણદાસને પ્રેત યોનિમાં શ્રી નાથજી દર્શન દેતા તેનું કારણ એ કે-શ્રી નાથજીના સમક્ષ શ્રી ગુસાંઈજીએ કૃષ્ણદાસને કહેલું કે તમે અધિકાર કરો શ્રીનાથજીની સેવા સારી રીતે કરજો. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે અપરાધ ક્ષમા કરો. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યુ કે-તમારો અપરાધ શ્રીનાથજી ક્ષમા કરશે. તે શ્રીગુસાંઈજીની કૃપાથી શ્રીનાથાજીએ અપરાધ ક્ષમા કર્યો તેથી પ્રેત યોનિમાં દર્શન દેતા પણ સ્પર્શ ન કર્યો; કારણ કે જો સ્પર્શ થાય તો ઉદ્ધાર થાય તો ! અને ઉદ્ધાર શ્રી ગુસાંઈજીને હાથે છે કૃષ્ણદાસ શ્રી નાથજીને કહેતાકે-મહારાજ ! તમે દર્શન આપો છો બોલોછો અને મારો ઉદ્ધાર કેમ કરતા નથી, ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે હું દર્શન આપુછું બોલુંછું તે શ્રીગુસાંઈજીનાવચનને લીધે કરૂંછું પછી પરમ દયાળ શ્રી ગુસાંઈજીનેદયાઆવી કે હવે ઘણા દીવસ

થયા માટે હવે ઉદ્ધાર થાય તો સારૂ એ એમ વિચારી ધ્રૂવ ઘાટ ઉપર આવી કૃષ્ણદાસનો ઉદ્ધાર કર્યો અને તે લીલામાં પ્રાપ્ત થયો. શ્રીગુસાંઈજીએ કહ્યું કે કૃષ્ણદાસનો અધીકાર કીર્તન અને સેવા એ ત્રણે સારી રીતે કર્યા. તેના સમાન કોઈ કરશે નહી ક્રશણદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેની વાર્તાનો પાર નથી.



# વ્રતરાજ

આમાં બારે મહીનાના વ્રત મુળસહીત ગુજરાતી ટીકા સહીત આપવામાં આવ્યા હોવાથી અનેક ગૃહમાં રાખવાની જરૂર છે. આમાં શિવવ્રત, નવરાત્રીવ્રત, દર્શતાલીસવ્રત રૂષીપંચમી, નાગપંચમી, વસંતપંચમી, લક્ષીતાષ્ટી, કપિલાષ્ટી, ચંપાષ્ટી, શીતલાસપ્તમી, મુક્તાભરણસપ્તમી, રથસપ્તમી, અચલાસપ્તમી, પુત્રસપ્તમી, જન્માષ્ટમી દુર્વાષ્ટમી, મહાલક્ષ્મીવ્રત, સપ્તનવમી વટસાવીત્રી, શીવરાત્રી, વીગેરે અસંખ્ય કથાઓનો સંગ્રહ છે. પાકું પુઠું ગ્લેજ કાગળ કિં. ૫ રૂ. પોસ્ટેજ ૧૪ આના જુદા,

# ભવિષ્ય ફળ.

નવા વર્ષનો વર્તારો.

આમા ચૈત્રી સં. ૧૯૮૪ શાકે ૧૮૪૮ નીસાલનું ભવીષ્યફળ છે જેમાં રૂ. સુતર, અફીણ, ચાંદી, ઘઉં, અળશી, સરસવ, તલ, તેલ, ઘી, ગોળ, ચોખા, સોનું રૂપુ વગેરે દરેક વસ્તુની તેજીમંદી તારીખ વાર બતાવેલી હોવાથી વ્યેપારીઓને બહુજ ઉપયોગી છે. પ્રત્યેક નવા વર્ષનું ભવીષ્યફળ એક મહીના અગાઉ એટલે ફાગણ માસમાં તૈયાર કરવામા આવે છે. કી. ૦-૬-૦

મળવાનું ઠેકાણું--

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર

ત્રણદરવાજા—અમદાવાદ.

# શ્રીમદ્ ભાગવત

શ્રીકૃષ્ણોપનિષત સાથે સરળ ગુજરાતી ભાષાન્તર આ ભાષાન્તર શ્રીધરી તથા બાળપ્રબોધની ટીકાને આધારે લખવામાં આવેલું હોવાથી સરળ છે. સુંદર અને આકર્ષક ૬૦ ચિત્રો આમાં આપવામા આવ્યાં છે, સાથે શ્રીનાથજીની છબી રંગીન આપવામાં આવી છે, સુંદર સુશોભીત સોનેરી પુઠું કાગળ સારા છતાં કીંમત રૂ. ૮ પોસ્ટેજ રૂ. ૧॥

# શ્રીમદ્ ભાગવત

સરળ ભાષાન્તર સાથે સચિત્ર ગ્લેઝ ઉંચા કાગળ ચિત્રો સહીત ભરપુર પાકું સુશોભીત પુઠું. કિંમત રૂ. ૫-૦-૦ પોસ્ટેજ ૦-૧૨-૦.

સર્વ જાતના પુસ્તકો મળવાનુ ઠેકાણું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.